श्रीमद्

# पंचरत्न गीता

मूळ श्लोक सहित

શુદ્ધ ગુજરાતી ભાષામાં

ઘણાજ સુધારા વધારા સાથે



મહાત્મા શ્રીધર સ્વામીની

ટીકાને અનુસારે



છપાવી પ્રસિદ્ધકર્તા


હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

ઠે. પાનકોર નાકા—અમદાવાદ




કીંમત. રૂ. ૧-૮-૦

આવૃત્તિ ૪ થી   પ્રત. ૧૦૦૦

સંવત ૧૯૮૨   સને ૧૯૨૬





અમદાવાદ—શાહપુર વનમાળી વાંકાની પોળમાં
પટેલ હરિભાઈ દલપતરામે પોતાના
" સૂર્યોદય " પ્રેસમાં છાપી.

# સ્નેહ સમર્પણ

રા. રા. શ્રીમાન્

કરસનદાસ ભાણજીભાઈ.

મુંબાઈ.

માનનીય મહાશય !

આપની ઉદારવૃત્તિ અને ધર્મકાર્યમાં શુદ્ધ ભાવના ભાળી આ લઘુ તો યે અમૂલ્ય ગ્રન્થ આપને સ્નેહપૂર્વક સમર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

લી. આપનો સ્નેહાભિલાષી.

હરગોવનદાસ હરજીવનદાસ બુકસેલર

# અનુક્રમણિકા.



# પ્રસ્તાવના.



શ્રીમદ્ ભગવદ્ગીતા એ નારાયણ અવતાર શ્રીવ્યાસજીના રચેલા અખિલ જ્ઞાનના ભંડાર રૂપ શ્રી મહાભારતનો એક ભાગ છે. કૌરવ પાંડવોના યુદ્ધના આરંભમાં સગાં સંબંધીઓની સાથે યુદ્ધ નહિ કરવું એવો જે અર્જુનને મોહ થયેલો તેનું નિવારણ કરવા તથા આ જગતમાં શું સત્ય છે અને શું અસત્ય છે એનો બોધ કરવાના હેતુથી શ્રીકૃષ્ણે અર્જુનને આપેલો ઉપદેશ તે શ્રીમદ્ ભગવદ્ગીતા ( શ્રીભગવાનના મુખથી નીકળેલા જ્ઞાનનું ગીત ) છે. અત્રે શંકા થશે કે શ્રીમદ્ ભગવદ્ગીતા શ્રીકૃષ્ણે રચી છે કે શ્રી વ્યાસજીએ રચી છે? તેનો ઉત્તર એવો છે કે કેટલાક શ્લોકો વેદ તથા ઉપનિષદોનાંજ વાક્ય છે અને બીજા શ્રીકૃષ્ણના મુખમાંથી નીકળેલા

છે તેનો સંગ્રહ કરી તે શ્લોકની સંગતિ કરવાને માટે કેટલાક શ્રીવ્યાસજીએ રચેલા છે. એ રીતે શ્રીમદ્ ભગવદ્ ગીતાની રચના છે.

શ્રીમદ્ ભગવદ્ ગીતામાં આ સંસારનાં કર્મ-બંધનમાંથી મુક્ત થઈ મનુષ્યે પરબ્રહ્મની પ્રાપ્તિ કેવી રીતે કરવી તે જ્ઞાન બતાવેલું છે. આ હેતુ સિદ્ધ કરવાના ત્રણ માર્ગ કહેલા છે; કર્મયોગ, ભક્તિયોગ અને જ્ઞાનયોગ. શ્રીમદ્ ભગવદ્ ગીતામાં અઢાર અધ્યાય છે; તેમાં પહેલા છ અધ્યાયમાં કર્મયોગ સમજાવેલો છે, સુખ દુઃખ તથા રાગ દ્વેષાદિ દ્વંદ્વની લાગણી વિનાનો થઈને ફળની ઇચ્છા રાખ્યા સિવાય કર્મ કરનારો કર્મયોગી કહેવાય છે, તેને કર્મનું બંધન થતું નથી અને તે જીવન્મુક્ત છે. એ કર્મયોગનું રહસ્ય છે. આ છ અધ્યાયમાં સાંખ્ય તથા યોગ સારી રીતે સમજાવેલા છે અને સંસારીઓથી યોગ થઈ શકે નહિ

એવો જે સાધારણ લોકનો મત છે તે અહીં ખોટો પડે છે અને સંસારની ખટપટમાં રહીને તથા ગમે તે સ્થિતિમાં હોઇને પણ મનુષ્ય યોગ કરી શકે છે એમ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં સિદ્ધ કરેલું છે. બીજા છ અધ્યાયમાં ભક્તિયોગ સમજાવેલો છે. પરબ્રહ્મમાં કોઇના ઉપર ના હોય એવી અપાર પ્રીતિને ભક્તિ કહેવાય છે. શ્રદ્ધાવાળા મનુષ્યને ભક્તિ કરવી સ્હેલી છે અને તેવો માણસ ભક્તિવડે સ્હેલાઇથી પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે. છેલ્લા છ અધ્યાયમાં જ્ઞાનયોગ કહેલો છે. જે માણસ સંસારમાં ધર્માચરણ કરીને તથા સંસારના ભોગ ભોગવીને તેમા વિરક્ત થઇ ગયો હોય અને તેને જો સંસાર ઉપર પ્રીતિ ન રહી હોય અને સત્ય સુખ અને ખરો આનંદ શો છે તે જાણવાની જેની ઇચ્છા થઇ હોય તેને માટે જ્ઞાનયોગ છે. તેમાં જીવાત્મા અને પરમાત્મા એમ આત્માના

બે ભેદ છે. તેમાં પરમાત્મા એ ઉત્તમ છે. ખરૂં જોતાં જીવાત્મા એ પરમાત્માથી જુદો નથી એવું સમજી જે માયાથી કરેલી ઉપાધિઓને સ્વીકારતો નથી તે પરબ્રહ્મને પ્રાપ્ત કરે છે અર્થાત્ તેમાં ભળી જાય છે. એ જ્ઞાનયોગનો સારાંશ છે. આ પ્રમાણે શ્રીમદ્ ભગવદ્ ગીતામાં ત્રણ માર્ગ બતાવેલા છે; તે દરેક માર્ગથી મુક્તિ મળી શકે છે. એમાંથી મુમુક્ષુ પોતાની ઇચ્છા પ્રમાણે ગમે તે માર્ગ પકડે તો તેમાં કાંઇ બાધ નથી કારણ કે ત્રણે માર્ગનો આખરનો હેતુ મુક્તિની પ્રાપ્તિ અથવા પરબ્રહ્મની પ્રાપ્તિજ છે. શ્રીમદ્ ભગવદ્ગીતાની રચના એવી છે કે સંસારમાં દરેક વિષયને લાગુ પડતું જ્ઞાન એમાંથી મળી આવે છે. ટુંકામાં કહીએ તો તે જ્ઞાનનો ભંડાર છે; તેમ છતાં પણ ગ્રંથ ઘણોજ નાનો છે. વળી સામાન્ય બુદ્ધિવાળો પણ એને સહેલાઇથી વાંચી તથા સમજી શકે છે અને બુદ્ધિમાં

 

પારંગત થયેલા તેને વાંચીને એમ અભિપ્રાય આપે છે કે એનું ખરૂં રહસ્ય તેઓ પુરેપુરૂં સમજી શક્યા નથી. શ્રીમદ્ ભગવદ્‌ગીતાને માટે જેટલું લખીએ તેટલું ઓછું છે; છતાં જેમ "હાથનાં કંકણને આરસીની જરૂર નથી" તેમ આ સર્વમાન્ય ગ્રંથને માટે વધારે લખવાની આવશ્યકતા નથી. ટુંકામાં આખી પૃથ્વીના સર્વ સુધરેલા દેશોની ભાષામાં એનાં ભાષાંતર તથા ટીકાઓ થઈ તેની અનેક આવૃત્તિઓ થઈ ગઇ છે, એજ શ્રીમદ્ ભગવદ્‌ગીતાની મહત્તા સૂચવે છે.



## પરિશિષ્ટ.*

### દૈવી સંપત્‌નાં પાત્રોની સમજ.

પાંડુ એટલે વર્ણ રંગહીન–નિર્મળ વિવેકનું સ્વરુપ છે. તેને બે રાણીઓ છે. એક કુંતિ એટલે દિવ્ય વિભૂતિનું આકર્ષણ કરનારી શક્તિ મતિ; અને બીજી માદ્રી–એટલે ઉગ્રતાનું શમન કરી શાંતિ આવેશ ચઢાવનાર–ક્ષમા. આ ક્ષમાને બુદ્ધિની બીજી શુભ વૃત્તિઓનાં ઉપલક્ષણરૂપ જાણવી.

એમાં મતિને ત્રણ પુત્રો થયા અને ક્ષમાને બે પુત્રો થયા; પણ તે વિવેકના સમાગમથી નહીંજ, કેમકે વિવેક કે જે નિત્યાનિત્યને પૃથક્ કરે તેનો જડ મતિ સાથે કે ક્ષમા સાથે સાક્ષાત્ સંબંધ સંભવે નહિ. માટે તે સ્ત્રીયોના પ્રાબલ્યવડે આકર્ષાયલાં પાંચ તત્ત્વોનાં સૂક્ષ્મ પરમાણુઓથી તેઓ ઉપજ્યા એમ નિરૂપણ કર્યું છે.

મતિનો મોટો પુત્ર સદ્ધર્મ એટલે અધર્મ સાથે સંગ્રામમાં સ્થિર રહેનાર તે–યુધિષ્ઠિર વ્યોમતત્ત્વથી ઉપજેલો છે. વચલો સાહસ એટલે અન્યને

---

*આ બાબત પૂજ્ય ૧૬ મહારાજ શ્રીનથુરામજી શર્માની ભગવદ્‌ગીતા ઉપરથી લીધી છે.

ભયંકર લાગે એવું કર્મ કરી શકનાર તે–**ભીમ** વાયુતત્ત્વથી ઉપજેલો છે અને નાનો મંદવિરાગ એટલે **અર્જુન** શ્વેત તેજસ તત્ત્વથી ઉપજ્યો છે. ક્ષમાનો મોટો પુત્ર ઉપશમ એટલે–વિક્ષેપરૂપ સર્પનું ભક્ષણ કરનાર તે **નકુલ** જળતત્ત્વથી, ને નાનો પુત્ર ભક્તિ એટલે **સહદેવ**–[આત્મદેવની સાથે રહેનાર] પૃથ્વીતત્ત્વથી ઉત્પન્ન થયેલ છે. તેથી એ પાંચેમાં પોતપોતાના જનકનો સ્વભાવ પ્રધાનપણે વર્તે છે. વ્યોમતત્ત્વ બળવાન છતા સ્થિર સ્વભાવવાળું હોવાથી અને વાયુતત્ત્વ પરાક્રમી છતાં અતિ ચંચળ હોવાથી તે બન્ને જેમાં પ્રધાનપણે વર્તે છે, એવા સદ્ધર્મ તથા સાહસને યુદ્ધમાં મુખ્ય નાયકની જગ્યા નહિ આપતાં જેના મૂળમાં અલૌકિક આકર્ષણ શક્તિ રહેલી છે એવા મહા બળવાન અને નિયમિત પરાક્રમ દર્શાવનાર તેજસ્તત્ત્વથી ઉપજેલા મંદવિરાગને મુખ્ય યોદ્ધાની જગ્યા આપી છે. દૈવી સંપત્તિના ખરા સહાય આત્મદેવ ( શ્રીકૃષ્ણ ) જ છે. માટે તેમને મંદવિરાગના સારથી કલ્પ્યા છે. સત્ત સ્ફુર્તિ આપવા વિના બીજી કાંઇ ક્રિયા નહિ કરનાર હોવાથી તે યોદ્ધારૂપે ગણાયા નથી. આત્માભિમુખીવૃત્તિ

( દ્રૌપદી–દ્રુપદ–એટલે શીઘ્રગતિવાળા–તીવ્ર વે-ગવાન–શુદ્ધપ્રેમ–ની પુત્રી ) એ સદ્ધર્માદિ પાંચેની સામાન્યવૃત્તિ હોવાથી તેને પાચેની પત્ની ઠરાવી છે, અને ઉદાસીનતા ( સુભદ્રા–સારી રીતે કલ્યાણ કરનારી ) તે મંદવિરાગની પત્નીરૂપેજ શોભે માટે તેને તેની ( મંદવિરાગની ) પત્ની કલ્પી છે. આત્માભિમુખીવૃત્તિને સદ્ધર્માદિ પાંચ ભાઇઓથી દિવ્ય શબ્દાદિના જ્ઞાનરૂપ પાચ ( પ્રતિવીંધ્ય, સુતસોમ, શ્રુતકીર્તિ શ્રુતકર્મ, શતાનિક ને શ્રુતસેન) પુત્રો થયા છે અને મંદવિરાગથી ઉદાસીનતાને પેટે સંયમ ( અભિમન્યુ–ચારે ભણી પ્રકાશ કરનાર એક વિષયમાં થનારાં ધારણા, ધ્યાન ને સમાધિ ) ની ઉત્પત્તિ થઇ છે. દૈવીસંપત્તિના સૈન્યની વ્યૂહરચના એકાગ્રતાએ ( ધૃષ્ટદ્યુમ્ને–ઉગ્રજ્યોતિએ–અનેકાર્યપણાનો તિરસ્કાર કરનાર પ્રકાશે ) કરી છે, તે પણ યોગ્યજ છે. એ સેનામાં શ્રદ્ધા, ( યુયુધાન–ચૈતન્યનો પ્રકાશ કરવાને અભિલાષવાન ) વીર્ય–ઉત્સાહ, ( ઉત્તમૌજા–જેનું ઉત્તમ બળ છે તે, ) સ્મૃતિ, ( ચેકિતાન–જાણનાર, ) સમાધિ, (વિરાટ–વિશેષપણે આત્મામાં શોભનાર, ) વિચાર,

( કાશીરાજ-પદાર્થોને પ્રકાશીને શોભનાર, ) યમ, (ધૃષ્ટકેતુ-આપદાઓનું નિવારણ કરનાર,) નિયમ, (શૈબ્ય-શૈબ્ય-મંગળદાતા,) આસન, (કુંતિભોજ-દિવ્યવિભૂતિનું આકર્ષણ કરનારી શક્તિનું પાલન કરનાર, ) પ્રાણાયામ, (યુધામન્યુ-ચૈતન્યની અભિવ્યક્તિ કરવી એજ જેની ક્રિયા છે તે, ) પ્રત્યાહાર, (પુરુજિત-ઇંદ્રિયોના સમૂહને જિતનાર,) શુદ્ધપ્રેમ, (દ્રુપદ-શીઘ્રગતિવાળો-તીવ્ર વેગવાન,) ને શાંતિ, ( શિખંડી-સર્પરૂપે વિષયવાસનાને ગળી જનાર, ) એ મહા યોદ્ધાઓ છે. બંને પક્ષની સેનાઓ ધર્મનું અનુષ્ઠાન થઇ શકે એવા સ્થાનમાં એટલે અધિકારી મનુષ્ય શરીરના હૃદયપ્રદેશમાં યુદ્ધ કરવા માટે સજ્જ થઇ હતી.

## આસુરી સંપત્નાં પાત્રોની સમજ.

મોહ ( ધૃતરાષ્ટ્ર-શરીરરૂપી દેશને મમતાપૂર્વક ધારણ કરનાર અનાદિ સંસારાસક્તિ) એ આસુરી સંપત્નો વડો છે. એને સારાસારના વિવેકરૂપ નેત્રો નથી, માટે તેને આંધળો કહ્યો છે. તેના કામ ( દુર્યોધન-દુષ્ટ રીતે યુદ્ધ કરનાર-મંદક્રિયાવાન ) આદિ સો પુત્રો કહ્યા છે. એની સેનામાં અસ્મિતા

(ભીષ્મ–ચિરકાળ રહેનાર) સંસ્કાર, ( દ્રોણ–દ્રવવાના સ્વભાવયુક્ત, ) અવિદ્યા, (કૃપ–એક વસ્તુમાં અન્યની કલ્પના કરનાર, ) રાગ ( કર્ણ–પ્રવૃત્તિ કરાવનાર,) દ્વેષ ( વિકર્ણ–અપ્રવૃત્તિ કરાવનાર,) અભિનિવેશ, ( જયદ્રથ–અનુરાગ પામીને ઉત્કૃષ્ટરૂપ રહેનાર,) વાસના, (અશ્વત્થામા–સંચય થઇને રહેનાર સ્થૂળ શરીરના નાશથી નાશ નહિ પામનાર, ) અશ્રદ્ધા (ભૂરિશ્રવા–જેનું બહુપણું સાંભળવામાં આવે છે તે, ) વિષયાસક્તિ (શલ્ય–સાલની પેઠે મર્મસ્થાનમાં વ્યથા કરનાર, ) વિષયસેવન,(કૃતવર્મા–કર્મનું રક્ષણ કરનાર, ) પ્રાપ્ત વિષયના રક્ષણની ચિંતા ( ભગદત્ત પદાર્થમાં રહેલા સંસ્કારે આપેલ, ) ને સ્વાર્થ પરાયણતા, (શકુનિ–સમળીના જેવું વર્તન ) એ આદિ મહા યોદ્ધાઓ હતા. અસ્મિતા અને સંપત્‌ના મુખ્ય ગણાવાને યોગ્ય હોવાથી પિતામહનું રૂપ આપ્યું છે. સંસ્કાર અને અવિદ્યા એ પ્રવૃત્તિના મુખ્ય હેતુઓ હોવાથી તેમને આચાર્યની સંજ્ઞા આપવામાં આવી છે. વાસનાનો ઉદય સંસ્કારમાંથી થાય છે માટે વાસનાને સંસ્કારના પુત્રનું રૂપ આપ્યું છે.



श्रीगणेशायनमः

# अथ श्रीगीतामाहात्म्यम्.

॥ ऋषिरुवाच ॥

गीतायाश्चैवमाहात्म्यं यथावत्सूत मे वद ॥
पुराणमुनिना प्रोक्तं व्यासेन श्रुतिनोदितम् १

અનેક પ્રકારની કથાઓ સાંભળ્યા પછી શૌન-કાદિ ઋષિઓ સૂતજીને પ્રશ્ન કરેછે કે, હે સૂત! શ્રીમદ્ભગવદ્ગીતાનું જે માહાત્મ્ય શ્રીવ્યાસજીએ કહ્યું છે તે યથાવત્ મને કહો ॥ ૧ ॥

॥ सूतउवाच ॥

पृष्टं वै भवता यत्तन्महद्गोप्यं पुरातनम् ।
नकेनशक्यतेवक्तुं गीतामाहात्म्यमुत्तमम् ॥२

શૌનકનો પ્રશ્ન સાંભળીને સૂત બોલ્યા કે-જે તમે મને પૂછ્યું, તે અ. શુભ, પ્રાચીન અને અતિ ઉત્તમ ગીતાના માહાત્મ્યને કોઇપણ કહેવા સમર્થ નથી ॥ ૨ ॥

कृष्णो जानाति वै सम्यक्कचित्कौंतेय एव च। व्यासो वा व्यासपुत्रो वा याज्ञवल्क्योऽथमैथिलः ॥ ३ ॥

શ્રીમદ્ભગવદ્ગીતાનું માહાત્મ્ય સારી રીતે એકલા શ્રી કૃષ્ણજ જાણે છે અને કિંચિત્ અર્જુન, વ્યાસ, શુકદેવ, યાજ્ઞવલ્કય તથા જનક જાણે છે. ॥ ૩ ॥

अन्ये श्रवणतःश्रुत्वा लोके संकीर्तयंति च। तस्मात्किंचिद्वदाम्यद्य व्यासस्यास्यान्मया श्रुतम् ॥ ४ ॥

અને બીજા માણસો કાનથી સાંભળીને લોકમાં વર્ણન કરેછે પરંતુ જાણતા નથી, તેથી મેં જેવું શ્રીવ્યાસજીના મુખારવિંદથી સાંભળ્યું

છે તેવું થોડું કહી સંભળાવીશ. ॥ ૪ ॥

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनंदनः ।
पार्थोवत्स सुधी र्भोक्ता दुग्धंगीताऽमृतंमहत् ॥

સર્વ ઉપનિષદો ગાયરૂપી છે, તેમના દોહ-નાર શ્રીકૃષ્ણજી થયા અને અર્જુને વાછડા રૂપ થઈ પ્રથમ પાન કર્યું, પછી આ ગીતારૂપ આતે મિષ્ટ દૂધ લોકોમાં પ્રવૃત્ત થયું ॥ ૫ ॥

सारथ्यमर्जुनस्यादौ कुर्वनगीतामृतंददौ ।
सर्वलोकोपकारार्थं तस्मैकृष्णायतेनमः ॥६॥

જે શ્રીકૃષ્ણ ભગવાને પ્રથમ અર્જુનનું સા-રથીપણું કરતાં છતાં સર્વ લોકના ઉપકારને વાસ્તે અર્જુનને ગીતારૂપી અમૃત આપ્યું તે શ્રીકૃષ્ણને મારા નમસ્કાર છે. ॥ ૬ ॥

संसारसागरंघोरं तर्तुमिच्छति यो जनः ।
गीतानावं समारूह्य परं यातु सुखेन सः ॥७

જે ઘોર સંસારસાગર તરવાની ઈચ્છા કરતો હોય તેણે ગીતારૂપી નાવ ઉપર બેસીને સુખે-

થી પાર જવું. ॥ ૭ ॥

गीताज्ञानं श्रुतं नैव सदैवाभ्यासयोगतः ।
मोक्षमिच्छतिमूढात्मा यातिबालकहास्यताम्॥

જેણે ગીતા સંબંધી જ્ઞાન સદા અભ્યાસયો-ગથી સાંભળ્યું નથી તે મૂર્ખ જો મોક્ષને ચ્હાય તો તે બાળકની પેઠે ઉપહાસને પામે છે. ॥ ૮ ॥

ये शृण्वंति पठंत्येव गीताशास्त्रमहर्निशम् ।
न ते वै मानुषा ज्ञेया देवा एव न संशयः९

જે રાત દિવસ ગીતા ભણે છે અથવા સાંભળે છે તે મનુષ્ય નથી પણ દેવતા છે આમાં સંશય નથી એમ જાણવું. ॥ ૯ ॥

गीताज्ञानेन संबोध्य कृष्णः प्राहतमर्जुनम् ।
अष्टादशपदस्थानं गीताध्यायेप्रतिष्ठितम्॥१०

શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને ગીતાના જ્ઞાનથી બોધ કરી બોલ્યા કે, આ ગીતાના એક એક અધ્યાયમાં અષ્ટાદશ પદ જે વિષ્ણુ તેમનું સ્થા-

ન જે પરમપદ તેનું સ્થાપન કર્યું છે. ॥ ૧૦ ॥

मोक्षस्थानं परं पार्थ सगुणं वाथनिर्गुणम् ।
सोपानाष्टादशैरेवं परं ब्रह्माधिगच्छति ॥११

હે અર્જુન! સગુણ અથવા નિર્ગુણ એવા પોતાની ઇચ્છા પ્રમાણે મોક્ષસ્થાનપર આ અઢાર અધ્યાયરૂપ પગથિયાંથી મનુષ્ય પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે ॥ ૧ ॥

मलनिर्मोचनं पुंसां जलस्नानं दिने दिने ।
सकृद्गीतांभसिस्नानं संसारमलनाशनम् ॥१२

નિત્ય જળસ્નાન કરવાથી શરીર મળ નાશ થાય છે અને આ ગીતારૂપ જળનું સ્નાન દુઃખરૂપ સંસાર મળનો નાશ કરે છે ॥૧૨॥

गीताशास्त्रस्य जानाति पठनं नैव पाठनम् ।
परस्मान्न श्रुतं ज्ञान नैव श्रद्धा.न भावना ।
स एव मानुषे लोके पुरुषो विड्वराहकः ।
यस्माद्गीतां न जानाति नाधमस्तत्परो जनः ॥

જે ગીતાશાસ્ત્રનું ભણવું, ભણાવવું નથી

જાણુતો અને બીજાથી સાંભળ્યું પણ નથી, જેને શ્રદ્ધા નથી અને ભાવના પણ નથી તે પુરૂષ આ લોકમાં ગ્રામ શુકર-ભુંડ સમાન છે. ગીતા નહીં જાણુનારથી બીજો અધમ કોઇ નથી. ૧૩-૧૪

धिक्तस्य मानुषं देहं धिग्ज्ञानं धिक्कुलीनताम् । गीतार्थं न विजानाति नाधमस्तत्परो जनः ॥ १५ ॥

જે ગીતાર્થને જાણુતો નથી તેના મનુષ્ય દેહને, જ્ઞાનને અને કુલીનતાને ધિક્કાર છે; કેમકે તેથી અધિક અધમ કોઈ નથી. ॥ ૧૫ ॥

धिक्सुरूपं शुभं शीलं विभवं सद्गृहाश्रमम् । गीताशास्त्रं न जानाति नाधमस्तत्परो जनः ॥

જે ગીતાશાસ્ત્રને જાણુતો નથી તેના સુંદર રૂપને, શુભ શીલને, વૈભવને અને શ્રેષ્ઠ ગૃહાશ્રમને ધિક્કાર છે. તેનાથી બીજો કોઇ અધમ નથી. ॥ ૧૬ ॥

धिक्प्रागल्भ्यं प्रतिष्ठां च पूजां मानं महात्मताम् । गीताशास्त्रे रतिर्नास्ति तत्सर्वं निष्फलं जगुः ॥ १७ ॥

જેની ગીતાશાસ્ત્રમાં પ્રીતિ નથી તેની હીંમત પ્રતિષ્ઠા, પૂજા, માન અને મહાત્માપણાને ધિક્કાર છે અને તે સર્વ નિષ્ફળ છે. ॥ ૧૭ ॥

धिक्तस्य ज्ञानमाचारं व्रतं चेष्टां तपो यशः। गीतार्थपठनं नास्ति नाधमस्तत्परो जनः ॥

જે ગીતાર્થ જાણતો નથી તેના જ્ઞાન, આચાર, વ્રત, ચેષ્ટા, તપ અને યશને ધિક્કાર છે. તેનાથી બીજો કોઈ જન અધમ નથી. ॥૧૮॥

गीतागीतं न यज्ज्ञानं तद्विद्ध्यासुरसंज्ञकम् । तन्मोघं धर्मरहितं वेदवेदांतगर्हितम् ॥ १९ ॥

જેણે ગીતાનું જ્ઞાન ગાયું નથી તેના જ્ઞાનને આસુરીજ્ઞાન જાણવું. તે જ્ઞાન વ્યર્થ અને ધર્મરહિત તથા વેદવેદાંતમાં નિંદિત છે. ૧૯

यस्माद्धर्ममयी गीता सर्वज्ञानप्रयोजिका ।

सर्वशास्त्रमयी गीता तस्माद्गीता विशिष्यते ॥

આ ગીતા ધર્મમય સર્વ જ્ઞાનને પ્રવૃત્ત કરનારી છે અને સર્વ શાસ્ત્રમય છે એવું કહ્યું છે, માટે સર્વ શાસ્ત્રથી ઉત્તમ છે. ॥ ૨૦ ॥

योऽधीते सततं गीतां दिवा रात्रौ यथार्थतः
स्वपन्गच्छन्वदंस्तिष्ठन् शाश्वतंमोक्षमाप्नुयात्

જે નિરંતર-રાત દિવસ સૂતે, ચાલતે, બોલતે. ઉઠે ઉભે, ગીતાને અર્થ સહિત ભણતા રહે છે તે સનાતન મોક્ષને પામે છે. ॥ ૨૧ ॥

शालग्रामशिलाग्रे तु देवागारे शिवालये ।
तीर्थे नद्यां पठेद्यस्तु वैकुंठं याति निश्चितम् ॥

શાલગ્રામની સામે, દેવમંદિરમાં, શિવાલયમાં. તીર્થમાં અને નદી કિનારે જે ગીતાને ભણતો રહે છે તે નિશ્ચય વૈકુંઠમાં જાય છે.૨૨

देवकीनंदनः कृष्णो गीतापाठेन तुष्यति ।
यथा न वेददानैश्च यज्ञतीर्थव्रतादिभिः ॥२३॥

દેવકીનંદન શ્રીકૃષ્ણ જેવા ગીતા પાઠથી સં-

તુષ્ટ થાય છે તેવા અન્યપાઠ, વેદ, દાન, યજ્ઞ, તીર્થ અને વ્રતાદિકોથી સંતુષ્ટ થતા નથી. ૨૩

गीताऽधीता च येनापि भक्तिभावेन चेतसा ।
तेन वेदाश्च शास्त्राणि पुराणानि च सर्वशः ॥

જેણે ભક્તિભાવપૂર્વક ચિત્ત લગાડી ગીતાનું અધ્યયન કર્યું તે સર્વ વેદશાસ્ત્ર અને પુરાણ પણ ભણી રહ્યો. ॥ ૨૪ ॥

योगिस्थानेसिद्धपीठे शिष्टाग्रे सत्सभासु च ।
यज्ञे च विष्णुभक्ताग्रे पठन् याति परां गतिम् ॥

યોગીના સ્થાનમાં, વિંધ્યેશ્વરી ઈત્યાદી સિદ્ધ પીઠમાં, શ્રેષ્ઠપુરૂષની સન્મુખ, સાધુસભામાં, યજ્ઞમાં, અને વિષ્ણુભક્તના સન્મુખ પાઠ કરવાથી મનુષ્ય મોક્ષને પામે છે. ॥ ૨૫ ॥

गीतापाठं च श्रवणं यः करोति दिने दिने ।
क्रतवो वाजिमेधाद्याःकृतास्तेन सदक्षिणाः ॥

જે દિનદિનપ્રતિ ગીતાનો પાઠ અને શ્રવણ કરે છે તે સર્વ અગ્નિષ્ટોમાદિક અને અશ્વમે-

ધાદિક દક્ષિણા સહિત યજ્ઞો કરી ચુકયો. ૨૬

यःश्रृणोति च गीतार्थं कीर्त्तयेच्च स्वयं पुमा-
न् । श्रावयेच्च परार्थं वै स प्रयाति परंपदम् ॥

જે ગીતાના અર્થ સાભળે, પોતે કરે, અને બીજાને શ્રવણ કરાવે તે મોક્ષ પામે છે. ૨૭

गीतायाः पुस्तकं नित्यं योऽर्चयत्येव सादरम्
विधिना भक्तिभावेन तस्य पुण्यफलं श्रृणु ॥

આદરપૂર્વક નિત્ય ગીતાના પુસ્તકને વિધિ-પૂર્વક ભક્તિભાવ સંયુક્ત પૂજે છે તેનાં પુ-ણ્યફળ સાભળો. ॥ ૨૮ ॥

सकला चोर्व्वरा तेन दत्ता यज्ञे भवेत्फल ।
व्रतानि सर्वतीर्थानि दानानि सुबहून्यपि ॥

ગીતાનો પૂજનાર યજ્ઞમા સર્વ પૃથ્વીનું દા-ન આપી ચુકયો તથા સર્વ વ્રત, સર્વ તીર્થ, અનેક પ્રકારના દાન પણ આપી ચુકયો. ૨૯

भूतप्रेतपिशाचाद्यास्तत्र नो प्रविशंति वै ।
अभिचारोद्भवं दुःखं परेणापि कृतं च यत् ॥

જે ઘરમાં ગીતાનું પૂજન થાય છે તે ઘરમાં ભૂત, પ્રેત, પિશાચાદિક અને બીજાના કરેલા મંત્ર યંત્રાદિક અભિચારથી ઉત્પન્ન થયેલાં દુઃખ (મૂઠ ઇત્યાદિકથી થએલી પીડા) પ્રવેશ કરી શકતાં નથી. ॥ ૩૦ ॥

नोपसर्पति तत्रैव यत्र गीतार्चनं गृहम् । ताप त्रयोद्भवा पीडा नैव व्याधिभयं तथा ॥ ३१

જે ઘરમાં ગીતાનું પૂજન થાય છે ત્યાં દૈહિક, દૈવિક અને ભૌતિક એ ત્રણ તાપોની પીડા તથા રોગની પીડા થતી નથી. ॥ ૩૧ ॥

न शापं नैव पापं च दुर्गतिं न च किंचन ।
देहेरयः षडेते वै न बाधंते कदाचन ॥३२॥

ત્યાં કોઇનો શાપ, પાપ, દુર્ગતિ, કે દેહમાં રહેલી પાંચ જ્ઞાનેંદ્રિય અને મન એ છ શત્રુઓ પણ પીડા કરતા નથી. ॥ ૩૨ ॥

भगवत्परमेशाने भक्तिरव्यभिचारिणी ।
जायते सततं तत्र यत्र गीताभिनंदनम् ॥३३

જ્યાં ગીતાના અર્થનો નિરંતર વિનોદ થાય છે ત્યાં ભગવાનમાં અતિ ઉત્તમ અખંડ ભક્તિ ઉત્પન્ન થાય છે. ॥ ૩૩ ॥

प्रारब्धं भुञ्जमानोऽपि गीताभ्यासे सदा रतः सम्मुक्तः स सुखी लोके कर्मणा नोपबध्यते॥

જે સર્વ કાળ ગીતાના અભ્યાસમાંજ મગ્ન છે, તે પ્રારબ્ધવશથી સંસાર ભોગવે છે; તો પણ તે મુક્ત અને સુખી છે તથા કર્મથી પણ બંધાતો નથી. ॥ ૩૪ ॥

महापापादिपापानि गीताऽध्यायी करोति चेत्। न किंचित्स्पृशते तस्य नलिनीदलमंभसा ॥ ३५ ॥

જે નિત્ય ગીતાશાસ્ત્રનું શ્રવણ, પઠન અને મનન કરતો હોય તે જોકે દૈવયોગથી ભૂલમાં બ્રહ્મહત્યાદિક મહાપાપ કરે, તો પણ જેમ જળથી કમળપત્ર લિપ્ત થતું નથી તેમ તે પાપ લિપ્ત થતો નથી. ॥ ૩૫ ॥

स्नातोवायदिवाऽस्नातःशुचिर्वायदिवाऽशुचिः
विभूतिंविश्वरूपंच संस्मरन्सर्वदाशुचि ३६

સ્નાન કર્યું હોય, અથવા ન કર્યું હોય, પવિ-
ત્ર અથવા અપવિત્ર હોય તો પણ વિભૂતિયોગ
(૧૦મા) અને વિશ્વરૂપદર્શન (૧૧મા) અધ્યા-
યને ભણનાર સદા પવિત્ર થાય છે. ॥ ૩૬ ॥

अनाचारोद्भवं पापमवाच्यादि कृतं च यत् ।
अभक्ष्यभक्षजं दोषमस्पृश्यस्पर्शजं तथा ३७
ज्ञाताज्ञातकृतं नित्यमिंद्रियैर्जनितं च यत् ।
तत्सर्वंनाशमायाति गीतापाठेनतत्क्षणात् ३८

અનાચારથી, નિંદિતશબ્દ બોલવાથી, અ-
ભક્ષ્યાભક્ષથી, અસ્પૃશ્યને સ્પર્શ કરવાથી,
તથા જાણતાં અગર અજાણતાં જે નિત્ય
પાપ થયું હોય, અને ઇંદ્રિયોથી પણ જે પાપ
થયું હોય તે ગીતા પાઠથી તત્કાળ નષ્ટ થાય
છે. ॥ ૩૭ ॥ ૩૮ ॥

सर्वत्र प्रतिभोक्ता च प्रतिग्राही च सर्वशः ।

गीतापाठं प्रकुर्वाणो न लिप्यते कदाचन ॥

સર્વત્ર ભોજન કરનાર, તથા સર્વ પ્રતિગ્રહણ કરનાર, ગીતાના પાઠથી તે પાપમાં લિપ્ત થતો નથી. ॥ ३९ ॥

रत्नपूर्णां महीं सर्वां प्रगृह्णाति विधानतः ।
गीतापाठेन चैकेन शुद्धः स्फटिकवत्सदा४०

જે વિધિહીન રત્નપૂરિત પૃથ્વીનું દાન લેછે, તે ગીતાના એક પાઠથી શુદ્ધ સ્ફટિકમણિવત્ નિષ્પાપ થાય છે. ॥ ४० ॥

यस्यांतःकरणं नित्यं गीतायां रमते सदा ।
सर्वाग्निकः सदा जापी क्रियावान् स च पंडितः ॥ दर्शनीयः स धनवान् स योगी ज्ञानवानपि । स एव याज्ञिको ध्यानी सर्ववेदार्थदर्शकः ॥ ४१ ॥ ४२ ॥

જેનું અંતઃકરણ સદા ગીતામાં રમે છે તે જ અગ્નિહોત્રી, તે જ સદા જપ કરનાર, તે જ ક્રિયાવાન, તે જ પંડિત, તે જ દર્શનયોગ્ય, તે જ

યેગી, તે જ જ્ઞાનવાન, તે જ યાજ્ઞિક, તે જ ધ્યાની અને તેજ સર્વ વેદોના અર્થને જોનાર (જાણનાર) છે. ॥ ૪૧ ॥ ૪૨ ॥

गीतायाः पुस्तकं यत्र नित्यं पाठे प्रवर्त्तते । तत्र सर्वाणि तीर्थानि प्रयागादीनि भूतले ॥ निवसंति सदा गेहे देहदेशे सदैव हि । सर्वे देवाश्च ऋषयो योगिनः पन्नगाश्च ये ॥

જ્યાં ગીતાનું પુસ્તક નિત્ય પાઠમાં રહે છે ત્યાં પ્રયાગાદિ તીર્થ સદા રહે છે, તે જ ઘરમાં તથા દેહમાં બધા દેવ, ઋષિ યોગી અને પન્નગ પણ સદા રહે છે. ॥ ૪૩ ॥ ૪૪ ॥

गोपालबालकृष्णोऽपि नारदध्रुवपार्षदैः । सहायो जायते शीघ्रं यत्र गीता प्रवर्तते ४५

જ્યાં ગીતા પ્રવૃત્ત થાય છે ત્યાં નારદ, ધ્રુવ અને સર્વ પાર્ષદ સહિત શ્રીગોપાલબાલકૃષ્ણ જલદી સહાય થાય છે. ॥ ૪૫ ॥

यत्र गीताविचारश्च पठनं पाठनं तथा ।

तत्राहं निश्चितं पार्थ निवसामि सदैव हि ।४६

શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે–હે પાર્થ ! જ્યાં નિત્ય ગીતાનો વિચાર તથા પઠન પાઠન થાય છે ત્યાં હું સદાય નિશ્ચયપૂર્વક રહું છું. ૪૬

गीता मे हृदयं पार्थ गीता मे सारमुत्तमम् ।
गीता मे ज्ञानमत्यग्र्यंगीता मे ज्ञानमक्षयम् ४७

હે અર્જુન ! ગીતા મારૂં હૃદય છે, ગીતા મારો ઉત્તમ સાર છે, તથા ગીતા મારૂં મુખ્ય અને અક્ષયજ્ઞાન છે. ॥ ૪૭ ॥

गीता मे चोत्तमं स्थानं गीता मे परमं गृहम्।
गीताज्ञानंसमाश्रित्यत्रिलोकीपालयाम्यहम् ॥

ગીતા મારૂં ઉત્તમ સ્થાન છે, ગીતા મારૂં ઉત્તમ ઘર છે, અને ગીતાના જ્ઞાનને ધારણ કરી ત્રણુલોકનું હું પાલન કરૂં છું ॥ ૪૮ ॥

गीता मे परमा विद्या ब्रह्मरूपा न संशयः ।
अर्द्धमात्राक्षरानित्यास्वनिर्वाच्यपदात्मिका ॥

ગીતા મારી ઉત્તમ વિદ્યા છે, ગીતા બ્રહ્મરૂપ

છે તેમાં સંશય નથી, અર્દ્ધમાત્રા, નાશ રહિત સનાતન, અનિર્વાચ્યપદરૂપ એવી પરા વાણીરૂપ મારી આ ગીતા છે. ॥ ૪૯ ॥

गीतानामानि वक्ष्यामि गुह्यानि शृणु पांडव ।
कीर्त्तनात्सर्वपापानि विलयंयांतितत्क्षणात् ॥

હે પાંડવ ! ગીતાનાં જે ગુપ્ત નામ છે તે તમને કહું છું, જેના કીર્તનથી તત્કાળ સર્વ પાપ નાશ પામે છે. ॥ ૫૦ ॥

॥ अथ गीता नामानि. ॥

गीतागंगा च गायत्री सीता सत्यासरस्वती ।
ब्रह्मविद्याब्रह्मवल्लीत्रिसंध्यामुक्तगेहिनी ॥५१
अर्द्धमात्रा चिदानंदा भवघ्नी भयनाशिनी ।
वेदत्रयी परऽनंता तत्त्वार्थज्ञानमंजरी ॥ ५२
इत्येतानि जपन्नित्यं नरो निश्चलमानसः ।
ज्ञानर्द्धिं लभते शीघ्रं तथांते परमं पदम् ॥५३

ગીતાનાં નામ કહે છે—૧ ગીતા, ૨ ગંગા, ૩ ગાયત્રી, ૪ સીતા, ૫ સત્યા, ૬ સરસ્વતી, ૭

બ્રહ્મવિદ્યા, ૮ બ્રહ્મવલ્લી, ૯ ત્રિસંધ્યા, ૧૦ મુક્તગેહિની, ૧૧ અર્ધમાત્રા, ૧૨ ચિદાનંદા ૧૩ ભવઘ્ની, ૧૪ ભયનાશિની, ૧૫ વેદત્રયી ૧૬ પરા, ૧૭ અનંતા અને ૧૮ તત્વાર્થજ્ઞાન મંજરી. આ ગીતાના અઢાર નામ સ્થિર બુદ્ધિથી નિત્ય જપતો રહે તો તે જલદી જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ પામે છે. ॥ ૫૧–૫૨–૫૩ ॥

पाठेऽसमर्थः संपूर्णे तदर्द्धं पाठमाचरेत् ।
तदागोदानजं पुण्यं लभते नात्र संशयः ॥५४

સંપૂર્ણ ગીતાનો પાઠ ન કરી શકે તો અરધી ગીતા એટલે નવ અધ્યાયનો પાઠ કરે તો એક ગાયદાન જેટલું પુન્ય થાય તેમાં સંશય નથી. ॥ ૫૪ ॥

षडंशं जपमानस्तु गंगास्नानफलं लभेत् ।
त्रिभागं पठमानस्तु सोमयागफलं लभेत्॥५५

છઠ્ઠો અંશ એટલે ત્રણ અધ્યાયનો નિત્ય પાઠ કરે તો ગંગાસ્નાનનું ફળ થાય, અને

ત્રિભાગ એટલે છ અધ્યાયનો નિત્ય પાઠ કરે તો સોમયાગનું ફળ પામે છે. ॥ ૫૫ ॥

तथाऽध्यायद्वयं नित्यं पठमानो निरंतरम् ।
इंद्रलोकमवाप्नोति कल्पमेकं वसेद्ध्रुवम् ॥५६

બે અધ્યાયના રોજ પાઠ કરતો રહે તો ઇંદ્ર લોકને પામી ત્યાં એક કલ્પ સુધી વાસ કરે છે. ॥ ૫૬ ॥

एकमध्यायकं नित्यं पठते भक्तिसंयुतः ।
रुद्रलोकमवाप्नोतिगणो भूत्वा वसेच्चिरम् ॥५७

જો એક અધ્યાયના નિરંતર નિયમપૂર્વક ભક્તિથી પાઠ કરતો રહે તો રૂદ્રલોકને પામી શંકરગણ થઈ કલ્પપર્યંત રહીને મુક્ત થાય. આ સર્વ પાઠ કહ્યા તે નિત્ય નિયમ અને ભક્તિથી કરે તોજ ફળ મળે છે. ॥ ૫૭ ॥

अध्यायार्द्धं च पादं वा नित्यं यः पठते जनः ।
स प्राप्नोति रवेर्लोकं मन्वंतरशतं समाः ॥५८

જે માણસ નિત્યનિયમથી ગીતાનો અરધો

અથવા થોડા ભાગનો પણ પાઠ કરતો રહે છે તે સૂર્યલોકમાં સોમન્વંતર પર્યંત રહે છે.

गीताया श्लोकदशकं सप्त पंच चतुष्टयम् ।
त्रिकद्विकैकमर्द्धं वा श्लोकानां च पठेन्नरः ।
चंद्रलोकमवाप्नोति वर्षाणामयुतायुतम् ॥५९

જો ગીતાના દશશ્લોક અથવા સાત, પાંચ, ચાર, ત્રણ, બે એક અથવા અરધા શ્લોકનો પણ નિરંતર પાઠ કરે તો અયુતાયુત વર્ષ એટલે દશકરોડ વર્ષ ચંદ્રલોકમાં વાસ કરે છે.

गीतार्धमेककालेपि श्लोकमध्यायमेव च ।
स्मरंस्त्यक्त्वाजनोदेहं मयातिपरमंपदम् ॥६०

જે એકજ વખતે ગીતાના એક શ્લોકનું વા અધ્યાયનું પણ સ્મરણ કરતો દેહ ત્યાગે તે મોક્ષને પામે છે. ॥ ૬૦ ॥

गीतार्थं वापि पाठं वा श्रृणुयादंतकालतः ।
महापातकयुक्तोपि मुक्तिभागीभवेज्जनः ६१

અંતકાળના સમયમાં ગીતાના અર્થ વા પાઠ

સાંભળતાં દેહ છોડે તો મહાપાપી પણ મુક્ત થાય છે. ॥ ૬૧ ॥

गीतापुस्तकसंयुक्तः प्राणांस्त्यक्त्वाप्रयातियः ।
स वैकुंठमवाप्नोति विष्णुना सह मोदते ६२

જે ગીતાના પુસ્તકયુક્ત થઇ પ્રાણ ત્યાગે તે વિષ્ણુલોકને પામી વિષ્ણુસમીપ આનંદ કરે છે.

गीताध्यायसमायुक्तो मृतो मानुषतां व्रजेत् ।
गीताभ्यासं पुनः कृत्वालभतेमुक्तिमुत्तमाम् ॥

મરણ સમયમાં ગીતાનો એક અધ્યાય પાસે હોય તો ફરી મનુષ્ય જન્મ લઇ ગીતાનો અભ્યાસ કરી મુક્ત થાય છે. ॥ ૬૩ ॥

गीतोच्चारणसंयुक्तो म्रियमाणो गतिं लभेत् ।
यद्यत्कर्म च सर्वत्र गीतापाठं प्रकीर्त्तयेत् ॥
तत्तत्कर्म च निर्दोषंकृत्वापूर्णमवाप्नुयात् ६४

મરતાં મરતાં ગીતા એવો ઉચ્ચાર કરે તો પણ મુક્તિ પામે છે, જે જે કર્મ કરે તે તે કર્મમાં ગીતા પાઠ કરે તો નિર્દોષ કર્મનાં સંપૂર્ણ

ફળ પામે છે. ૬૪

पितृनुद्दिश्य यः श्राद्धे गीतापाठं करोति वै ।
संतुष्टाः पितरस्तस्यनिरयाद्यांतिसद्गतिम् ६५

જે શ્રાદ્ધમાં પિતૃઓનિમિત્ત ગીતાનો પાઠ કરે તો તે પિતૃલોક સંતુષ્ટ થઇ નરકથી મુક્ત થાય છે. ૬૫

गीतापाठे तु संतुष्टाः पितरः श्राद्धतर्पिताः ।
पितृलोकं प्रयांत्येव पुत्राशीर्वादतत्पराः ६६

ગીતાપાઠથી પ્રસન્નતા પામેલા પિતૃઓ પુત્રને આશીર્વાદ દઇ પિતૃલોકમાં જાય છે. ૬૬

लिखित्वा धारयेत्कंठे बाहुदंडे च मस्तके ।
नश्यंत्युपद्रवाःसर्वे विघ्नरूपाश्च दारुणाः ॥६७

ગીતા લખીને ગળામાં, ભુજ ઉપર અથવા માથા ઉપર ધારણ કરે તો વિઘ્નરૂપ દારૂણ ઉપદ્રવ નાશ પામે છે. ૬૭

गीतापुस्तकदानं च धेनुपुच्छसमन्वितम् ।
दत्त्वातत्सद्द्विजेसम्यक्कृतार्थो जायते जनः ॥

ગાયનું દાન આપતી વેળા પુંછડા સાથે ગીતા હાથમાં લઈ જે દાન આપે છે તે સર્વ પ્રકારે કૃતાર્થ થાય છે. ૬૮

पुस्तकं हेमसंयुक्तं गीतायाः शुद्धमानसः ।
दत्त्वा विप्रायविदुषे जायते न पुनर्भवे ६९

સુવર્ણ સંયુકત ગીતાના પુસ્તકનું જો શુદ્ધ મનથી વિદ્વાન બ્રાહ્મણને દાન આપે તો તે ફરી જન્મ પામતો નથી. ॥ ૬૯ ॥

शतपुस्तकदानं च गीतायाः प्रकरोति यः ।
स याति ब्रह्मसदनं पुनरावृत्तिवर्जितम् ७०

જો ગીતાના સો પુસ્તકનું દાન કરે તો તે વૈકુંઠ લોકમાં જાય છે અને ફરી અહીં જન્મતો નથી. ॥ ૭૦ ॥

गीतादानप्रभावेन सप्तकल्पावधिः समाः ।
विष्णुलोकमवाप्नोति विष्णुनासहमोदते ७१

ગીતાદાનના પ્રભાવથી વિષ્ણુ લોકમા સાત કલ્પપર્યંત વિષ્ણુ સાથે આનંદ કરે છે. ૭૧

सम्यक्श्रुत्वाचगीतार्थं पुस्तकं यः प्रदापयेत् ।
तस्मै प्रीतोस्मि भगवानददामिमनसेप्सितम् ॥

શ્રી કૃષ્ણ કહે છે કે, ગીતાનો સંપૂર્ણ અર્થ સાંભળીને પુસ્તકનું દાન કરે તેને હું મનવાંછિત ફળ આપું છું. ॥ ૭૨ ॥

देहं मानुषमाश्रित्य चातुर्वर्ण्येषु भारत ।
न श्रृणोति पठत्येव गीताममृतरूपिणी ॥ ७३
हस्तात्त्यक्त्वाऽमृतं प्राप्तं कष्टात्क्ष्वेडंसमश्नुते ॥
पीत्वागीतामृतंलोके लब्ध्वामोक्षंसुखीभवेत्

જે મનુષ્ય દેહ પામીને આ અમૃત રૂપિણી ગીતા ભણતો નથી, અથવા સાંભળતો નથી તે હાથમાં આવેલા અમૃતને ત્યાગી વિષને કષ્ટથી પીએ છે, જો ગીતારૂપ અમૃતનું પાન કરે તો મોક્ષને પ્રાપ્ત થઈ સુખી થાય છે. ૭૩–૭૪

जनैः संसारदुःखार्त्तैर्गीताज्ञानं च यैःश्रुतम् ।
संप्राप्तममृतं तैश्च गतास्ते सदनं हरेः ॥७५॥

સંસાર દુઃખથી પીડિત મનુષ્યો આ ગીત-

ના જ્ઞાનને સાંભળી અમર થઈ વિષ્ણુ લોકને પામે છે. ॥ ૭૫ ॥

गीतामाश्रित्य बहवो भूभुजो जनकादयः ।
निर्धूतकल्मषा लोके गतास्ते परमं पदम् ७६

આ ગીતાના આશ્રયે કરી જનકાદિ ઘણા રાજા પાપ રહિત થઈ પરમપદ પામ્યા છે. ૭૬

गीतासु न विशेषोस्ति जनेषूच्चावचेषु च ।
ज्ञानेष्वेव समग्रेषु समा ब्रह्मस्वरूपिणी ७७

ગીતામાં નીચ કે ઉંચ જનનો ભેદ નથી, ગીતા સમગ્ર જ્ઞાનમાં સમાન છે, અને બ્રહ્મ-રૂપિણી છે. ॥ ૭૭ ॥

योऽभ्यसूयति गीतां च निंदां वा प्रकरोति च ।
प्राप्नोति नरकं घोरं यावदाभूतसंप्लवम् ७८

જે ગીતાની ઈર્ષ્યા અને નિંદા કરે છે તે પ્રલય પર્યંત નરકમાં રહે છે. ॥ ૭૮ ॥

अहंकारेण मूढात्मा गीतार्थं नैव मयन्ते ।
कुंभीपाके स पच्येत यावत्कल्पलयो भवेत् ७९

જે અહંકારથી ગીતાના અર્થને માનતો નથી તે પ્રલયકાળ સુધી કુંભીપાક નરકમાં રહે છે.

गीतार्थं वाच्यमानं यो न शृणोति समीपतः ।
श्वसूकरभवां योनिमनेकां सोऽधिगच्छति ॥

ગીતા વંચાતી હોય તેની પાસે જઇ જે સાંભળતો નથી તે શ્વાન તથા સૂકરના અનેક જન્મ પામે છે. ॥ ૮૦ ॥

चौर्यंकृत्वाचगीतायाः पुस्तकंयः समानयेत् ।
नतस्यस्यात्फलं किंचित्पठनंचवृथा भवेत्८१

ચોરી કરેલા ગીતાના પુસ્તક વડે જે પાઠ કરે તેને તેનુ ફળ મળે નહિ અને વૃથા પરિશ્રમ થાય છે. ॥ ૮૧ ॥

यःश्रुत्वा नैव गीतार्थं मोदते परमादरात् ।
नैवाप्नोति फलं लोके प्रमादाच्च वृथाश्रमम् ॥

ગીતાના અર્થને સાંભળી અતિ આદરથી જેને આનંદ થતો નથી તેને ફળ મળતું નથી, પણ પ્રમાદથી વૃથા શ્રમ થાય છે. ॥ ૮૨ ॥

गीता श्रुत्वा हिरण्यं च पट्टांबरसुवेष्टनम् ।
निवेदयेच्च विप्राय प्रीतये परमात्मनः ८३ ॥

ગીતા સાંભળી સુવર્ણ યુક્ત પુસ્તક રેશમી વસ્ત્રમાં બાંધી પરમાત્માની પ્રીતિ માટે વાંચનાર બ્રાહ્મણને આપવું ॥ ૮૩ ॥

वाचकं पूजयेद्भक्त्या द्रव्यवस्त्राद्युपस्करैः ।
अन्नैर्बहुविधैः प्रीत्या तुष्यतां भगवानिति ॥

દ્રવ્ય, વસ્ત્ર, આભૂષણોથી ગીતા વાચનારનું પૂજન કરી નાનાપ્રકારનાં અન્નાદિ સહિત ભગવાન પ્રસન્ન થાયએવી બુદ્ધિથી આપવું. ૮૪

माहात्म्यमेतद्गीतायाःकृष्णप्रोक्तं सनातनम् ।
गीतांते पठते यस्तु यथोक्तं फलमाप्नुयात् ॥

જો આ શ્રીકૃષ્ણનું કહેલું સનાતન ગીતાનું માહાત્મ્ય પાઠના અંતમાં ભણે. તો યથોક્ત ફળ પામે છે. ૮૫

गीतायाःपठनं कृत्वामाहात्म्यं नैव यः पठेत् । वृथापाठफलं तस्य श्रमएवहि केवलम् ॥

ગીતા પાઠ કરી માહાત્મ્ય ન વાંચે તો પાઠ કરવાનો શ્રમ વ્યર્થ છે, અને પાઠનું ફળ મળતું નથી. ૮૬

एतन्माहात्म्यसंयुक्तं गीतापाठं करोति यः । श्रद्धया यः श्रृणोत्येव दुर्लभां गतिमाप्नुयात् ॥

જો આ માહાત્મ્ય સંયુક્ત ગીતાનો પાઠ કરે અથવા સાંભળે તો તે દુર્લભપદને પામશે.

श्रुत्वा पठित्वा गीतां च माहात्म्यं यः श्रृणोति वै । तस्य पुण्यफलं लोके भवेद्धि मनसेप्सितम् ॥ ८८ ॥

જે ગીતાને સાંભળીને, ભણીને, માહાત્મ્યને ભણે છે, અથવા સાંભળે છે તે મન ઇચ્છિત ફળને પામે છે. ॥ ૮૮ ॥

इतिश्रीमद्वाराहपुराणेसूतशौनकसंवादे श्रीकृष्णप्रोक्तं श्रीमद्भगवद्गीतामाहात्म्यम्संपूर्णं ॥

## મંગળાચરણ.

नारायणंनमस्कृत्य नरं चैवनरोत्तमम् ।
देवींसरस्वतींचैव ततोजयमुदीरयेत् ॥ १ ॥

નારાયણને નમસ્કાર કરીને તથા નરોમાં ઉત્તમ એવા નરને નમસ્કાર કરીને તથા સરસ્વતી દેવીને નમસ્કાર કરીને પછી ગ્રન્થનો આરંભ કરવો. ૧

व्यासंवसिष्ठनप्तारं शक्तेःपौत्रमकल्मषम् ।
पराशरात्मजंवन्दे शुकतातंतपोनिधिम् ॥२॥

વસિષ્ઠઋષિના, પ્રપૌત્ર, શક્તિ નામના ઋષિના પૌત્ર, પરાશરના પુત્ર, શુકદેવજીના પિતા સર્વ પાપ રહિત અને તપના ભંડારરૂપ વ્યાસમુનિને નમસ્કાર કરૂં છું ॥ ૨ ॥

व्यासायविष्णुरूपाय व्यासरूपायविष्णवे ।
नमोवैब्रह्मविधये वासिष्ठायनमोनमः ॥३॥

વિષ્ણુરૂપ વ્યાસને નમસ્કાર કરૂં છું અને

વ્યાસરૂપ વિષ્ણુને નમસ્કાર કરૂં છું; વસિષ્ઠ કુળમાં ઉત્પન્ન થયેલા અને વેદનો વિભાગ કરનાર વ્યાસમુનિને વારંવાર નમસ્કાર કરૂં છું.

चतुर्वदनोब्रह्मा द्विबाहुरपरोहरिः ।
अभाललोचनःशम्भु र्भगवान्बादरायणः४

ભગવાન વ્યાસમુનિ કેવા છે કે, ચાર મુખ સિવાય સાક્ષાત્ બ્રહ્મા છે; બે હ થવાળા બીજા વિષ્ણુ છે, અને કપાળમાં ત્રીજા નેત્ર સિવાય સાક્ષાત શંકર છે. ॥ ૪ ॥

## કરન્યાસ વિધી.

नैनं छिन्दन्ति शस्त्राणि नेनं दहतिपावकः ।

આત્મને શસ્ત્રો છેદી શકતા નથી અને અગ્નિ બાળી શકતો નથીઃ આ મંત્ર ભણીને બન્ને હાથના અંગુઠાઓનો સ્પર્શ કરીને તેને પ્રણામ કરવા ૧

न चैनं क्लेदयन्त्यापो न शोषयतिमारुतः ॥

'પાણી આત્માને ભીનો કરી શક્તુ નથી તથા પવન આત્મને શોષી શકતો નથી.' આ મંત્ર ભણીને હાથની બન્ને તર્જનીઓ (અંગુઠા પાસેની આંગળીઓ) નો સ્પર્શ કરીને તેને નમસ્કાર કરવા. ૨

अच्छेद्योयमदाह्योयमक्लेद्यो ऽशोष्य एव च॥

'આ આત્મા કપાય નહીં તેવો, બળાય નહીં તેવો, ભીનો કરી શકાય નહીં તેવો અને શોષાય નહીં તેવો છે,' આ મંત્ર ભણીને હાથની

બન્ને વચલી આંગળીઓનો સ્પર્શ કરીને તેને પ્રણામ કરવા. ૩

नित्य सर्वगतः स्थाणुरचलोऽयंसनातनः ॥

'આ આત્મા નિત્ય સર્વવ્યાપી, સ્થિર, અચળ અને સનાતન છે.' આ મંત્ર ભણીને હાથની બંને અનામિકાઓ (ટચલી આંગળીની પાસેની આંગળીઓ) નો સ્પર્શ કરીને તેને નમસ્કાર કરવા. ૪

पश्य मे पार्थ रुपाणिशतशोऽसहस्रशः ॥

'હે પાર્થ! તું મારાં સેંકડો અને હજારો રૂપો જો,' આ મંત્ર ભણીને હાથની બંને ટચલી આંગળીઓનો સ્પર્શ કરીને તેને નમસ્કાર કરવા.

नानाविधानिदिव्यानिनानावर्णाकृतीनिच ॥

'મારાં રૂપ અનેક પ્રકારનાં, દિવ્ય તથા અનેક વર્ણ અને આકારનાં છે,' આ મંત્ર ભણીને હાથનાં બંને તળિયાંનો અને પાછળના ભાગનો સ્પર્શ કરીને તેને પ્રણામ કરવા ॥ ૬ ॥

## અંગન્યાસ વિધિ.

नैनं छिन्दन्ति शस्त्राणि नैनंदहतिपावकः ॥

'આત્માને શસ્ત્રો છેદતાં નથી અને અગ્નિ બાળતો નથી,' આ મંત્ર ભણીને हृदयाय नमः એમ કહીને હાથના અગ્ર ભાગથી હૃદયનો સ્પર્શ કરીને તેને નમસ્કાર કરવો. ॥ ૧ ॥

न चैनं क्लेदयन्त्यापो न शोषयतिमारुतः ॥

'પાણી આત્માને ભીનો કરી શકતું નથી અને પવન શોષતો નથી,' એ મંત્ર ભણીને शिरसे स्वाहा એમ કહીને હાથના અગ્ર ભાગથી મસ્તકનો સ્પર્શ કરવો. ॥ ૨ ॥

अच्छेद्योऽयमदाह्योयमक्लेद्योऽशोष्यएवच ॥

'આ આત્મા કપાય નહીં તેવો, બળાય નહીં તેવો, ભીનો કરી શકાય નહીં તેવો અને શોષાય નહીં તેવો છે,' આ મંત્ર ભણીને शिखायै वषट् એમ કહીને હાથના અગ્ર ભાગથી

ચોટલીનો સ્પર્શ કરવો. ॥ ૩ ॥

नित्यःसर्वगतःस्थाणुरचलोऽयं सनातनः ॥

'આત્મા, નિત્ય, સર્વ વ્યાપી, સ્થિર, અચળ અને સનાતન છે,' આ મંત્ર ભણી कवचाय हुं એમ કહીને બન્ને હાથની હથેલીઓ બન્ને ખભાને અડાડીને અદબ વાળવી આથી કવચ પહેરવાની ભાવના થાય છે. ॥ ૪ ॥

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ॥

'હે પાર્થ ! તું મારાં સેંકડો અને હજારો રૂપો જો,' આ મંત્ર ભણીને नेत्रत्रयाय वौषट् એમ કહીને હાથના અગ્ર ભાગથી બન્ને નેત્રનો અને ભમર વચ્ચે અદૃશ્ય રહેલા ત્રીજા નેત્રનો સ્પર્શ કરવો. ॥ ૫ ॥

नानाविधानिदिव्यानिनानावर्णाकृतीनिच ॥

'મારા રૂપો અનેક જાતનાં, દિવ્ય, અનેક રંગનાં તથા અનેક આકારનાં છે,' આ મંત્ર ભણીને अस्त्राय फट् એમ કહી જમણો હાથ

માથા ઉપરથી ફેરવીને તેના પછી ડાબા હાથની હથેલીમાં તાળી વગાડવી ॥ ૬ ॥

## ધ્યાન.

ॐ पार्थाय प्रतिबोधितां भगवता नारायणेन स्वयं
व्यासेन ग्रथितां पुराणमुनिना मध्ये महाभारते ।
अद्वैतामृतवर्षिणीं भगवतीमष्टादशाध्यायिनि
मम्ब त्वामनुसन्दधामि भवगद्गीते भवद्वेषिणीम्

શ્રીમદ્ભગવદ્ગીતા ભગવાન નારાયણે પોતે અર્જુનને કહી દેખાડેલ છે, પુરાણકર્તા વ્યાસમુનિએ મહાભારતમાં શ્લોકરૂપે રચેલ છે, અદ્વૈતરૂપી અમૃતની વૃષ્ટિ કરનાર છે અઢાર અધ્યાયવાળી અને સંસારનો નાશ કરનારી છે, એવી ભગવદ્ગીતા ! હે ભગવતિ માતા ! હું તમારૂં નિરંતર રટણ કરૂં છું. ॥ ૧ ॥

नमोऽस्तुते व्यास विशालबुद्धे फुल्लारविन्दायतपत्रनेत्र ॥ येन त्वया भारततैलपूर्णः प्रज्वालितो ज्ञानमयः प्रदीपः ॥ २ ॥

હે વિશાળ બુદ્ધિવાળા ! હે પ્રકાશમાન લાંબા નેત્રવાળા ! હે વ્યાસમુનિ ! જેમણે ભારતરૂપી તેલથી સંપૂર્ણ જ્ઞાનરૂપી દીવો પ્રગટ કરેલો છે એવા તમને નમસ્કાર છે. ॥ ૨ ॥

प्रपन्नपारिजाताय तोत्रवेत्रैकपाणये ।
ज्ञानमुद्राय कृष्णाय गीतामृतदुहे नमः ॥ ३ ॥

શરણાંગતના રક્ષણરૂપ, પરોણો અને છડી હાથમાં રાખનારા, જ્ઞાનસ્વરૂપ તથા ગીતારૂપી અમૃતનું દોહન કરનારા શ્રીકૃષ્ણ ભગવાન તમોને નમસ્કાર કરૂં છું ॥ ૩ ॥

सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः ।
पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीताऽमृतं महत् ॥

સર્વ ઉપનિષદો ગાયો રૂપ છે, નંદપુત્ર દોહ-

ન કરનારા છે, અર્જુન વાછડા રૂપે દુગ્ધપાન કરનાર છે, ગીતારૂપી મ્હોટું અમ્રત દોહન કરેલું છે અને શ્રેષ્ઠ બુદ્ધિમાન પુરૂષ તેના ભોક્તા છે. ॥ ૪ ॥

वसुदेवसुतंदेवंकंसचाणूरमर्दनम् ॥
देवकीपरमानन्दंकृष्णंवन्देजगद्गुरुम् ॥ ५ ॥

વસુદેવના પુત્ર, દેવ, કંસ અને ચાણુરનો નાશ કરનાર, દેવકીના પરમ આનંદરૂપ અને જગતના ગુરુરૂપ શ્રીકૃષ્ણ પરમાત્માને નમસ્કાર કરૂં છું. ॥ ૫ ॥

भीष्मद्रोणतटाजयद्रथजलागांधार निलोत्पला
शल्यग्राहवतीकृपेणवहनीकर्णेनवेलाकुला ॥
अश्वत्थामाविकर्णघोरमकरादुर्योधनावर्त्तिनी
सोत्तीर्णाखलुपाण्डवैरणनदीकैवर्त्तकः केशवः

ભીષ્મ અને દ્રોણરૂપી તટવાળી, જયદ્રથરૂપી જલવાળી, શકુનિરૂપી નીલ કમળવાળી, શલ્યરૂપી ઝુંડવાળી, કૃપાચાર્યરૂપી વહન-

વાળી, કર્ણ રૂપી અંદરના તટવાળી, અશ્વ-ત્થામા તથા વિકર્ણરૂપી ઘોર મગરવાળી, અને દુર્યોધનરૂપી વમળવાળી રણસંગ્રામરૂપી નદી શ્રીકૃષ્ણની મદદથી પાંડવો તરી ગયા.

पाराशर्यवचः सरोजममलं गीतार्थगन्धोत्कटं नानाख्यानककेसरं हरिकथासम्बोधनाबोधितम्॥ लोके सज्जनषट्पदैरहरहः पेपीयमानं मुदा । भूयाद्भारतपङ्कजं कलिमलप्रध्वंसिनः श्रेयसे ॥ ७ ॥

ગીતાના અર્થરૂપી ગંધે કરીને મઘમઘતું, નાના પ્રકારનાં આખ્યાનરૂપી કેસરાવળું, હરિકથારૂપી કિરણોથી પ્રકાશમાન થયેલું, લોકમાં સજ્જનરૂપી ભ્રમરાઓએ રોજ વારંવાર હર્ષથી પાન કરેલું, કલિયુગના પાપરૂપી મેલને નાશ કરનારૂં અથવા કલેશરૂપી મેલને નાશ કરનારૂં, વ્યાસની વાણી

રૂપી નિર્મળ સરોવરમાં ખીલેલું એવું ભાર-
તરૂપ કમળ અમારૂં કલ્યાણ કરો. ॥ ૭ ॥

मूकं करोतिवाचालं पंगुंलङ्घयतेगिरिम् ।
यत्कृपातमहंवन्देपरमानन्दमाधवम् ॥ ८ ॥

જે ભગવાન કૃપા કરીને મુંગાને વાચાળ બ-
નાવે છે અને પાંગળાને પર્વતનું ઉલ્લંઘન
કરાવે છે તે પરમાનન્દ માધવને હું નમસ્કાર
કરૂં છું ॥ ૮ ॥

यंब्रह्मावरुणेंद्ररुद्रमरुतः स्तुन्वन्तिदिव्यैस्तवैर्वे-
दै साङ्गपदक्रमोप षदैर्गायन्ति यं सामगाः।
ध्यानावस्थिततद्गतेनमनसापश्यंतियंयोगिनो
यस्यान्तंनविदु सुरासुरगणादेवायतस्मैनमः ९

બ્રહ્મા, વરૂણ, ઇન્દ્ર, રૂદ્ર અને મરૂત જે પ-
રમેશ્વરની દિવ્ય સ્તોત્રે વડે સ્તુતિ કરે છે, તથા
સામગાન કરનારા પુરૂષો અંગ. પદ, ક્રમ અને
ઉપનિષદો સહિત વેદોવડે જે પરમેશ્વરનું

ગાન કરેછે તથા ધ્યાનમાં તત્પર એવા યોગી પુરૂષો મનવડે જે પરમાત્માને જુએ છે તથા સુર અને અસુરના સમૂહો જેનો પાર પામતા નથી તે પરમાત્માને નમસ્કાર કરૂં છું. ॥૯॥

॥ इति ध्यानम् ॥

# अथ श्रीमद्भगवद्गीता प्रारंभ.

॥ श्रीजयति ॥

प्रणम्य परमात्मानं कृष्णं रामानुजं गुरुम् ।
गीताव्याख्यामहंकुर्वे गीतामृततरंगिणीम् ॥ १

॥ अध्याय १ ॥

धृतराष्ट्र उवाच ।

धर्मक्षेत्रे कुरुक्षेत्रे समवेता युयुत्सवः ।
मामकाः पांडवाश्चैव किमकुर्वत संजय ॥

જ્યારે કુરૂક્ષેત્રમાં દુર્યોધનાદિક ધૃતરાષ્ટ્રના પુત્ર અને પાંડુપુત્ર યુધિષ્ઠિરાદિક પોતપોતાનું સૈન્ય લઈ યુદ્ધને વાસ્તે તૈયાર થયા ત્યારે હસ્તિનાપુરમાં ધૃતરાષ્ટ્ર સંજયને પૂછે છે કે—હે સંજય! ધર્મક્ષેત્ર[1] એવા કુરૂક્ષેત્રમાં

---

[1] કુરૂક્ષેત્રને ધર્મક્ષેત્ર એટલા માટે કહે છે કે એ પ્રદેશમાં બુદ્ધિ પવિત્ર થાય છે એવી દંતકથા હતી.

યુદ્ધની ઈચ્છાથી એકઠા થયેલા મારા અને પાંડુના પુત્ર શું કરે છે તે કહો? ॥ ૧ ॥

संजय उवाच ।

दृष्ट्वा तु पांडवानीकं व्यूढं दुर्योधनस्तदा ।
आचार्यमुपसंगम्य राजा वचनमब्रवीत् ॥
पश्यैतां पांडुपुत्राणामाचार्य महतीं चमूम् ।
व्यूढां द्रुपदपुत्रेण तव शिष्येण धीमता ॥

એ પ્રકારે ધૃતરાષ્ટ્રનાં વચન સાંભળીને સંજય કહે છે કે હે રાજન્! વ્યૂહ રચના યુક્ત પાંડવનું સૈન્ય જોઈને દુર્યોધન દ્રોણાચાર્યની પાસે જઈ કહેવા લાગ્યો કે, હે આચાર્ય! બુદ્ધિમાન અને તમારા શિષ્ય, દ્રુપદના પુત્ર ધૃષ્ટદ્યુમ્ને યથાયોગ્ય સ્થાનો પર વ્યૂહ રચનામાં ગોઠવેલી પાંડુપુત્રોની સર્વોત્તમ સેના જુવો. ૨-૩

अत्र शूरा महेष्वासा भीमार्जुनसमा युधि ।

युयुधानो विराटश्च द्रुपदश्च महारथः ॥

આ સૈન્યમાં ભીમ અને અર્જુનના સમાન મોટા ધનુષધારી તથા યુયુધાન, વિરાટ, અને મહારથી દ્રુપદ છે. ॥ ૪ ॥

धृष्टकेतुश्चेकितानः काशिराजश्च वीर्यवान् ।
पुरुजित्कुंतिभोजश्च शैब्यश्च नरपुंगवः ॥

ધૃષ્ટકેતુ, ચેકિતાન. બળવાન કાશીરાજા તથા પુરૂજીત, કુન્તિભોજ અને નરોમાં શ્રેષ્ઠ એવો શૈબ્ય રાજા પણ છે. ॥ ૫ ॥

युधामन्युश्च विक्रांत उत्तमौजाश्चवीर्यवान् ।
सौभद्रो द्रौपदेयाश्च सर्व एव महारथाः ॥

વળી અતિ પરાક્રમી યુધામન્યુ, અતિ બળવાન ઉત્તમૌજા, તથા સુભદ્રા અને દ્રૌપદીના પાંચે મહારથી પુત્રો છે. ॥ ૬ ॥

अस्माकं तु विशिष्टायेतान्निबोध द्विजोत्तम ।
नायका मम सैन्यस्य संज्ञार्थतान्ब्रवीमि ते ॥

હે દ્વિજોત્તમ ! મારા સૈન્યના જે જે શ્રેષ્ઠ સેનાપતિ છે તેમનાં નામ પણ આપને જાણવા માટે કહું છું. ૭

भवान्भीष्मश्च कर्णश्च कृपश्च समितिंजयः ।
अश्वत्थामा विकर्णश्च सौमदत्तिस्तथैव च ॥

મારા સૈન્યમાંના એક આપ મુખ્ય છો અને ભીષ્મ, કર્ણ, સંગ્રામને જીતે એવા કૃપાચાર્ય, અશ્વત્થામા, વિકર્ણ અને ભૂરિશ્રવા છે. ।૮।

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्तजीविताः ।
नानाशस्त्रप्रहरणाः सर्वे युद्धविशारदाः ॥

એ વિના બીજા શૂરવીરો મારેવાસ્તે જીવને ત્યાગે એવા છે અને સર્વે યુદ્ધમાં નાના પ્રકારનાં શસ્ત્રોથી પ્રહાર કરવામાં બહુ ચતુર છે.

अपर्याप्तं तदस्माकं बलं भीष्माभिरक्षितम् ।
पर्याप्तं त्विदमेतेषां बलं भीमाभिरक्षितम् ॥

ભીષ્મથી બચવાએલું મારૂં સૈન્ય અસંખ્ય

છે અને તેમની (પાંડવોની) પાસે ભીમની આગેવાની હેઠળ થોડુંજ સૈન્ય છે. ॥ ૧૦ ॥

अयनेषु च सर्वेषु यथाभागमवस्थिताः ।
भीष्ममेवाभिरक्षंतु भवंतः सर्व एव हि ॥

માટે તમે સર્વ નાકાના ઉપર યથાયોગ્ય ભાગોમાં ગોઠવાઇને ઉભા રહી નિશ્ચય કરીને ભીષ્મનુંજ રક્ષણ કરો. ॥ ૧૧ ॥

तस्य संजनयन्हर्षं कुरुवृद्धः पितामहः ।
सिंहनादं विनद्योच्चैः शंखंदध्मौ प्रतापवान् ॥

એવું સાંભળીને મોટા પ્રતાપી અને કૌરવમાં વૃદ્ધ ભીષ્મે, દુર્યોધનને હર્ષ ઉત્પન્ન કરતાં કરતાં ઉંચે સ્વરે સિંહનાદ જેવી ગર્જના કરી શંખ વગાડ્યો. ॥ ૧૨ ॥

ततः शंखाश्च भेर्यश्च पणवानकगोमुखाः ।
सहसैवाभ्यहन्यंत स शब्दस्तुमुलोऽभवत् ॥

ત્યારે શંખ, ભેરી, તાશાં, નગારાં અને રણશીંગાં એકજ સમયે વાગવા માંડયાં તેથી મહાન મિશ્રિત શબ્દ થયો. ॥ ૧૩ ॥

ततः श्वेतैर्हयैर्युक्ते महति स्यन्दने स्थितौ ।
माधवः पांडवश्चैव दिव्यौ शंखौ प्रदध्मतुः ॥

પછી જેને શ્વેત ઘોડા જોડયા છે એવા શ્રેષ્ઠ રથમાં બેઠેલા શ્રીકૃષ્ણ અને અર્જુન દિવ્ય શંખોથી નાદ કરવા લાગ્યા. ॥ ૧૪ ॥

पांचजन्यं हृषीकेशो देवदत्तं धनंजयः ।
पौंड्रं दध्मौमहाशंखं भीमकर्मा वृकोदरः ॥

શ્રી કૃષ્ણે પાંચજન્ય તથા અર્જુને દેવદત્ત અને ભયંકર કામ કરવાવાળા ભીમે પૈંડ્ર નામના શંખનો નાદ કર્યો. ॥ ૧૫ ॥

अनंतविजयं राजा कुंतीपुत्रो युधिष्ठिरः ।
नकुलः सहदेवश्च सुघोष-मणिपुष्पकौ ॥

કુન્તિના પુત્ર યુધિષ્ઠિર અનંતવિજય નામ-

નો શંખ, નકુળ સુઘોષ અને સહદેવ મણિ-
પુષ્પ નામનો શંખ વગાડવા મંડ્યા ૧૬

काश्यश्च परमेष्वासः शिखंडी च महारथः ।
धृष्टद्युम्नो विराटश्च सात्यकिश्चापराजितः ॥

હે રાજન્! શ્રેષ્ઠ ધનુષવાળો કાશીરાજા, મ-
હારથીશિખંડી, ધૃષ્ટદ્યુમ્ન, વિરાટ અને શત્રુ-
થી ન જીતાય એવો સાત્યકિ, ॥ ૧૭ ॥

द्रुपदो द्रौपदेयाश्च सर्वशः पृथिवीपते ।
सौभद्रश्चमहाबाहु शंखान्दध्मुः पृथक्पृथक् ॥

દ્રુપદ, તથા દ્રૌપદીના પુત્ર અને મહાબાહુ
અભિમન્યુ એ સઘળા જુદા જુદા શંખ
વગાડવા લાગ્યા. ॥ ૧૮ ॥

स घोषो धार्तराष्ट्राणां हृदयानिव्यदारयत् ।
नभश्च पृथिवीं चैव तुमुलो व्यनुनादयन् ॥

તેથી મિશ્રિત મોટો ઘોષ આકાશ તથા
પૃથ્વીને ભરી દે તો તમારા પુત્રોનું હૃદય

ચીરવા લાગ્યો. ॥ ૧૯ ॥

अथव्यवस्थितान्दृष्ट्वाधार्तराष्ट्रान्कपिध्वजः ।
प्रवृत्ते शस्त्रसंपाते धनुरुद्यम्य पांडवः ॥
हृषीकेशं तदा वाक्य.मिदमाह महीपते ।

अर्जुन उवाच

सेनयोरुभयोर्मध्ये रथं स्थापय मेऽच्युत ॥

હે મહીપતે ! જ્યારે લડાઇ શરૂ થવાનો સમય થયો ત્યારે કપિધ્વજ અર્જુન, તમારા પુત્રોને યુદ્ધ માટે ઉભેલા જોઇને ધનુષ ઉંચું કરી શ્રી કૃષ્ણને કહેછે કે-હે અચ્યુત ! મારા રથને બન્ને સૈન્યના મધ્યમાં લઇ જાઓ- ॥ ૨૦-૨૧ ॥

यावदेतान्निरीक्षेऽहंयोद्धकामानवस्थितान् ।
कैर्मया सह योद्धव्यमस्मिन्रणसमुद्यमे ॥२२

કે હું પ્રથમ યુદ્ધની ઇચ્છાથી ઉભા રહેલાને જોઉં; કેમકે આ રણક્ષેત્રમાં મારે કોની

સાથે યુદ્ધ કરવું યોગ્ય છે તે જાણવું જોઈએ.

योत्स्यमानानवेक्षेऽहं य एतेऽत्र समागताः ।
धार्तराष्ट्रस्य दुर्बुद्धेर्युद्धे प्रियचिकीर्षवः ॥

દુર્બુદ્ધિવાળા ધૃતરાષ્ટ્રના પુત્ર દુર્યોધનનું યુદ્ધમાં પ્રિય ઇચ્છનાર જે બધા અહીં એકઠા થયા છે તે યુદ્ધ કરનારાઓને પણ જોઉં. ૨૩

संजय उवाच ।

एवमुक्तो हृषीकेशो गुडाकेशेन भारत ।
सेनयोरुभयोर्मध्ये स्थापयित्वा रथोत्तमम् ॥
भीष्मद्रोणप्रमुखतः सर्वेषां च महीक्षिताम् ।
उवाच पार्थ पश्यैतान्समवेतान्कुरूनिति ॥

સંજય ધૃતરાષ્ટ્રને કહેછે–હે ભારત! અર્જુનના કહેવાથી શ્રીકૃષ્ણે બન્ને સૈન્યના વચમાં ભીષ્મ, દ્રોણાચાર્ય અને સર્વ રાજાઓની સામે શ્રેષ્ઠ રથ સ્થાપિત કરીને કહ્યું કે હે પા-

થં ! આ એકઠા થયેલા કુરૂવ શીઓને જો.

तत्रापश्यत्स्थितान्पार्थः पितॄनथ पितामहान् ।
आचार्यान्मातुलान्भ्रातॄन्पुत्रान्पौत्रां सखींस्त-
था ॥ श्वशुरान्सुहृदश्चैव सेनयोरुभयोरपि ॥
तान्समीक्ष्यसकौंतेयः सर्वान्बंधूनवस्थितान् ।
कृपया परयाविष्टो विषीदन्निदमब्रवीत् ॥

શ્રી કૃષ્ણના કહેવાથી રણમાં ઉભા થએલા અર્જુન, પિતૃ ( પિતાસમાન ભૂરિશ્રવાદિક કાકા, ) પિતામહ ( ભીષ્મ સોમદત્તાદિક ) આચાર્ય ( દ્રોણાચાર્યાદિક ), મામા ( શકુનિ શાલ્વાદિક ), ભ્રાતા ( દુર્યોધનાદિક, ) પુત્ર (દ્રૌપદીને પાચેના થએલા પાચ, ) પૈત્ર ( લક્ષ્મણાદિકનો પુત્ર, ) તથા સખા ( અશ્વ-ત્થામા, જયદ્રથાદિક ) શ્વસુર( દ્રુપદાદિક), અને સુહૃદ્ ( કૃતવર્માદિક, ) વગેરેને જોવા લાગ્યા. એમ બંને સૈન્યમાં એ સર્વ બંધુઓને જોઇ-૨૭

**अर्जुन उवाच ।**

**दृष्ट्वेमं स्वजनं कृष्ण युयुत्सुं समुपस्थितम् ।**
**सीदंति मम गात्राणि मुखं चपरिशुष्यति ॥**
**वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ।**
**गांडीवं स्रंसते हस्तात्त्वक् चैवपरिदह्यते ॥**

અતિ દયાને લીધે ખેદ યુક્ત થતાં અર્જુન બોલવા લાગ્યા—હે કૃષ્ણ! યુદ્ધની ઇચ્છા-વાળા ઉભેલા સ્વજનોને જોઇને મારાં ગાત્ર શિથિલ થાય છે, મુખ સુકાય છે, શરીર કંપે છે અને રૂંવાં ઉભાં થાય છે, વળી હાથ-માંથી ગાંડીવ ધનુષ પડી જાય છે અને ત્વચા ઘણી બળે છે. ॥ ૨૮–૨૯ ॥

**न च शक्नोम्यवस्थातुंभ्रमतीव च मे मनः ।**
**निमित्तानिचपश्यामि विपरीतानिकेशव ॥**

મને ઉભા રહેવાની શક્તિ નથી ને મારૂં મન ભ્રમિત થાય છે. હે કેશવ! હું નિમિત્ત

પણ વિપરીત દેખું છું. ॥ ૩૦ ॥

न च श्रेयोऽनुपश्यामिहत्वा स्वजनमाहवे ।
नकांक्षे विजयंकृष्ण न च राज्यंसुखानि च ॥

સ્વજનને સંગ્રામમાં મારીને હું કલ્યાણ પણ જોતો નથી. હે કૃષ્ણ ! હું વિજય તથા રાજ્યસુખને ચ્હાતો નથી. ॥ ૩૧ ॥

किंनोराज्येन गोविंद किंभोगैर्जीवितेन वा ।
येषामर्थे कांक्षितंनोराज्यंभोगाः सुखानिच ॥

હે ગોવિંદ ! મારે રાજ્યથી, ભોગથી ને જીવવાથી શું પ્રયોજન છે ? જેના માટે ભોગ સુખ અને રાજ્ય ચ્હાતો હતે - ॥ ૩૨ ॥

तइमेऽवस्थितायुद्धेप्राणांस्त्यक्त्वा धनानिच ।
आचार्याःपितरः पुत्रास्तथैवच पितामहाः ३३

તેઓ તો પ્રાણનો અને ધનનો ત્યાગ કરી યુદ્ધમાં ઉભા છે. આ સર્વ મારા આચાર્ય, પિતા તુલ્ય કાકા, પુત્ર તેમજ પિતામહ, ૩૩

मातुलाःश्वशुराःपौत्राःश्यालाः संबंधिनस्तथा
एतान्नहंतुमिच्छामिघ्नतोऽपिमधुसूदन ॥३४॥

મ મા, સસરા, પૌત્ર અને સાળા વગેરે સં-
બંધી ઉભા છે. હે મધુસૂદન ! એ મને મારતા
હોય તો ભલે મારે, ॥ ૩૪ ॥

अपित्रैलोक्यराज्यस्यहेतोः किंनुमहीकृते ।
निहत्यधार्तराष्ट्रान्नः कामीति स्याज्जनार्दन ॥

તથાપિ ત્રણ[1] લોકના રાજ્ય માટે પણ
તેમને હું મારવાની ઇચ્છા કરતો નથી તો,
પૃથ્વીના માટે કેમ મારૂં ? હે જનાર્દન ! ધૃત-
રાષ્ટ્રના પુત્રોને મારી મને શો આનંદ થશે ?

पापमेवाश्रयेदस्मान्हत्वैतानाततायिनः ।
तस्मान्नार्हावयंहंतुंधार्तराष्ट्रान्स्वबांधवान् ।
स्वजनंहिकथंहत्वासुखिनःस्याममाधव ॥३६

---

[1] ત્રણ લોક એટલે સ્વર્ગલોક, મૃત્યુલોક અને
પાતાળલોક.

એ આતતાયીઓને[1] પણ મારવાથી અમને પાપજ લાગશે તથા મારા બંધુ (ધૃતરાષ્ટ્રના પુત્રોને) મારવાને હું યોગ્ય નથી, કારણ કે હે માધવ! સ્વજનને મારી અમે શી રીતે સુખી થઈએ? ॥૩૬॥

यद्यप्येते न पश्यंति लोभोपहतचेतसः ।
कुलक्षयकृतं दोषं मित्रद्रोहे च पातकम् ॥
कथंनज्ञेयमस्माभिः पापादस्मान्निवर्तितुम् ।
कुलक्षयकृतं दोषं प्रपश्यद्भिर्जनार्दन ॥३८॥

હે જનાર્દન ! લોભે કરીને ભ્રષ્ટ ચિત્તવાળા દુર્યોધનાદિક કુળક્ષય કરવાના દોષને અને મિત્રદ્રોહના પાતકને ન જુએ તો પણ કુળ નાશનો દોષ સમજનાર આપણે આ પાપથી નિવૃત્ત થવાનું કેમ ન જાણવું જોઈએ ? ૩૮

---

૧ લાય લગાડે, ઝેર દે, ખેતર તથા સ્ત્રી તથા ધન લઈ લે તથા હાથમાં હથીયાર લઈ સામા થાય, એ ૭ દોષવાળા મનુષ્યો આતતાયી કહેવાય છે.

कुलक्षयेप्रणश्यंतिकुलधर्माःसनातनाः ।
धर्मेनष्टेकुलंकृत्स्नमधर्मोऽभिभवत्युत ॥३९॥

કુળનો નાશ થવાથી કુળના સનાતન ધર્મ નાશ પામે છે અને ધર્મનાશથી સર્વ કુળને અધર્મ જીતી લેછે એટલે કુળને અપ્રતિષ્ઠિત કરી નાખે છે. ॥ ૩૯ ॥

अधर्माभिभवात्कृष्णप्रदुष्यंति कुलस्त्रियः ।
स्त्रीषु दुष्टासु वार्ष्णेयजायतेवर्णसंकरः ४०

હે કૃષ્ણ! અધર્મે કરી કુળની અપ્રતિષ્ઠા થવાથી કુળની સ્ત્રીઓ દુષ્ટ થાય છે, અને હે વૃષ્ણિવંશોદ્ભવ! તે દુષ્ટ સ્ત્રીઓમાં વર્ણ-સંકર પ્રજા ઉત્પન્ન થાય છે. ॥ ૪૦ ॥

संकरो नरकायैव कुलघ्नानां कुलस्य च ॥
पतंति पितरोह्येषां लुप्तपिंडोदकक्रियाः ४१

વર્ણસંકર પ્રજા કુળને તથા કુળના નાશ કરનારને નરકમાં મોકલે છે. કારણ કે પિતૃપિંડ તથા તર્પણક્રિયા વિના તેમના

પિતૃઓ નરકમાં પડે છે. ॥ ૪૧ ॥

दोषैरेतैः कुलघ्नानां वर्णसंकरकारकैः ।
उत्साद्यंते जातिधर्माः कुलधर्माश्च शाश्वताः ॥

જે કુલઘાતી છે તેમના વર્ણસંકરકારક દોષે કરી જાતિધર્મ અને સનાતન કુળધર્મ નાશ પામે છે. ॥ ૪૨ ॥

उत्सन्नकुलधर्माणां मनुष्याणां जनार्दन ।
नरके नियतं वासो भवतीत्यनुशुश्रुम ॥ ४३

હે જનાર્દન! જેનું કુળ નાશ થયું તે માણસોનો અવશ્ય નરકમાં વાસ થાય છે, એવું સાંભળીએ છીએ. ॥ ૪૩ ॥

अहो बत महत्पापं कर्तुं व्यवसितावयम् ।
यद्राज्यसुखलोभेन हंतुं स्वजनमुद्यताः ४४

અહો! અમે મોટું પાપ કરવાનો ઉદ્યમ કરીએ છીએ કેમકે રાજ્યસુખના લોભે કરીને સ્વજનોને મારવાને તૈયાર થયા છીએ. ॥ ૪૪ ॥

यदि मामप्रतीकारमशस्त्रं शस्त्रपाणयः ।
धार्तराष्ट्रा रणे हन्युस्तन्मे क्षेमतरं भवेत् ॥४५

હાથમાં શસ્ત્ર લીધેલાં એવા ધૃતરાષ્ટ્રના પુત્ર શસ્ત્ર વિનાના તથ સામા નહિ થનાર એવા મને રણમાં મારશે તો તે મને અતિ કલ્યાણકારક છે. ॥ ૪૫ ॥

संजय उवाच ।

एवमुक्त्वाऽर्जुनः संख्ये रथोपस्थ उपाविशत् ।
विसृज्य स शरं चापं शोकसंविग्नमानसः ॥

ધૃતરાષ્ટ્રને સંજય કહે છે—શોકથી વ્યાકુળ થએલો અર્જુન ધનુષ બાણ ફેંકી દઇને રથમાં પાછળ જઇને બેઠો. ॥ ૪૬ ॥

इतिश्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्री कृष्णार्जुनसंवादेऽर्जुन विषादयोगोनाम प्रथमोऽध्यायः ॥१॥

॥ અધ્યાય પહેલો સમાપ્ત. ॥

# अध्याय २ जो.

**संजय उवाच ।**

तं तथा कृपयाविष्टमश्रुपूर्णाकुलेक्षणम् ।
विषीदंतमिदं वाक्यमुवाच मधुसूदनः ॥१॥

સંજય કહે છે—દયાથી દીન થઈ ગયેલા, જેની આંખોમાં આંસુ ભરાઈ ગયાં છે એવા, તથા શોકથી નરમ થઈ ગયેલા અર્જુનને મધુસૂદને એટલે શ્રીકૃષ્ણે આ પ્રમાણે કહ્યું. ॥ ૧ ॥

**श्री भगवानुवाच ।**

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ २ ॥

શ્રી ભગવાન્ કહે છે—હે અર્જુન ! આવા અયોગ્ય સમયમાં આવું કાયરપણું કે જેને આર્ય લોકો ધિક્કારે છે, જે સ્વર્ગપ્રાપ્તિને આડે આવનાર છે, અને જે અપકીર્તિ ક-

રનાર છે તે તારામાં ક્યાંથી આવ્યું? ॥ ૨ ॥

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥३॥

હે પાર્થ! આવી નામરદાઈ છોડી દે. એ તારે માટે યોગ્ય નથી. હે શત્રુને જીતવાવાળા! તારા મનની આ દુર્બળતા તજી દઈ તું ઉભો થઈ જા. ॥ ૩ ॥

अर्जुन उवाच ।

कथं भीष्ममहंसंख्ये द्रोणं च मधुसूदन ।
इषुभिः प्रतियोत्स्यामिपूजार्हावरिसूदन ॥४

અર્જુન કહે છે-હે મધુસૂદન! હે શત્રુનો નાશ કરનાર! પૂજ્ય એવા ભીષ્મ તથા દ્રોણની સાથે હું બાણથી કેમ યુદ્ધ કરૂં? ॥ ૪ ॥

गुरूनहत्वा हिमहानुभावान् श्रेयोभोक्तुं भैक्ष्यमपीहलोके । हत्वार्थकामांस्तुगुरूनिहैव
भुंजीय भोगान् रुधिरप्रदिग्धान् ॥५॥

આવા મહા પ્રભાવવાળા ગુરૂઓને હણવા કરતાં આ લોકમાં ભીખ માગીને ખાવું એ વધારે સારૂં છે. સ્વાર્થી છતાં આ ગુરૂઓ-ને મારવાથી તો હું રૂધિરથી ખરડાએલા ભોગ ભોગવું. ॥ ૫ ॥

न चैतद्विद्मः कतरन्नो गरीयो यद्वा जयेम यदि वा नो जयेयुः । यानेव हत्वा न जिजीविषा-मस्तेऽवस्थिताः प्रमुखे धार्तराष्ट्राः ॥६॥

વળી આપણે જાણતા નથી કે આપણામાંથી વધારે બળવાન કોણ છે ? કદાચ અમે જીતી-શું કે તેઓ જીતશે; જેમને મારીને અમે જી-વવાની ઇચ્છા રાખીએ નહિ તે આ ધૃતરાષ્ટ્ર-ના પુત્રો સામે આવીને ઉભા છે. ॥ ૬ ॥

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः । यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥७॥

દીનતાના દોષને લીધે મારો સ્વભાવ નરમ થઈ ગયો છે અને મારૂં મન ધર્મ વિષયમાં મૂઢ બની ગયું છે. તેથી હું તમને પૂછું છું કે મારે માટે કલ્યાણદાયક શું છે તે નિશ્ચય કરીને મને કહો ? હું તમારો શિષ્ય છું મને ઉપદેશ આપો. ॥ ૭ ॥

नहि मपश्यामि ममानुपश्याद्यच्छोकमुच्छो-
षणमिंद्रियाणाम् । अवाप्यभूमावसपत्नमृद्धं
राज्यं सुराणामपि चाधिपत्यम् ॥ ८ ॥

સર્વ સમૃદ્ધિ યુક્ત આખી પૃથ્વીનું રાજ્ય તથા દેવોનું આધિપત્ય મને મળે તો પણ ઇંદ્રિયોનું શોષણ કરનાર મારા હૃદયનો આ શોક મટે એનો ઉપાય મને જણાતો નથી.

संजय उवाच ।

एवमुक्त्वा हृषीकेशं गुडाकेशः परंतपः ।
न योत्स्य इतिगोविंदमुक्त्वातूष्णींबभूवह ९

સંજય કહે છે કે—હે શત્રુઓને જીતનાર ધૃતરાષ્ટ્ર ! આ પ્રમાણે હૃષીકેશને એટલે શ્રીકૃષ્ણને કહેતાં અર્જુન બોલ્યો કે "હે ગોવિંદ હું યુદ્ધ નહિ કરૂં." એમ કહી પછી ચુપ રહ્યો. ॥ ૯ ॥

तमुवाच हृषीकेशः प्रहसन्निव भारत ।
सेनयोरुभयोर्मध्येविषीदंतमिदंवचः ॥१०॥

પછી હે ભારતવંશી ધૃતરાષ્ટ્ર ! ભગવાને હસીને બે સૈન્યની વચ્ચે ઉભા રહી આ પ્રમાણે ખેદ કરનાર અર્જુનને નીચે પ્રમાણે વચન કહ્યાં. ॥ ૧૦ ॥

श्री भगवानुवाच ।

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्चभाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंतिपंडिताः ११

શ્રી ભગવાન કહે છે—જેનો શોક કરવા યોગ્ય નથી તેઓને માટે તું શોક કરે છે અ-

ને પંડિતાઇની વાતો કરે છે, પરંતુ જ્ઞાની માણસો તો મુએલા તેમજ જીવતાઓનો શોક કરતા નથી. ॥ ૧૧ ॥

नत्वेवाहं जातु नासं नत्वंनेमेजनाधिपाः ।
नचैवनभविष्यामः सर्वेवयमतःपरम् ॥१२॥

તું અથવા તો હું કે આ રાજાઓ આગળ કોઇવાર નહોતા એમ નથી; અને હવે પછી આપણે સઘળા નહિ હોઇએ એવું પણ નથી. ॥ ૧૨ ॥

देहिनोऽस्मिन्यथा देहे कौमारंयौवनंजरा ।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्रनमुह्यति ॥१३॥

શરીરમાં રહેનાર જીવાત્માને જેમ આ દેહમાં બાળપણ, જુવાની તથા ઘડપણ આવે છે તેમજ તેને આ દેહમાંથી ગયા પછી બીજો દેહ પણ પ્રાપ્ત થાય છે, તેથી બુદ્ધિમાન મનુષ્ય તેનો શોક કરતો નથી. ॥ ૧૩ ॥

मात्रास्पर्शास्तुकौन्तेयशीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्वभारत॥

હે કુંતાના પુત્ર! ટાઢ, તાપ, સુખ તથા દુઃખ એ સૌ ઇંદ્રિયોના સંબંધથી થાય છે તે આવે છે અને જાય છે અને અનિત્ય છે માટે તેને તું સહન કર. ॥ ૧૪ ॥

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखंधीरंसोऽमृतत्वायकल्पते ॥ १५

હે પુરૂષશ્રેષ્ઠ અર્જુન! જે મનુષ્યને એ સૌ પીડ કરતા નથી તથા જેને સુખ દુઃખ સમાન છે અને જે ધીરજવાળો છે તે જ અમર થઈ શકે છે. ॥ ૧૫ ॥

नासतोविद्यते भावो नाभावोविद्यतेसतः ।
उभयोरपिदृष्टोऽतस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥

જે અસત્ છે તે સત્ થતું નથી; અને સત્ છે તે અસત્ થતું નથી; તત્વજ્ઞાનીઓએ આ

બંનેના તત્વજ્ઞાનનો નિશ્ચય કર્યો છે. ૧૬

अविनाशितु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥

જે સર્વમાં વ્યાપ્ત છે તે વિનાશ રહિત છે એમ જાણ, અને જેનો નાશ થઈ શકે એમ નથી તેનો નાશ કરવાને કોઇ શક્તિમાન નથી. ૧૭

अंतवंत इमे देहानित्यस्योक्ताःशरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्यतस्माद्युद्ध्यस्वभारत ॥

શરીરમાં રહેનાર જીવાત્મા નિત્ય અવિનાશી અને ન સમજી શકાય એવો છે. તેનાં આ શરીર સર્વ નાશવંત છે માટે હે ભરતવંશી અર્જુન ! તું યુદ્ધ કર. ॥ ૧૮ ॥

यएनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौतौनविजानीतोनायं हंतिनहन्यते ॥ १९

એને ( જીવાત્માને ) જે કોઇ મારનાર અ-

થવા મરનાર માને છે તે બંને વાત માનના-
રા અજ્ઞાન છે, કારણકે તે મારતો નથી ને
મરતો પણ નથી. ॥ ૧૯ ॥

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा-
भविता वा न भूयः । अजो नित्यः शाश्वतोऽयं
पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥२०॥

તે કદી જન્મતો નથી તેમ મરતો પણ ન-
થી. તે એક વખત થઇને પછી ભવિષ્યમાં
થવાનો નથી એમ પણ નથી; તે અજન્મા,
નિત્ય, સતત્ અને પ્રાચીન છે. શરીરનો નાશ
થતાં તેનો નાશ થતો નથી. ॥ ૨૦ ॥

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हन्ति कम् २१

હે પાર્થ ! અવિનાશી નિત્ય, જન્મ વિ-
નાનો, વધઘટ વિનાનો એવા તે આત્માને
જે મનુષ્ય જાણે છે તે કોને મારે છે અથવા

મરાવે છે ? ॥ ૨૧ ॥

वासांसि जीर्णानि यथाविहाय नवानि गृ-
ह्णातिनरोऽपराणि । तथा शरीराणिविहाय
जीर्णान्यन्यानिसंयाति नवानि देही ॥ २२

જેમ મનુષ્ય જીર્ણું વસ્ત્ર તજી દઈને નવાં વ-
સ્ત્ર ધારણ કરે છે, તેમ જીવાત્મા જીર્ણ દેહને
છોડી દઈને નવા દેહને ધારણ કરે છે. ૨૨

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः २३

શસ્ત્ર તેને છેદી શકતાં નથી, અગ્નિ તેને
બાળી શકતો નથી, પાણી તેને પલાળી શક-
તું નથી અને વાયુ તેને શોષી શકતો ન-
થી. ॥ ૨૩ ॥

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्यएवच ।
नित्यःसर्वगतःस्थाणुरचलोऽयं सनातनः ॥

તે છેદાય નહિ એવો, બળે નહિ તેવો, પ-

બળી શકે નહિ તેવો અને શોષાય નહિ તેવો, નિત્ય સર્વવ્યાપ્ત, એકજ રૂપવાળો, અચળ અને સર્વથી જુનો છે. ॥ ૨૪ ॥

अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवंविदित्वैनं नानुशोचितुमर्हसि ॥२५

તે ન દેખી શકાય તેવો, ન સમજી શકાય તેવો અને બદલાય નહી તેવો કહેવાય છે, તેથી તેને એવો જાણીને એનો શોક કરવો તને ઘટતો નથી. ॥ ૨૫ ॥

अथचैनंनित्यजातं नित्यं वामन्यसे मृतम् ।
तथापि त्वंमहाबाहो नैनंशोचितुमर्हसि २६

હે મહાબાહુ અર્જુન ! જો તુ એમ માનતો હોય કે એ હંમેશ જન્મ લે છે અને હંમેશ મરણ પામે છે તો પણ તારે શોક કરવો યોગ્ય નથી. ॥ ૨૬ ॥

जातस्यहिध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।

तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥

કારણ કે જેનો જન્મ છે તેનું મરણ નક્કી જ છે અને મુએલાનો ફરી જન્મ પણ નક્કી જ છે, માટે જે વસ્તુ બન્યા વિના રહે એવી નથી તેને માટે શોક કરવો એ તને ઘટતું નથી. ॥ ૨૭ ॥

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥२८

હે ભારત! ભૂતોનું મૂળ જોઈ શકાતું નથી, તેઓની વચલી સ્થિતિ જોઈ શકાય છે અને તેઓનો નાશ જોઈ શકાતો નથી ત્યારે તેને માટે શોક શો કરવો? ॥ ૨૮ ॥

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः । आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥ २९ ॥

તેને ( આત્માને ) કોઈ આશ્ચર્ય જેવો જુ-

એ છે, કોઈ તે આશ્ચર્ય જેવો છે એમ કહે છે, અને કોઈ તેને આશ્ચર્ય જેવો સાભળે છે અને સાંભળવા છતાં પણ કોઈ તેને જાણી શકતું નથી. ॥ २९ ॥

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणिभूतानि नत्वंशोचितुमर्हसि ॥

હે ભારત ! દેહમાં રહેનાર તે ( આત્મા ) નો કદી નાશ થઇ શકતો નથી તેથી કોઇ પણ જીવનો શોક કરવો યોગ્ય નથી. ॥ ३० ॥

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि ।
धर्म्याद्धियुद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्यन विद्यते॥

તારો પોતાનો ધર્મ વિચારતાં પણ તારે કંપારી ખાવી યોગ્ય નથી કારણ કે ધર્મયુદ્ધ વિના ક્ષત્રિયોને બીજું કાંઇ કલ્યાણદાયક નથી. ॥ ३१ ॥

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम् ।

सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम् ॥

હે પાર્થ ! જાણે સ્વર્ગનું દ્વારજ ખુલ્લું મુકયું હોય એવું દૈવેચ્છાથી આવી મળેલું યુદ્ધ ભાગ્યશાળી ક્ષત્રિયો હોય તેનેજ પ્રાપ્ત થાય છે.

अथचेत्त्वमिमं धर्म्यं संग्रामं न करिष्यसि ।
ततःस्वधर्मंकीर्तिंच हित्वा पापमवाप्स्यसि ॥

પણ જો તું આ ધર્મ યુદ્ધ નહિ કરે તો તું તારા પોતાના ધર્મ તથા કીર્તિનો નાશ કરી પાપી થઇશ. ॥ ૩૩ ॥

अकीर्तिंचापिभूतानिकथयिष्यंतितेऽव्ययाम्
संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते ॥

સર્વ લોક સદા તારી અપકીર્તિ બોલશે, અને આબરૂદાર મનુષ્યની અપકીર્તિ મરણ કરતાં પણ વધારે દુઃખદાયી સમજવી. ॥૩૪॥

भयाद्रणादुपरतं मंस्यंते त्वां महारथाः ।
येषांच त्वंबहुमतोभूत्वा यास्यसिलाघवम् ॥

મહારથી યોદ્ધાઓ એમ માનશે કે તું ભયનો માર્યો યુદ્ધમાંથી નાસી ગયો, અને જેઓ તારે વિષે ઉંચો મત ધરાવે છે તેના આગળ તારી હલકાઈ જણાશે. ॥ ૩૫ ॥

अवाच्यवादांश्च बहून्वदिष्यंति तवाहिताः ।
निंदंतस्तवसामर्थ्यं ततो दुःखतरं नु किम् ॥

જેઓ તારૂં અહિત ઇચ્છનારા છે તે તારે માટે નહિ બોલવાના બોલ બોલશે અને તારા બળની નિંદા કરશે, એથી મોટું દુઃખ બીજું કયું છે? ॥ ૩૬

हतोवाप्राप्स्यसिस्वर्गंजित्वावाभोक्ष्यसेमहीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥

જો તું યુદ્ધમાં મરીશ તો તને સ્વર્ગપ્રાપ્તિ થશે અને જીતીશ તો પૃથ્વીનું રાજ્ય ભોગવીશ. માટે હે કુંતાના પુત્ર! યુદ્ધ કરવાનો નિશ્ચય કરીને તું ઉભો થઇ જા. ॥ ૩૭ ॥

सुखदुःखेसमेकृत्वालाभालाभौजयाजयौ ।
ततोयुद्धाय युज्यस्व नैवंपापमवाप्स्यसि ॥

સુખ તથા દુઃખ, લાભ અને ખોટ, જીત ને હાર સૌ સમાન ગણીને યુદ્ધમાં જોડાઈ જા. તેમ કરતાં તને પાપ લાગશે નહિ. ૩૮

एषातेऽभिहितासांख्येबुद्धिर्योगेत्विमांशृणु ।
बुद्ध्यायुक्तोययापार्थ कर्मबंधं प्रहास्यसि ॥

આ પ્રમાણે મેં તને સાંખ્યશાસ્ત્રનો ઉપદેશ કર્યો છે; હવે યોગશાસ્ત્રનો બોધ સાંભળ; હે પાર્થ! જે બોધવડે કરીને તું કર્મબંધનથી મુક્ત થઈશ. ॥ ૩૯ ॥

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायोनविद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतोभयात् ॥

એમાં કરેલો ઉદ્યોગ વૃથા થતો નથી અને તેમાં કાંઈ બાધ પણ નથી, એ ધર્મની અલ્પ ક્રિયા પણ મહા ભયમાંથી રક્ષણ કરેછે. ૪૦

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखाह्यनंताश्चबुद्धयोऽव्यवसायिनाम् ॥

હે કુરૂનંદન ! અહીં નિશ્ચયાત્મક બુદ્ધિ તે એકજ છે, અને અનિશ્ચયવાળી બુદ્ધિ અનંત અને બહુ શાખાવાળી હોય છે. ॥ ૪૧ ॥

यामिमां पुष्पितां वाचं प्रवदंत्यविपश्चितः ।
वेदवादरताःपार्थ नान्यदस्तीतिवादिनः ॥
कामात्मानः स्वर्गपरा जन्मकर्मफलप्रदाम् ।
क्रियाविशेषबहुलां भोगैश्वर्यगतिंप्रति ॥४२
भोगैश्वर्यप्रसक्तानां तयापहृतचेतसाम् ।
व्यवसायात्मिकाबुद्धिःसमाधौनविधियते ॥

વેદ વાદમાં મગ્ન, ઈચ્છાઓથી ભરપૂર, સ્વર્ગપ્રાપ્તિના ઉદ્યમવાળા અને એ વિના અન્ય કાંઇ છેજ નહિ એમ વદનારા અજ્ઞાની મનુષ્યો અનેક જન્મમાં કરેલાં કર્મનાં ફળ આપનાર તથા ક્રિયાઓથી ભરપૂર એવી છટા-

દાર વાણી, ભોગ તથા ઐશ્વર્યની પ્રાપ્તિને માટે બોલે છે, તેવાઓની તથા તેમની વાણીથી જેઓનું ચિત્ત આકર્ષાયલું છે એવા ભોગ તથા ઐશ્વર્યમાં આસક્ત જનોની નિશ્ચયાત્મક બુદ્ધિ સમાધિમાં સ્થિર થતી નથી. ॥ ૪૨–૪૪ ॥

त्रैगुण्यविषयावेदा निस्त्रैगुण्यो भवार्जुन ।
निर्द्वंद्वोनित्यसत्वस्थोनिर्योगक्षेमआत्मवान् ॥

વેદમાં ( સત્ત્વ, રજ અને તમ ) એ ત્રણ ગુણનું કથન છે. માટે હે અર્જુન! તું એ ત્રણ ગુણથી રહિત, ( સારૂં નઠારૂં, સુખ દુઃખ, ટાઢ તથા તડકો એ ) દ્વંદ્વની લાગણી રહિત, હમેશાં સત્ત્વગુણમાંજ રહેનાર, અલભ્ય વસ્તુના લાભમાં તથા પ્રાપ્ત વસ્તુના રક્ષણમાં દરકાર રહિત અને તારા આત્મામાં રમી રહેનાર થા. ॥ ૪૫ ॥

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥

કુવા વાવ વગેરે નાનાં જળાશયો કે સરોવર જેવાં મોટાં જળાશયો બંને જેમ તરસ મટાડવામાં એક સરખાં ઉપયોગી છે તેમ વેદનાં કર્મોથી જે ફળ મળે છે તે જ ફળ બ્રહ્મને ઉપાસવાથી પણ મળે છે. ॥ ૪૬ ॥

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥

તને માત્ર કર્મ કરવાનો અધિકાર છે, તેના ફળનો વિચાર કદી રાખીશ નહિ. કર્મ કરતી વેળા તેના ફળનો હેતુ તો રાખવોજ નહિ, તેમ કર્મ કર્યા વિના પણ રહેવું નહિ. ॥૪૭॥

योगस्थः कुरु कर्माणि संगंत्यक्त्वाधनंजय ।
सिद्ध्यसिद्ध्योःसमोभूत्वासमत्वंयोगउच्यते

હે ધનંજય ! સંગનો ત્યાગ કરીને અને

યોગમાં રહીને કર્મ કરનાર થા; કર્મની સિ·
દ્ધિ તેમજ અસિદ્ધિ સમાન ગણી કર્મ
કરવાં તેને યોગ કહે છે. ॥ ૪૮ ॥

दूरेणह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥

હે ધનંજય ! બુદ્ધિયોગના કરતાં કર્મયોગ
ઘણોજ ઉતરતો છે માટે બુદ્ધિનોજ આશ્રય
લે. ફળની ઈચ્છાથી કર્મ કરનારા હીન છે
એમ સમજવું. ॥ ૪૯ ॥

बुद्धियुक्तोजहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाययुज्यस्वयोगःकर्मसुकौशलम् ॥

બુદ્ધિયોગવાળો સારાં કર્મ તથા નઠારાં ક·
ર્મ બંનેનો ત્યાગ કરે છે, માટે તું યોગનેજ
વળગી રહે, કર્મ કરવામાં કુશળતા તેજ
યોગ છે. ॥ ૫૦ ॥

कर्मजंबुद्धियुक्ताहि फलंत्यक्त्वामनीषिणः ।

जन्मबंधविनिर्मुक्ताः पदंगच्छंत्यनामयम् ॥

બુદ્ધિયોગમાં લીન થયેલા જ્ઞાનીઓ કર્મ-
થી ઉત્પન્ન થતાં ફળનો ત્યાગ કરી જન્મ
બંધનથી મુક્ત થાય છે અને પરમાનંદ પદ-
ને પામે છે. ॥ ૫૧ ॥

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदागंतासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥

જ્યારે તારી બુદ્ધિ તારા મોહના મેલને
તરી જાશે ત્યારે સાંભળવાનું તેમજ સાંભ-
ળેલું બંનેમાં તને વૈરાગ્ય થશે. ॥ ૫૨ ॥

श्रुतिविप्रतिपन्नाते यदास्थास्यतिनिश्चला ।
समाधावचला बुद्धिस्तदायोगमवाप्स्यसि ॥

શ્રુતિથી ગુંચવણમાં પડી ગયેલી તારી
બુદ્ધિ જ્યારે અચલ થઈને સમાધિમાં
સ્થિર થઈ રહેશે ત્યારે તને યોગની પ્રાપ્તિ
થશે. ॥ ૫૩ ॥

अर्जुन उवाच।

स्थितप्रज्ञस्यकाभाषा समाधिस्थस्य केसव।
स्थितधीःकिंप्रभाषेतकिमासीतव्रजेतकिम् ॥

અરજુન કહે છે-હે કેશવ! જેની બુદ્ધિ સ્થિર છે તથા જે સમાધિવાળો છે તેનાં શાં લક્ષણ છે તે મને કહો? સ્થિર બુદ્ધિવાળો કેવી રીતે બોલે છે, બેસે છે તથા કેવી રીતે ચાલે છે? ॥ ૫૪ ॥

श्री भगवानुवाच।

प्रजहातियदाकामान्सर्वान्पार्थमनोगतान्।
आत्मन्येवात्मनातुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥

શ્રી ભગવાન કહે છે-હે પાર્થ! જ્યારે મનમાં ઉત્પન્ન થતી સર્વ કામનાને માણુસ તજી દે છે અને પોતાના આત્માને વિષેજ પોતે સંતુષ્ટ રહે છે, ત્યારે તે સ્થિર બુદ્ધિવાળો કહેવાય છે. ॥ ૫૫ ॥

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

દુઃખમાં જેનું મન ખેદયુક્ત થતું નથી, જે સુખની સ્પૃહા રાખતો નથી, રાગ, ભય અને ક્રોધ જેણે તજી દીધેલાં છે તે સ્થિર બુદ્ધિવાળો મુનિ કહેવાય છે. ॥ ૫૬ ॥

यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।
नाभिनंदति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

જે સર્વ ઠેકાણે માયા રહિત છે, શુભ અથવા અશુભની પ્રાપ્તિથી જે સુખી અથવા દુઃખી થતો નથી તે માણસની બુદ્ધિ સ્થિર છે એમ જાણવું. ॥ ૫૭ ॥

यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥

જેમ કાચબો સર્વ બાજુએથી પોતાનાં અંગ અંદર ખેંચી લે છે તેમ જ્યારે માણસ

પોતાની ઇંદ્રિયોને ઇંદ્રિયોના વિષયમાંથી ખેંચી લે છે ત્યારે તેની બુદ્ધિ સ્થિર થઇ છે એમ જાણવું. ॥ ૫૮ ॥

विषया विनिवर्तंते निराहारस्य देहिनः ।
रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥५९॥

ભૂખ્યા માણસનાથી ઇંદ્રિયોના વિષય દૂર જતા રહે છે, માત્ર રસ ( સ્વાદ ) એકલોજ વિષય રહે છે, અને તે રસ પણ પરબ્રહ્મનું દર્શન થતાંજ જતો રહે છે. ॥ ૫૯ ॥

यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः ।
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः ॥

હે કુંતાના પુત્ર ! યત્ન કર્યા છતાં પણ બુદ્ધિવાન માણસના મનનું મંથન કરી ઇંદ્રિયો તેને જોરથી ( વિષયો પ્રત્યે ) ખેંચી જાય છે. ॥ ૬૦ ॥

तानिसर्वाणिसंयम्य युक्त आसीतमत्परः ।

वशेहियस्येंद्रियाणि तस्य प्रज्ञाप्रतिष्ठिता ॥

માટે સર્વ ઇંદ્રિયોને વશમાં રાખી, યોગમાં રહી, મારામાંજ ધ્યાન રાખીને બેસવું; કારણ કે જેણે ઇંદ્રિયો વશ કરી છે તેનીજ બુદ્ધિ સ્થિર છે. ॥ ૬૧ ॥

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायतेकामःकामात्क्रोधोभिजायते ॥

વિષયોનું ધ્યાન કરતાં પુરૂષને તેમાં આસક્તિ થાય છે અને આસક્તિથી તેનામાં કામના ઉત્પન્ન થાય છે અને કામનાથી ક્રોધ ઉત્પન્ન થાય છે ॥ ૬૨ ॥

क्रोधाद्भवतिसंमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्‌बुद्धिनाशोबुद्धिनाशात्प्रणश्यति

ક્રોધથી મોહ થાય છે, મોહથી સ્મૃતિનો ભ્રમ થાય છે, સ્મૃતિના ભ્રમથી બુદ્ધિ નાશ પામે છે અને બુદ્ધિ નાશ પામવાથી માણસ

પોતે નાશ પામે છે. ॥ ૬૩ ॥

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥

પણ રાગ અને દ્વેષથી મુક્ત થઇને, મનને વશ રાખી જે ઇંદ્રિયોના વિષયો ભોગવે છે અને પોતાના ઉપર અંકુશ રાખે છે તે શાંતિ પ્રાપ્ત કરે છે. ॥ ૬૪ ॥

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥६५॥

શાંતિ મળવાથી તેનાં સર્વ દુઃખનો નાશ થાય છે કારણ કે જેનું મન શાંત હોય છે તેની બુદ્ધિ સ્થિર થઇ જાય છે. ॥ ૬૫ ॥

नास्तिबुद्धिरयुक्तस्य नचायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥

જેનું ચિત્ત સ્થિર હોતું નથી તેને સ્થિરબુદ્ધિ હોતી નથી અને તેનાથી ધ્યાન પણ થતું ન-

થી. જેને ધ્યાન નથી તેને શાંતિ નથી અને જેને શાંતિ નથી તેને સુખ ક્યાંથી હોય ?

इंद्रियाणां हि चरतांयन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥

જેમ સમુદ્રમાં વહાણને પવન નાશ કરી નાંખે છે તેમજ વિષયોમાં ભટકતાં ઇંદ્રિયો-વાળાનું મન એવું થઇ જાય છે કે તે તેની બુદ્ધિનો નાશ કરે છે. ॥ ૬૭ ॥

तस्माद्यस्यमहाबाहो निगृहीतानिसर्वशः ।
इंद्रियाणींद्रियार्थेभ्यस्तस्यप्रज्ञाप्रतिष्ठिता ॥

માટે હે મહાબાહુ અર્જુન ! વિષયોથી જેણે ઇંદ્રિયોને નિયમમાં રાખી છે તેની બુ-દ્ધિ સ્થિર છે. ॥ ૬૮ ॥

यानिशा सर्वभूतानां तस्यांजागर्तिसंयमी ।
यस्यांजाग्रतिभूतानिसानिशापश्यतोमुनेः ॥

સઘળા જીવોની જે રાત છે તેની વિષે યો-

ગી જાગે છે અને જેમાં સઘળા જીવો જા-
ગે છે તે સત્ય જ્ઞાનવાળા મુનિને મન રાત
છે. ॥ ૬૯ ॥

आपूर्यमाणमचलप्रतिष्ठं
समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे
स शांतिमाप्नोति न कामकामी ॥ ७० ॥

જેમ સંપૂર્ણ ભરેલા સમુદ્રમાં બીજાં પાણી
આવીને પડે છે છતાં તે પોતાની હદ મૂકતો
નથી તેમ સર્વ મનકામનાઓ પ્રાપ્ત થ-
તાં જે ડગતો નથી તેને શાંતિ મળે છે. પણ
જેને નવા નવી કામનાઓ થાય છે તેને શાંતિ
મળતી નથી. ॥ ૭૦ ॥

विहायकामान्यः सर्वान्पुमांश्चरतिनिस्पृहः ।
निर्ममोनिरहंकारः स शांतिमधिगच्छति ॥

જે માણસ સર્વ ઇચ્છાઓને તજી દઈને કો-

ઈની દરકાર કર્યા વિના ફરે છે. અને જેને અહંકાર નથી તેમજ સ્વાર્થ નથી તે શાંતિ મેળવે છે. ॥ ૭૧ ॥

एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ।
स्थित्वास्यामंतकालेऽपि ब्रह्मनिर्वाणमृच्छति ॥

હે પાર્થ! આ ખરી બ્રહ્મ અવસ્થા છે. એની પ્રાપ્તિ થયા પછી મનુષ્યને મોહ થતો નથી. માત્ર અંતકાળને સમયે પણ જો તે આ અવસ્થામાં હોય તો તે મનુષ્યનો બ્રહ્મમાં સમાસ થાય છે ॥ ૭૨ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे सांख्ययोगो नाम द्वितीयोऽध्यायः ।

॥ બીજો અધ્યાય સમાપ્ત. ॥

# अध्याय ३ जो.

अर्जुन उवाच ।

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयसि केशव ॥

અર્જુન કહે છે—હે જનાર્દન ! જ્યારે આપનો એવો મત છે કે કર્મ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે, ત્યારે હે કેશવ ! મને આવું ઘોર કર્મ કરવાને તમે શા માટે પ્રેરો છો ? ૧

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥

ઉલટ સુલટ વાક્યોથી તમે મારી બુદ્ધિને ગુંચવણમાં નાંખી દે છો માટે કલ્યાણ થાય એવો એક માર્ગ નક્કી કરીને મને કહો. ૨

श्री भगवानुवाच ।

लोकेऽस्मिन्द्विविधा निष्ठा पुरा प्रोक्ता मयानघ ।

ज्ञानयोगेनसांख्यानांकर्मयोगेनयोगिनाम् ॥

શ્રી ભગવાન કહે છે—હે પાપ રહિત અર્જુન! મેં તને પહેલાં કહ્યું કે આ લોકમાં બે માર્ગ છે, એક સાંખ્યનો જ્ઞાનયોગ અને બીજો યોગીઓનો કર્મયોગ. ॥ ૩ ॥

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
नचसंन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥

કર્મનો બિલકુલ આરંભ કર્યા વગર માણસ કર્મથી મુક્ત થઇ શકતો નથી તેમજ સર્વનો ત્યાગ કરવાથી પણ સિદ્ધિ મળતી નથી. ॥૪॥

नहिकश्चित् क्षणमपि जातुतिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥

કોઇ માણસ એક પળવાર પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી નકે સર્વને સ્વભાવથીજ પરવશ થઇને કર્મ કરવાં પડે છે. ૫

कर्मेन्द्रियाणि संयम्य य आस्तेमनसास्मरन् ।

इंद्रियार्थान्विमूढात्मामिथ्याचारःसउच्यते ॥

જે માણસ કર્મેન્દ્રિયોને વશ રાખી પાછો ઇંદ્રિયોના વિષયનું મનથી ધ્યાન કરતો રહે છે તે મુઢમતી મિથ્યા આચાર ( ખોટીચાલ) વાળો કહેવાય છે. ॥ ૬ ॥

यस्त्विद्रियाणि मनसा नियम्यारभतेऽर्जुन ।
कर्मेन्द्रियैः कर्मयोगमसक्तः स विशिष्यते ॥

પણ હે અર્જુન ! જે મનની ઇંદ્રિયોને વશ કરી તેમાં આસક્ત થયા વગર કર્મેન્દ્રિયો વડે કર્મ યોગનું આચરણ કરે છે તે શ્રેષ્ઠ છે ૭

नियंत कुरु कर्म त्वं कर्मज्यायो ह्यकर्मणः ।
शरीरयात्रापि च ते न प्रसिद्ध्येदकर्मणः ॥

માટે નિત્ય કરવાનાં કર્મ તું કર. કર્મ નહિ કરવાં તેના કરતાં કરવાં એ સારૂં છે, વળી કર્મ કર્યા વગર તો આ શરીર પણ રહી શકે એમ નથી. ॥ ૮ ॥

यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबंधनः ।
तदर्थं कर्म कौंतेय मुक्तसंगः समाचर ॥९॥

યજ્ઞ સિવાય બીજું કર્મ છે તે જ લોકોને બંધનકારક છે માટે મમતા તજી, હે અર્જુન ! યજ્ઞના હેતુથી તું કર્મ કર. ॥ ૯ ॥

सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥

પૂર્વે યજ્ઞ કરનાર લોકોને ઉત્પન્ન કરીને પ્રજાપતીએ કહ્યું હતું કે યજ્ઞવડેજ તમારી વૃદ્ધિ થશે અને એજ તમારી કામધેનુ ( સર્વ મનકામના પુરી પાડનાર કામદુર્ગા ગાય ) છે. ॥ ૧૦ ॥

देवान् भावयताऽनेन ते देवा भावयंतु वः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥

એનાથી તમે દેવોનું પોષણ કરશો એટલે દેવો તમારૂં પોષણ કરશે, એ પ્રમાણે પર-

સ્પર એક બીજાનું પોષણ કરતાં તમારૂં ક-
લ્યાણ થશે. ॥ ૧૧ ॥

इष्टान् भोगान्हि वोदेवादास्यंतेयज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥

યજ્ઞથી સંતોષ પામેલા દેવતાઓ તમને ઇ-
ચ્છિત ભોગ આપશે. તેઓ તમને આપે અ-
ને જય રે તેમને અર્પણ કર્યા વિના જો કોઇ
ભોગવે તો તેને ચોર જાણવો. ॥ ૧૨ ॥

यज्ञसिष्टाशिनः संतो मुच्यंते सर्वकिल्बिषैः ।
भुंजते ते त्वघं पापाये पचंत्यात्मकारणात् ॥

યજ્ઞનું ઉચ્છિષ્ટ જમનારા સંતો સર્વ પાપ-
થી મુક્ત થાય છે, અને જે પાપી માણસો
માત્ર પોતાનેજ કાજે રાધે છે તે ખરેખર પા-
પનુંજ ભોજન કરનાર છે. ॥ ૧૩ ॥

अन्नाद्भवंति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥

અન્નથી સર્વે જીવ ઉત્પન્ન થાય છે અને અન્ન વરસાદથી પેદા થાય છે, યજ્ઞથી વરસાદ થાય છે અને યજ્ઞ કર્મથી થાય છે. ॥ ૧૪ ॥

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥

કર્મની ઉત્પત્તિ બ્રહ્મથી છે અને બ્રહ્મની ઉત્પત્તિ અક્ષર ( નહિ નાશ પામે એવા ) બ્રહ્મથી છે તેથી સર્વવ્યાપક એવો જે બ્રહ્મ તે યજ્ઞમાં પણ રહેલો છે. ॥ ૧૫ ॥

एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥

હે પાર્થ ! આ પ્રમાણે ચક્ર ચાલી રહ્યું છે તેને અનુસરીને જે ચાલતો નથી, તેનું જીવન પાપથી ભરેલું છે, અને જે ઇંદ્રિયોના સુખ માં આસક્ત થઇ રહે છે તે વૃથા જીવે છે. ૧૬

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।

आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते॥

પણ જે પોતાના આત્મામાંજ પ્રીતિ રાખીને રહેલો છે અને પોતાના આત્માથીજ જેને તૃપ્તિ છે તેવા માણસને કંઈપણ કરવાનું છેજ નહિ. ॥ ૧૭ ॥

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥

તેને તો જે કર્મ કર્યું તેમાં અને જે કર્મ નથી કર્યું તેમાં પણ કંઇ લાગતું વળગતું નથી તેમજ તેનું પોતાનું હિત કોઇ જીવ ઉપર આધાર રાખતું નથી. ॥ ૧૮ ॥

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन् कर्म परमाप्नोति पुरुषः ॥

માટે કંઇ પણ આસક્તિ રાખ્યા વગર જે કર્મ કરવાનું છે તે હમેશાં કર્યા કર કેમકે

આસક્તિ વિના કર્મ કરનાર મોક્ષ પામે છે.

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन् कर्त्तुमर्हसि ॥

જનક અને બીજાઓ કર્મ વડેજ ઉંચી ગતિને પામ્યા છે, વળી લોકના ભલાને અર્થે પણ વિચાર કરતાં તારે કર્મ કરવાની જરૂર છે. ॥ ૨૦ ॥

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते ॥

મોટા માણુસ જે જે કામ કરે છે તે તે કામ બીજા માણુસો પણ કરે છે, અને તે જે કરે છે તે પ્રમાણુ મનાય છે અને લોકો તેનેજ અનુસરે છે. ॥ ૨૧ ॥

न मेपार्थास्ति कर्त्तव्यं त्रिषुलोकेषुकिंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त्त एव च कर्मणि ॥

હે પાર્થ! ત્રણે લોકમાં મારે કંઈ પણ ક-

મ કરવાની જરૂર નથી. કોઈ વસ્તુ મને નથી મળેલી ને મારે મેળવવાની છે એમ પણ નથી તથાપિ હું પણ કર્મ કર્યાજ કરૂં છું. ॥ ૨૨ ॥

यदि ह्यहं न वर्त्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
ममवर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥

આળસ દૂર કરીને જો હું કર્મ કરવામાં તત્પર ન થાઉં તો હે પાર્થ ! સર્વ લોકો મારાજ માર્ગને અનુસરશે. ॥ ૨૩ ॥

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्तास्यामुपहन्यामिमाः प्रजाः ॥

જો હું કર્મ ન કરૂં તો આ દુનિઆનો નાશ થાય, વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય અને પ્રજાનો નાશ થઇ જાય એ સઘળું કરનાર હું થાઉં. ॥ ૨૪ ॥

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।

कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥

હે ભારત! કર્મમાં આસક્તિ રાખીને અજ્ઞાની લોકો જેવી રીતે કમ કરે છે તેવી રીતે લોકોનું ભલું ઇચ્છીને કર્મમાં આસક્તિ રાખ્યા વગર જ્ઞાનીઓએ કર્મ કરવાં જોઇએ.

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणिविद्वान्युक्तःसमाचरन् ॥

કર્મમાં આસક્ત એવા અજ્ઞાની લોકોનાં મન જ્ઞાની લોકોએ ભમાવવાં નહી પણ યોગ્ય વર્તણુંક રાખી સર્વ કર્મ ઉપર લોકોનું વલણ થાય એમ તેમણે કરવું જોઇએ. ૨૬

प्रकृतेः क्रियमाणानिगुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्त्ताहमिति मन्यते ॥

સર્વ કર્મો પ્રકૃતિના ગુણ વડેજ થાય છે, તો પણ અહંકારથી મૂઢ થયેલી બુદ્ધિથી 'હું જ તે કરનાર છું' એમ મનુષ્ય માને છે. ૨૭

तत्त्ववित्तु महाबाहो गुणकर्मविभागयोः ।
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥

હે મહાબાહુ અર્જુન ! પણ ગુણ તથા ક-
ર્મનો ભેદ સમજનાર જ્ઞાનીઓ ઇંદ્રિયો પોત
પોતાનું કર્મ કરી રહી છે એમ માની અહં-
કાર કરતા નથી. ॥ ૨૮ ॥

प्रकृतेर्गुणसंमूढाः सज्जन्ते गुणकर्मसु ।
तानकृत्स्नविदोमंदानकृत्स्नविन्नविचालयेत् ॥

પ્રકૃતિના ગુણ વડે જેઓની બુદ્ધિ મૂઢ બ-
ની ગઈ છે તેઓને ઇંદ્રિયોનાં કર્મ ઉપર બહુ
આસક્તિ રહે છે. તેવા ટુંકી બુદ્ધિવાળાનાં
મનને સંપૂર્ણ જ્ઞાનવાળાએ ચલિત કરવાં
નહી. ॥ ૨૯ ॥

मयिसर्वाणिकर्माणिसंन्यस्याध्यात्मचेतसा ।
निराशीर्निर्ममोभूत्वायुध्यस्वविगतज्वरः ॥

સર્વ કર્મ મને અર્પણ કરી, આશા વિનાનો,

મમતા વિનાનો અને સંતાપથી મુક્ત થ-
ઇને તું યુદ્ધ કર. ॥ ૩૦ ॥

ये मे मतमिदं नित्यमनुतिष्ठंति मानवाः ।
श्रद्धावंतोऽनसूयंतोमुच्यंतेतेऽपिकर्मभिः ॥

આ મારા મત પ્રમાણે જે માણસો ચાલે છે
તથા શ્રદ્ધા રાખી ઇર્ષ્યાનો ત્યાગ કરે છે તે-
ઓ કર્મબંધનથી મુક્ત થાય છે. ૩૧

ये त्वेतदभ्यसूयन्तो नानुतिष्ठंति मे मतम् ।
सर्वज्ञानविमूढांस्तान् विद्धि नष्टानचेतसः ॥

અને જેઓ મારા મતને ધિક્કારી કાઢી તે
પ્રમાણે વર્તતા નથી, તેઓ સર્વ જ્ઞાનમાં મુ-
ર્ખ અને નષ્ટ બુદ્ધિવાળા જાણવા. ૩૨

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांतिभूतानिनिग्रहः किंकरिष्यति ॥

જ્ઞાની માણસો પણ પોતાની પ્રકૃતિ પ્રમા-

એજ ચાલે છે. પ્રાણી માત્ર પ્રકૃતિનેજ અનુ· સરે છે તો ઇંદ્રિયો કેવી રીતે વશ રાખી શ· કાય ? ॥ ૩૩ ॥

इंद्रियस्येंद्रियस्यार्थे रागद्वेषौ व्यवस्थितौ ।
तयोर्नवशमागच्छेत्तौह्यस्यपरिपंथिनौ ॥३४॥

ઇંદ્રિયોના વિષય ઉપરજ ઇંદ્રિયોની પ્રીતિ થાય છે તેથી તેને વશ થવું નહિ કારણ કે તે ( પ્રીતિ અપ્રીતિ ) મનુષ્યને ( મોક્ષમાં ) વિઘ્નકર્તા છે. ॥ ૩૪ ॥

श्रेयान्स्वधर्मोविगुण.परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः॥३५

ઉંચા ગુણવાળા પારકા ધર્મ કરતાં ઓછા ગુણવાળો પણ પોતાનો ધર્મ કલ્યાણદાતા છે. પોતાના ધર્મમાં મરણ થાય તે શ્રેય કર· નાર છે અને પારકો ધર્મ જોખમકારક છે. ૩૫

अर्जुन उवाच ।

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पुरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥

અર્જુન કહે છે-હે કૃષ્ણ! જાણે બળથી કોઇ ખેંચતું હોય તેમ પોતાની ઇચ્છા વગર પણ મનુષ્ય પાપ કરે છે તે કરવાને તેને કોણ પ્રેરે છે? ॥ ૩૬ ॥

श्रीभगवानुवाच ।

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥

શ્રી ભગવાન કહે છે-તે કામ તથા રજોગુણથી ઉત્પન્ન થયેલો ક્રોધ છે, તે સર્વનો નાશ કરનાર મહા પાપી અને આલોકમાં મનુષ્યનો શત્રુ છે એમ જાણજે. ॥ ૩૭ ॥

धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ ३८

જેમ ધુમાડાથી અગ્નિ ઢંકાઇ જાય છે તથા જેમ દર્પણ મેલથી ઢંકાઈ જાય છે તેમ આ (જ્ઞાન) તેનાથી ઢંકાઈ જાય છે. ॥ ૩૮ ॥

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥३९

હે કુંતાના પુત્ર ! વળી અગ્નિની પેઠે જેને કોઈ વેળા પણ તૃપ્તિ થતી નથી એવો અને જ્ઞાનીઓનો હમેશાનો શત્રુ જે કામ, તેનાથી જ્ઞાન ઢંકાઈ જાય છે. ॥ ૩૯ ॥

इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥४०

ઇંદ્રિયો મન અને બુદ્ધિ એ તેનાં રહેવાનાં સ્થાન છે, અને તેમના વડે કરીને એ જ્ઞાનને ઢાંકી દઇને આત્માને મોહમાં નાંખે છે. ૪૦

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥

માટે હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન ! પ્રથમથી જ ઇંદ્રિયોને વશ રાખીને જ્ઞાન અને આત્મ જ્ઞાનનો નાશ કરનાર પાપથી ભરેલા કામનો તું નાશ કર. ॥ ૪૧ ॥

इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥

ઇંદ્રિયો ( સ્થુલ દેહથી ) પર ( શ્રેષ્ઠ ) છે ઇંદ્રિયોથી મન પર છે, મનથી બુદ્ધિ પર છે અને બુદ્ધિથી પર તે ( આત્મા ) છે. ॥૪૨॥

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ४३

એ પ્રમાણે બુદ્ધિથી પણ જે પર છે તે સમજીને, અને આત્મા વડે આત્માને વશ રાખીને હે મહાબાહુ અર્જુન ! જેને જીતવો છે એવા કામરૂપી શત્રુનો નાશ કર. ॥ ૪૩ ॥

ત્રીજો અધ્યાય સમાપ્ત.

## अध्याय ४ थो.

श्रीभगवानुवाच ।

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥

શ્રી ભગવાને કહ્યું કે જેનો નાશ ન થાય એવો આ યોગ મેં પ્રથમ વિવસ્વત (સૂર્ય) ને કહ્યો હતો, તેમણે મનુને કહ્યો હતો અને મનુએ ઇક્ષ્વાકુને કહ્યો હતો. ॥ ૧ ॥

एवं परंपराप्राप्तमिमं राजर्षयो विदुः ।
स कालेनेह महता योगो नष्टः परंतप ॥२॥

એ પ્રમાણે પરંપરાથી મળેલા આ યોગને રાજર્ષિઓ જાણતા હતા; હે શત્રુઓને સંતાપ કરનાર અર્જુન ! તે યોગ હાલ દીર્ઘકાળે કરીને નાશ પામ્યો છે. ॥ ૨ ॥

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः पुरातनः ।

भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥

એ પુરાતન યોગ તને મારો ભક્ત તથા મિત્ર જાણીને મેં આજે કહ્યો છે કારણ કે એ શ્રેષ્ઠ રહસ્ય છે. ॥ ૩ ॥

अर्जुन उवाच

अपरं भवतो जन्म परं जन्म विवस्वतः ।
कथमेतद्विजानीयां त्वमादौ प्रोक्तवानिति ॥

અર્જુને કહ્યું કે, તમારો જન્મ તો પછીથી થયો છે અને વિવસ્વતનો જન્મ તો પહેલાં થઇ ગયો ત્યારે પહેલાં તેમને તમે આ યોગ કહ્યો હતો એ મારે શી રીતે સમજવું ? ૪

श्रीभगवानुवाच

बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥५

શ્રી ભગવાને કહ્યું—હે અર્જુન ! તારા તથા મારા બહુ જન્મ થઇ ગયા છે, હું તે બ.

યા જાણું છું પણ હે શત્રુઓને તાપ કરનાર! તું જાણતો નથી. ॥ ૫ ॥

अजोपि सन्नव्ययात्मा भूतानामीश्वरोपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥

જો કે હું જન્મ વિનાનો છું, અવિનાશી છું, સર્વ પ્રાણીનો ઈશ છું તથાપિ મારી પોતાની પ્રકૃતિના આશ્રયે કરીને મારી પોતાનીજ માયાથી હું જન્મ ધારણ કરૂં છું. ॥ ૬ ॥

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥

હે ભારત! જ્યારે જ્યારે ધર્મનું જોર નરમ પડી જાય છે અને અધર્મનું બળ વધે છે ત્યારે ત્યારે હું પોતે અવતાર લઉં છું. ૭

परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥८॥

સાધુ પુરૂષોનું રક્ષણ કરવા અને દુષ્ટોનો

નાશ કરવા તથા ધર્મનું સ્થાપન કરવા હું યુગે યુગે અવતાર લઉં છું. ॥ ૮ ॥

जन्म कर्म च मे दिव्यमेवं यो वेत्ति तत्त्वतः।
त्यक्त्वा देहं पुनर्जन्म नैति मामेतिसोऽर्जुन ॥

હે અર્જુન! એ પ્રમાણેનાં મારાં દિવ્ય જન્મ તથા કર્મ જે તત્ત્વથી સમજે છે તે આ દેહ તજીને ફરીથી જન્મ લેતો નથી પણ તે મને પામે છે. ॥ ૯ ॥

वीतरागभयक्रोधा मन्मया मामुपाश्रिताः।
बहवो ज्ञानतपसा पूता मद्भावमागताः ॥१०

રાગ, ભય, અને ક્રોધથી મુક્ત અને મારામંજ ચિત્ત રાખનારા તથા મારેજ આશ્રયે રહેલા, જ્ઞાનરૂપી તપથી પવિત્ર થયેલા ઘણાએ મારા સ્વરૂપને પામેલા છે. ॥ ૧૦ ॥

ये यथा मां प्रपद्यंते तांस्तथैव भजाम्यहम्।
मम वर्त्मानुवर्तंते मनुष्याः पार्थ सर्वशः ॥

માણસો મને જેવી રીતે ભજે છે તેવી રીતે તેમને હું પ્રસન્ન થાઉં છું, કારણ કે હે પાર્થ! મનુષ્યો સર્વ તરફથી મારાજ માર્ગને અનુસરે છે. ॥ ૧૧ ॥

कांक्षंतः कर्मणां सिद्धिं यजंत इह देवताः ।
क्षिप्रंहिमानुषेलोकेसिद्धिर्भवतिकर्मजा ॥ १२

કર્મના ફળની ઇચ્છા રાખનારા આ સંસારમાં દેવતાઓનું પૂજન કરે છે, કારણ કે મૃત્યુલોકમાં કર્મનું ફળ શીઘ્ર મળી આવે છે. ૧૨

चातुर्वर्ण्यं मया सृष्टं गुणकर्मविभागशः ।
तस्यकर्तारमपिमांविद्ध्यकर्तारमव्ययम् ॥

ગુણ અને કર્મના વિભાગવડે કરીને મેં ચાર વર્ણ પેદા કરી છે, જો કે તેનો કર્તા હું છું તોપણ હું અકર્તા અને અવિનાશી છું એમ જાણજે. ॥ ૧૩ ॥

न मां कर्माणिलिंपंतिन मे कर्मफले स्पृहा ।

इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते॥

મને કર્મ વળગતું નથી તેમજ હું કર્મના ફળની પણ ઇચ્છા રાખતો નથી; એ પ્રમાણે જે મને ઓળખે છે તે કર્મથી બંધાતો નથી.

एवं ज्ञात्वा कृतं कर्म पूर्वैरपि मुमुक्षुभिः।
कुरु कर्मैव तस्मात्त्वं पूर्वैः पूर्वतरं कृतम्॥१५

પૂર્વે થઈ ગયેલા મુમુક્ષુઓએ ( મોક્ષની ઇચ્છા રાખનારા ) એવું જાણીનેજ કર્મ કરેલાં છે, તેથી અસલના વખતથી ચાલતા આવેલા રિવાજ પ્રમાણે તું પણ કર્મ કર. ॥ ૧૫ ॥

किं कर्म किमकर्मेति कवयोऽप्यत्र मोहिताः
तत्ते कर्म प्रवक्ष्यामि यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात्॥

કર્મ શું અને અકર્મ એ શું એ વિષયમાં વિદ્વાનો પણ મોહ પામી ગયા છે, તેથી કર્મ એ શું તે હું તને કહીશ કે જે જાણવાથી અશુભ ફળથી તું મુક્ત થઈશ. ॥ ૧૬ ॥

कर्मणो ह्यपि बोद्धव्यं बोद्धव्यं च विकर्मणः।
अकर्मणश्च बोद्धव्यं गहना कर्मणो गतिः १७

કર્મ ( કામ કરવું ) તે શું તે જાણવું જો-ઇએ તેમજ વિકર્મ ( ખોટું કામ ) તે શું એ પણ જાણવું જોઇએ તથા અકર્મ ( કર્મ નહિ કરવું ) તે શું એ પણ જાણવાની જરૂર છે; કર્મની ગતિ ગહન ( કોઇથી ન સમજી શકાય તેવી ) છે. ॥ ૧૭ ॥

कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः।
स बुद्धिमान् मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥

જે માણસ કર્મમાં અકર્મ અને અકર્મમાં કર્મ જુએ છે તે સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન છે, તે યોગી છે તથા સર્વ કર્મ કરી ચુક્યો છે એમ જાણવું. ॥ ૧૮ ॥

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितंबुधाः ॥

જેનાં સઘળા આરંભ ઇચ્છા તથા સંકલ્પ વિનાના છે, અને જ્ઞાનરૂપી અગ્નિથી જેનાં કર્મ બળી ગયાં છે તેને બુદ્ધિમાન મનુષ્યો ખરો જ્ઞાની કહે છે. ॥ ૧૯ ॥

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥

કર્મના ફળમાં આસક્તિ તજી દઇને તેમજ સદા સંતોષી અને કોઇના આશ્રય વિનાનો રહીને જો કોઇ કર્મમાં પ્રવૃત્ત થયેલો હોય તો તે કંઇ પણ કર્મ કરતોજ નથી એમ જાણવું. ॥ ૨૦ ॥

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥

કંઇ પણ આશા વિનાનો, મન અને આત્માને નિયમમાં રાખીને રહેલો તથા સર્વ મમતાનો જેણે ત્યાગ કર્યો છે, અને માત્ર શ-

રીરજ જેનું કર્મ કર્યે જાય છે એવા મનુષ્યને પાપ લાગતુંજ નથી. ॥ ૨૧ ॥

यदृच्छालाभसंतुष्टो द्वंद्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते॥

ઈશ્વરેચ્છાથી જે કંઇ મળી આવ્યું તેનાથી સંતોષી ( સુખ દુઃખ, લાભ ખોટ, ટાઢ તાપ વગેરે ) દ્વંદ્વો જેને બાધ કરતાં નથી એવો, મત્સર વિનાનો, કાર્યની સિદ્ધિ તથા નાશમાં સમદૃષ્ટિવાળો એવો મનુષ્ય કર્મ કરવા છતાં પણ બંધાતો નથી. ॥ ૨૨ ॥

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ २३

આસક્તિ રહિત, પાપથી મુક્ત તથા જેનું મન જ્ઞાનમાંજ લાગી રહ્યું છે અને જે યજ્ઞને માટેજ કર્મ કરી રહ્યો છે ( એટલે જે ઈશ્વરને નામેજ કર્મ કરે છે ) તેનાં સઘળ

કર્મ નાશ પામી જાય છે. ॥ ૨૩ ॥

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ २४

બ્રહ્મનેજ અર્પણ કરવાનું, બલિદાન પણ બ્રહ્મ, જેમાં હોમ કરવાનો તે અગ્નિ પણ બ્રહ્મ, અને હોમ કરનાર પણ બ્રહ્મ. એ પ્રમાણે બ્રહ્મમાંજ એક ચિત્ત રાખીને કર્મ કરનારો પણ બ્રહ્મનેજ પ્રાપ્ત થાય છે. ॥ ૨૪ ॥

दैवमेवापरे यज्ञं योगिनः पर्युपासते ।
ब्रह्माग्नावपरे यज्ञं यज्ञेनत्रोपजुह्वति ॥ २५

કેટલાએક યોગીઓ દેવોને માટે યજ્ઞ કરે છે અને કેટલાક બ્રહ્મરૂપી અગ્નિમાં યજ્ઞનેજ હોમીને યજ્ઞ કરે છે. ॥ ૨૫ ॥

श्रोत्रादीनींद्रियाण्यन्ये संयमाग्निषु जुह्वति ।
शब्दादीन्विषयानन्य इंद्रियाग्निषु जुह्वति ॥

કેટલાક સંયમ ( ઇંદ્રિયોને વશ રાખવી )

રૂપી અગ્નિમાં કાન ઇત્યાદિ (કાન, ત્વચા, નેત્ર, જીભ અને નાક) ઇંદ્રિયોને હોમે છે અને કેટલાક શબ્દાદિ ( શબ્દ, સ્પર્શ રૂપ, રસ અને ગંધ ) ઇંદ્રિયોના વિષયોને ઇંદ્રિયો રૂપી અગ્નિમાં હોમે છે. ॥ ૨૬ ॥

सर्वाणींद्रियकर्माणि प्राणकर्माणि चापरे ।
आत्मसंयमयोगाग्नौ जुह्वति ज्ञानदीपिते ॥२७

વળી કેટલાક જ્ઞાનથી સતેજ થયેલા આત્મધ્યાનરૂપી અગ્નિમાં સઘળી ઇંદ્રિયો-નાં કર્મ તથા શરીરમાં રહેલા પાંચ વાયુ-( પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન ) નાં કર્મને હોમે છે. ॥ ૨૭ ॥

द्रव्ययज्ञास्तपोयज्ञा योगयज्ञास्तथापरे ।
स्वाध्यायज्ञानयज्ञाश्च यतयः संशितव्रताः ॥

કેટલાક દ્રવ્યયજ્ઞ કરનારા ( શાસ્ત્ર વિધિ પ્ર-માણે દ્રવ્યનો ઉપયોગ કરનારા ) છે, કેટલાક

તપરૂપી યજ્ઞ કરનારા છે, કેટલાક યોગરૂપી યજ્ઞ કરનારા છે અને બીજાઓ વેદાભ્યાસ તથા જ્ઞાનરૂપી યજ્ઞ કરનારા છે. વળી કેટલાક દૃઢવ્રતવાળા યતિઓ હોય છે. ॥ ૨૮ ॥

अपाने जुह्वति प्राणं प्राणेऽपानं तथाऽपरे ।
प्राणापानगती रुध्वा प्राणायामपरायणाः ॥

વળી બીજા કેટલાક અપાનમાં ( અધે માર્ગે નીકળતો વાયુ ) પ્રાણને ( હૃદયમાં રહેતો વાયુ ) તથા પ્રાણમાં અપાનને હોમે છે, અને પ્રાણ તથા અપાન બંનેની ગતિનો નિરોધ કરી પ્રાણાયામમાં લીન થાય છે. ॥ ૨૯ ॥

अपरे नियताहाराः प्राणान्प्राणेषु जुह्वति ।
सर्वेऽप्येते यज्ञविदो यज्ञक्षपितकल्मषाः ॥

વળી બીજાઓ મિતાહારી ( નિયમિત ભોજન કરનારા ) થઈ પ્રાણમાં પ્રાણનેજ હોમે છે. ઉપર કહ્યા તે સર્વ યજ્ઞને જાણનારા છે,

અને યજ્ઞોવડે કરીને તેઓનાં પાપ નાશ પામે છે. ॥ ૩૦ ॥

यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।
नायं लोकोऽस्त्ययज्ञस्य कुतोऽन्यः कुरुसत्तम॥

યજ્ઞમાં શેષ રહેલું તે અમૃત રૂપ છે, તેનું ભોજન કરનારને સનાતન બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. જે યજ્ઞ કરતા નથી તેમને માટે આ-લોક પણ નથી તો હે કુરૂકુળમાં શ્રેષ્ઠ અર્જુન! પરલોકની પ્રાપ્તિ તો તેમને ક્યાંથીજ થાય? ૩૧

एवं बहुविधा यज्ञा वितता ब्रह्मणो मुखे ।
कर्मजान्विद्धि तान्सर्वानेवंज्ञात्वाविमोक्ष्यसे॥

એ પ્રમાણે વેદમાં બહુ પ્રકારના યજ્ઞ વર્ણ-વેલા છે, એ સર્વની ઉત્પત્તિ કર્મથી છે એમ તું જાણ અને એમ જાણવાથી તું મુક્ત થઈ જઈશ. ॥ ૩૨ ॥

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।

सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥

હે શત્રુઓને તાપ કરનાર અરજુન ! દ્રવ્યથી થતા યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ વધારે કલ્યાણદાયક છે, કારણ કે હે પાર્થ ! સઘળાં કર્મ જ્ઞાનમાં સમાપ્ત થાય છે. ॥ ૩૩ ॥

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥

તે જ્ઞાન તું નમ્રતાથી વારંવાર પ્રશ્ન પૂછીને અને સેવાવડે કરીને શીખી લે. એમ કરવાથી તત્ત્વ જાણનાર જ્ઞાનીઓ તને જ્ઞાનનો ઉપદેશ કરશે. ॥ ૩૪ ॥

यज्ज्ञात्वा न पुनर्मोहमेवं यास्यसि पांडव ।
येन भूतान्यशेषेण द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥

હે પાંડવ ! એ જાણ્યા પછી તું ફરીથી મોહમાં પડીશ નહિ, અને કોઈ પણ બાકી ન રહે એવી રીતે સઘળાં પ્રાણીઓને તા-

રા અને મારામાં જોઈશ. ॥ ૩૫ ॥

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥३६॥

જો કે સર્વ પાપ કરનારાઓમાં તું સૌથી મોટો પાપ કરનાર હોઈશ તોપણ જ્ઞાનરૂપી નાવથી તું સર્વ પાપનો સમુદ્ર તરી જઈશ.

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥

હે અર્જુન ! જેમ બળતો અગ્નિ તેમાં નાંખેલાં કાષ્ઠને ભસ્મ કરી દે છે, તેમ જ્ઞાનરૂપી અગ્નિ સઘળાં કર્મોને ભસ્મ કરી દે છે. ૩૭

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धःकालेनात्मनि विंदति ॥

આ સંસારમાં જ્ઞાનના જેવું બીજું કંઇ પવિત્ર નથી, તે જ્ઞાનયોગમાં સિદ્ધ થયેલો મનુષ્ય કાળે કરીને પોતાના આત્મામાં પ્રાપ્ત

કરે છે. ॥ ૩૮ ॥

श्रद्धावाँल्लभते ज्ञानं तत्परः संयतेंद्रियः ।
ज्ञानंलब्ध्वापरांशांतिमचिरेणाधिगच्छति ॥

ઇંદ્રિયોને વશ રાખી જ્ઞાન મેળવવામાં તત્પર અને શ્રદ્ધાવાળો મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરે છે, અને જ્ઞાન પ્રાપ્ત કર્યા પછી થોડાજ વખતમાં મોટામાં મોટી શાંતિને પ્રાપ્ત કરે છે. ૩૯

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायंलोकोऽस्तिनपरोनसुखंसंशयात्मनः ॥

અજ્ઞાની, શ્રદ્ધા વિનાનો અને સંશયવાળો મનુષ્ય નાશ પામે છે. સંશયવાળા મનુષ્યને માટે તો આલોક પણ નથી તેમ પરલોક પણ નથી અને સુખ પણ નથી. ૪૦

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवन्तंनकर्माणिनिबध्नन्तिधनंजय ॥ ४१

જેણે યોગથી કર્મનો ત્યાગ કર્યો છે અને

જ્ઞાનથી સંશયનો નાશ કર્યો છે તથા જે સદા આત્મામાંજ લીન છે તેને, હે ધનંજય! કર્મના બંધ છેજ નહી. ॥ ૪૧ ॥

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥४२

માટે અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા અને અંતકરણમાં રહેલા પોતાના સંશયને જ્ઞાનરૂપ તરવારથી છેદી નાખી હે ભારત! તું યોગને વળગીને ઉભો થઈ જા. ॥ ૪૨ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मब्रह्मार्पणयोगो नाम चतुर्थोऽध्यायः ।

ચોથો અધ્યાય સમાપ્ત.



# अध्याय ५ मो.

अर्जुन उवाच ।

संन्यासं कर्मणां कृष्ण पुनर्योगं च शंससि ।
यच्छ्रेय एतयोरेकं तन्मे ब्रूहि सुनिश्चितम् १

અર્જુને કહ્યું:–હે કૃષ્ણ! એકવાર કર્મનો ત્યાગ કહો છો અને વળી પાછી યોગની પ્રશંસા કરો છો, માટે એ બેમાંથી જે કલ્યાણકારક હોય તે નક્કી કરીને મને કહો. ॥ ૧ ॥

श्री भगवानुवाच ।

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तुकर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते २

શ્રીભગવાન બોલ્યા—કર્મનો સંન્યાસ અને કર્મયોગ બન્ને કલ્યાણકારક છે, તેમાં જ્ઞાન વિનાના સંન્યાસ કરતાં કર્મયોગ ચઢીઆતો છે. ॥ ૨ ॥

ज्ञेयः स नित्यसंन्यासीयो न द्वेष्टि नकांक्षति ।
निर्द्वंद्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥

જે કોઈનો દ્વેષ કરતો નથી તેમજ કંઈ ઇચ્છા કરતો નથી અને જે દ્વંદ્વ રહિત છે તે સદા સંન્યાસી જાણવો; કારણ કે તે સ્હેલાઈથી બંધનમાંથી મુક્ત થઈ જાય છે. ॥ ૩ ॥

सांख्ययोगौपृथग्बालाः प्रवदंतिनपंडिताः ।
एकमप्यास्थितः सम्यगुभयोर्विन्दतेफलम् ॥

સાંખ્ય અને યોગ જુદા છે એવું અજ્ઞાની લોકો હોય તે જ બોલે છે, પંડિતો એમ કહેતા નથી. એ બેમાંથી એકને સારી રીતે વળગી રહેનારને પણ બંનેનાં ફળ મળે છે. ૪

यत्सांख्यैः प्राप्यते स्थानं तद्योगैरपिगम्यते
एकंसांख्यंचयोगंच यःपश्यति स पश्यति ॥

જે પદની પ્રાપ્તિ સાંખ્યથી થાય છે તે યોગથી પણ થાય છે. જે સાંખ્ય તથા યોગને એ-

કેજ સમજે છે તે જ ખરૂં સમજે છે એમ જાણવું. ॥ ૫ ॥

संन्यासस्तु महाबाहो दुःखमाप्तुमयोगतः ।
योगयुक्तो मुनिर्ब्रह्म न चिरेणाधिगच्छति ॥

હે મહાબાહુ અર્જુન ! યોગ વિના સંન્યાસની પ્રાપ્તિ કરવી એ ઘણી કઠણ છે, પણ યોગ જાણનારો મુનિ જલ્દીથી બ્રહ્મપદની પ્રાપ્તિ કરે છે. ॥ ૬ ॥

योगयुक्तोविशुद्धात्माविजितात्माजितेंद्रियः ।
सर्वभूतात्मभूतात्माकुर्वन्नपिनलिप्यते ॥७॥

શુદ્ધ અંતઃકરણવાળો, જેણે આત્માને તથા ઇંદ્રિયોને વશ કર્યા છે એવો અને સર્વ ભૂતોનો આત્મા એજ જેનો આત્મા છે એવો યોગી કર્મ કરવા છતાં પણ બંધન પામતો નથી.

नैव किंचित्करोमीतियुक्तोमन्येततत्त्ववित् ।
पश्यन्शृण्वन्स्पृशन्जिघ्रन्नश्नन्गच्छन्स्वपन्श्वसन्

प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इंद्रियाणींद्रियार्थेषु वर्तंत इतिधारयन् ॥९॥

તત્ત્વ જાણનારો યોગી, જોવામાં, સાંભળવામાં, સ્પર્શ કરવામાં, સુંઘવામાં, ખાવામાં, ચાલવામાં, ઉંઘવામાં, શ્વાસ લેવામાં, બોલવામાં, કાઢી નાંખવામાં, ઝાલવામાં, આંખ ઉઘાડવામાં તથા મીંચવામાં, ઇંદ્રિયો પોતપોતાના વિષયોમાં પ્રવર્તી રહી છે એમ ધારી, હું કંઈ કરતો નથી એમ માને છે. ॥૮॥૯॥

ब्रह्मण्याधायकर्माणिसंगंत्यक्त्वाकरोतियः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा ॥ १०

સંગનો ત્યાગ કરીને અને બ્રહ્મને અર્પણ કરીને જે મનુષ્ય કર્મ કરે છે તેને, કમળપત્રને જેમ પાણી અડકતું નથી તેમ પાપ લાગતું નથી. ॥ ૧૦ ॥

कायेन मनसा बुद्ध्या केवलैरिंद्रियैरपि ।

योगिनः कर्मकुर्वंतिसगंत्यक्त्वात्मशुद्धये ॥

મમતાનો ત્યાગ કરી માત્ર આત્માની શુદ્ધિનેજ અર્થ એકલા શરીરથી, મનથી, બુદ્ધિથી અને ઇંદ્રિયોથી યોગીઓ કર્મ કરે છે. ૧૧

युक्तःकर्मफलंत्यक्त्वाशांतिमाप्नोतिनैष्ठिकीम् ।
अयुक्तः कामकारेण फले सक्तो निबध्यते ॥

યોગી કર્મના ફળનો ત્યાગ કરતાં સદાની શાંતિ એટલે મોક્ષ પામે છે, અને યોગરહિત મનુષ્ય ફળની આશાથી કર્મ કરતાં બંધનમાં પડે છે. ॥ ૧૨ ॥

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥

જેને સર્વ ઇંદ્રિયો વશ છે એવા યોગીનો આત્મા સઘળાં કર્મનો મનથી ત્યાગ કરીને નવ દરવાજાવાળા દેહરૂપી નગરમાં નિરાંતે રહે છે અને કંઈ કરતો નથી તેમ કરાવતો

પણ નથી. ॥ ૧૩ ॥

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥१४

સૃષ્ટિકર્તા પ્રભુ લોકમાં કર્તાપણું, કર્મ તથા કર્મ અને ફળનો સંયોગ એમાંનું કાંઈ ઉત્પન્ન કરતો નથી એ સર્વ કુદરતથી થાય છે. ૧૪

नादत्ते कस्यचित्पापं न चैव सुकृतं विभुः ।
अज्ञानेनावृतं ज्ञानं तेन मुह्यंति जंतवः ॥१५

સર્વવ્યાપક ઇશ્વર કોઇનાં પાપ કે પુણ્ય લેતો નથી, માત્ર અજ્ઞાનને લીધે જ્ઞાન ઢંકાઇ ગયું છે તેથીજ પ્રાણી મોહમાં પડે છે. ॥ ૧૫ ॥

ज्ञानेन तु तदज्ञानं येषां नाशितमात्मनः ।
तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति तत्परम् ॥

જ્ઞાનથી જેમનું અજ્ઞાન નાશ પામ્યું છે તેમનું આત્મજ્ઞાન સૂર્યની પેઠે પરમાત્માને

પ્રકાશિત કરે છે. ॥ १६ ॥

तद्बुद्धयस्तदात्मानस्तन्निष्ठास्तत्परायणाः ।
गच्छंत्यपुनरावृत्तिं ज्ञाननिर्धूतकल्मषाः ॥१७

ઇશ્વરમાંજ જેની બુદ્ધિ છે, તેનેજ જે પોતાનો આત્મા માને છે, તેનામાંજ જે ચિત્ત પરોવે છે, તેનાજ ઉપર જે આધાર રાખે છે અને અજ્ઞાનથી જેનાં સઘળાં પાપ ધોવાઇ ગયાં છે એવા જ્ઞાનીઓ એવા પદને પામે છે કે જ્યાંથી અહીં પાછું આવવું પડતું નથી. १७

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥

વિદ્યા અને વિનયવાળો બ્રાહ્મણ, ગાય, હાથી, શ્વાન અને ચાંડાળ એ સર્વને જ્ઞાનીઓ સમદ્રષ્ટિથી જુએ છે. ॥ १८ ॥

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥

જેઓનું મન સમતાવાળું થયું છે તેઓએ આ સંસારમાં સર્વ જીતી લીધું છે, સમતાવાળું બ્રહ્મ કંઇ પણ દોષ વિનાનું છે માટે એવા જ્ઞાનીઓ બ્રહ્મમાંજ રહેલા છે. ॥ ૧૯ ॥

नप्रहृष्येत्प्रियंप्राप्यनोद्विजेत्प्राप्यचाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥

વ્હાલી વસ્તુ મળવાથી જેને હર્ષ થતો નથી તેમજ અણગમતી વસ્તુથી જેને શોક નથી, જેની બુદ્ધિ સ્થિર છે, જેણે મોહનો નાશ કર્યો છે એવો બ્રહ્મજ્ઞાની બ્રહ્મમાંજ રહેલો છે. ૨૦

बाह्यस्पर्शेष्वसक्तात्माविंदत्यात्मनियत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥

બહારની વસ્તુઓ ઉપર જેને મમતા નથી તેને પોતાના આત્મામાં જે સુખ મળે છે તે અક્ષય સુખને યોગવડે પોતાના આત્માને એક કરનારો ભોગવે છે. ॥ ૨૧ ॥

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥

બહારના સંબંધથી જે સુખ ઉત્પન્ન થાય છે તે સુખ દુઃખનું મૂળ છે કારણ કે તે ક્ષણિક છે માટે હે કુંતાના પુત્ર ! જ્ઞાની તેમાં આસક્ત થતો નથી. ॥ ૨૨ ॥

शक्नोतीहैव यः सोढुं प्राक्शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥

આ શરીરથી મુક્ત થતા પહેલાં કામ તથા ક્રોધથી જે વેગ ઉત્પન્ન થાય છે તે વેગને જે સહન કરી શકે છે તે જ યોગી અને સુખી જાણવો. ॥ ૨૩ ॥

योंऽतःसुखोंऽतरारामस्तथांतर्ज्योतिरेवयः ।
स योगी ब्रह्म निर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति

જે પોતાના અંતરને વિષે સુખી છે. જે પોતાના અંતરમાંજ આરામ પામી રહ્યો છે અ-

ને જેનું હૃદય તેજથી પ્રકાશિત થઇ રહ્યું છે, તે યોગી બ્રહ્મ રૂપ થઈને બ્રહ્મપદને પ્રાપ્ત કરે છે.

**लभंते ब्रह्मनिर्वाणमृषयः क्षीणकल्मषाः ।**
**छिन्नद्वैधायतात्मानः सर्वभूतहितेरताः ॥ २५**

જેમનાં પાપ નાશ પામી ગયાં છે, જેમણે સુખ દુઃખાદિ દ્વંદ્વની લાગણીઓ ટાળી દીધી છે, જેણે પોતાનું મન વશ કરેલું છે અને ભૂત માત્રના હિતમાં નિમગ્ન છે એવા ઋષિઓ બ્રહ્મમાં લય પામી જાય છે. ॥ ૨૫ ॥

**कामक्रोधवियुक्तानांयतीनांयतचेतसाम् ।**
**अभितोब्रह्मनिर्वाणंवर्ततेविदितात्मनाम् ॥**

જેમણે કામ તથા ક્રોધથી મુક્ત થઈ પોતાનું ચિત્ત વશ કરેલું છે અને જેમણે પોતાના આત્માને ઓળખ્યો છે એવા યતિઓ માટે બ્રહ્મનિર્વાણ નક્કી થએલ છે. ॥ ૨૬ ॥

**स्पर्शान्कृत्वा बहिर्बाह्यांश्चक्षुश्चैवांतरे भ्रुवोः ।**
**प्राणापानौ समौकृत्वानासाभ्यंतरचारिणौ ॥**

यतेंद्रियमनोबुद्धिर्मुनिर्मोक्षपरायणः ।
विगतेच्छाभयक्रोधोयः सदा मुक्तएव सः॥२८

બહારની વસ્તુઓને બહારજ રાખીને, આં-ખને ભમરોની વચ્ચે રાખીને, તથા પ્રાણ અ-ને અપાનને બરોબર રાખીને, અને તેમને નસકોરાંમાં બરાબર ચલાવીને, ઇંદ્રિયો, મન તથા બુદ્ધિને વશ રાખીને અને મોક્ષમાંજ ચિત્ત રાખીને, જે મુનિ ઇચ્છા, ભય અને ક્રોધનો ત્યાગ કરે છે તે સદા મુક્તજ છે.

भोक्तारं यज्ञतपसां सर्वलोकमहेश्वरम् ।
सुहृदसर्वभूतानांज्ञात्वा मांशांतिमृच्छति ॥२९

યજ્ઞ અને તપનો ભોક્તા, સર્વલોકનો ઈશ્વર અને સર્વ પ્રાણીઓનો સ્નેહી એવો મને જાણનાર શાંતિ ( સદાકાળનું સુખ ) પ્રાપ્ત કરે છે. ॥ ૨૯ ॥

પાંચમો અધ્યાય સમાપ્ત.

# अध्याय ६ ठो.

श्री भगवानुवाच ।

अनाश्रितः कर्मफलं कार्यं कर्मकरोति यः ।
स संन्यासीचयोगी च न निरग्निर्नचाक्रियः॥

શ્રીભગવાન કહે છે-જે માણુસ કર્મના ફળની ઇચ્છા રાખ્યા વિના પોતાનો ધર્મ છે એમ જાણી કર્મ કરે છે, તે જ સંન્યાસી અને યોગી છે, પણ જે યજ્ઞ કરતો નથી તેમ જ કર્મ પણ કરતો નથી તે સંન્યાસી અને યોગી નથી. ॥ ૧ ॥

यं संन्यासमिति प्राहुर्योगंतंविद्धि पांडव ।
न ह्यसंन्यस्तसंकल्पोयोगी भवतिकश्चन ॥२

હે પાંડવ ! જેને સંન્યાસ કહે છે તે જ યોગ છે એમ તું જાણ; જેણે મનના સંકલ્પને વશ કર્યા નથી એવો કોઇ પણ માણુસ યોગી થઈ શકતો નથી. ॥ ૨ ॥

आरुरुक्षोर्मुनेर्योगं कर्म कारणमुच्यते ।
योगारूढस्य तस्यैव शमः कारणमुच्यते ॥३

યોગીની પદવીએ ચઢવા ઇચ્છનારા માણુસ-
ને કર્મ એજ પ્રાપ્ત કરવાનું સાધન છે;
અને જે યોગીની પદવીએ પહોંચેલો છે તેને
જ્ઞાન પ્રાપ્ત કરવાનું સાધન શમ ( શાંતિ )
છે. ॥ ૩ ॥

यदा हि नेन्द्रियार्थेषु न कर्मस्वनुषज्जते ।
सर्वसंकल्पसंन्यासी योगारूढस्तदोच्यते ॥४

જ્યારે ઇંદ્રિયોના વિષયોમાં તથા કર્મમાં
માણુસ આસક્ત થતો નથી અને સર્વ મનના
સંકલ્પને દાબી રાખે છે ત્યારે તે યોગપદને
પહોંચેલો છે એમ કહેવાય છે. ॥ ૪ ॥

उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥५

આત્મા ( પરમાત્મા ) વડેજ આત્મા ( જી-

વાત્મા ) નો ઉદ્ધાર કરવો જોઇએ, અને આત્મા એજ આત્માનો બંધુ છે અને તેનો શત્રુ પણ તે જ છે. ॥ ૫ ॥

बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ६

જેણે આત્મા વડે પોતાના આત્મા ઉપર જય મેળવ્યો છે તેના આત્માનો તે આત્મા મિત્રજ છે, પણ જેણે આત્માના ઉપર જય મેળવ્યો નથી અને જે પોતાના આત્માના શત્રુરૂપે છે તેનો તે આત્મા શત્રુજ છે. ॥ ૬ ॥

जितात्मनः प्रशांतस्य परमात्मासमाहितः ।
शीतोष्णसुखदुःखेषुतथामानापमानयोः ॥७

જેણે પોતાના આત્માને જીતેલો છે અને જેનું મન ટાઢ અને તાપ, સુખ અને દુઃખ તથા માન અને અપમાનમાં શાંત થઈ ગયું છે તેનામાંજ પરમાત્મા રહેલા છે. ॥ ૭ ॥

ज्ञानविज्ञानतृप्तात्मा कूटस्थोविजितेंद्रियः ।
युक्त इत्युच्यतेयोगीसमलोष्टाश्मकांचनः ८

જે જ્ઞાન તથા અનુભવવાળા જ્ઞાનથી તૃપ્ત થઈ ગયેલો છે, જે સાક્ષી રૂપે વર્તે છે, જેણે ઇંદ્રિયો વશ કરી લીધી છે, અને જે માટી પથ્થર તથા સોનાને સમાન માન છે તે ખરે-ખરો યોગી કહેવાય છે. ॥ ૮ ॥

सुहृन्मित्रार्युदासीनमध्यस्थद्वेष्यबंधुषु ।
साधुष्वपि च पापेषु समबुद्धिर्विशिष्यते ९

પ્રીતિ રાખનાર, મિત્ર, શત્રુ, તટસ્થ, ( બે પક્ષની વચ્ચે રહેનાર ) દ્વેષીઓ, સગાં, સત્પુરૂષો તેમજ પાપીઓ એ સર્વ ઉપર સમાન દૃષ્ટિથી જોનાર સહુથી શ્રેષ્ઠ છે. ॥૯॥

योगी युंजीत सततमात्मानं रहसि स्थितः ।
एकाकी यतचित्तात्मा निराशीरपरिग्रहः १०

એકાંત સ્થાનમાં એકલા રહીને ચિત્ત તથા આત્માને વશ રાખીને, આશાનો ત્યાગ કરીને, કંઈપણ ગ્રહણ કરવાનું તજી દઈને, યોગીએ સદાકાળ યોગ સાધનામાં તત્પર રે . ૧૦

शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासन . . :।
नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशो रम्॥

પવિત્ર સ્થાનમાં, બહુ ઉંચું નહી તેમ બહુ નીચું પણ નહી એવું વસ્ત્રનું, મૃગચર્મનું કે કુશનું બનાવેલું પોતાનું આ .ન સ્થાપવું. ૧૧

तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेंद्रियक्रियः ।
उपविश्यासने युंज्याद्योगमात्मविशुद्धये १२

પછી મનને એકાગ્ર કરીને, ચિત્ત અને ઇંદ્રિયોની ક્રિયાઓને અટકાવીને તથા આસન ઉપર દૃઢતાથી બેસીને, આત્માની શુદ્ધિને અર્થે યોગની સાધના કરવી. ॥ ૧૨ ॥

समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।

संप्रेक्ष्यनासिकाग्रंस्त्वंदिशश्चानवलोकयन् १३

શરીર, મસ્તક અને ડોક સમાન તથા સ્થિર રાખીને અને પોતે સ્થિર થઈને આસપાસ જોયા વિના પોતાના નાકની અણી તરફ જોયા કરવું. ॥ १३ ॥

प्रशांतात्मा विगतभीर्ब्रह्मचारिव्रते स्थितः ।
मनःसंयम्य मच्चित्तोयुक्तआसीतमत्परः ॥१४

તદ્દન શાંત તથા નિર્ભય થઈને બ્રહ્મચર્ય પાળીને, મનને નિયમમાં રાખીને, આવું રીતે સજ્જ થઈને મારોજ વિચાર કરતાં મારાજ ધ્યાનમાં બેસવું. ॥ १४ ॥

युंजन्नेवं सदात्मानं योगी नियतमानसः ।
शांतिनिर्वाणपरमांमत्संस्थामधिगच्छति ॥

આ પ્રમાણે મનને વશ રાખીને જે યોગી સદા આત્માની સાથે જોડાઇ રહે છે, તે મારામાં રહેલી ઉંચા પ્રકારના નિર્વાણની શાંતિને પામે છે. ॥ १५ ॥

नात्यश्नतस्तुयोगोऽस्तिनचैकांतमनश्नतः ।
नचातिस्वप्नशीलस्यजाग्रतोनैवचार्जुन ॥ १६

જે અતિ ભોજન કરે છે, અથવા તો જે ઘણુંજ થોડું ભોજન કરે છે, અથવા જે ઘણું ઉંઘે છે અથવા જે ઘણું જાગે છે તેને માટે હે અર્જુન! યોગ છેજ નહિ. ॥ ૧૬ ॥

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्ययोगोभवतिदुःखहा ॥१७

જે નિયમસર આહાર તથા વિહાર (ભોગ ભોગવવા તે) કરનારો છે અને જે કર્મ કરવામાં પણ નિયમિત છે તથા જે નિયમસર ઉંઘે તથા જાગે છે તેને માટેજ દુઃખનો નાશ કરનાર યોગ થાય છે. ॥ ૧૭ ॥

यदा विनियतं चित्तमात्मन्येवावतिष्ठते ।
निःस्पृहःसर्वकामेभ्योयुक्तइत्युच्यते तदा ॥

જ્યારે નિયમમાં રાખેલું મન આત્મામાંજ

સ્થિર રહે છે અને સર્વ મન કામનાઓની ઈચ્છા કરતું નથી ત્યારે માણુસ ખરેખરો યોગી થયો એમ કહેવાય છે. ॥ ૧૮ ॥

यथादीपोनिवातस्थोनेंगतेसोपमा स्मृता ।
योगिनोयतचित्तस्ययुंजतोयोगमात्मनः ॥

જેણે ચિત્તને વશ કર્યું છે અને આત્મામાંજ જેનું ધ્યાન લાગી રહેલું છે એવા યોગીને પવન ના આવે એવા સ્થાને રાખેલા દીવાની ઉપમા આપવામાં આવેલી છે. ॥ ૧૯ ॥

यत्रोपरमते चित्तं निरुद्धं योगसेवया ।
यत्रचैवात्मनाऽऽत्मानंपश्यन्नात्मनितुष्यति ॥

યોગના અભ્યાસથી સ્થિર કરેલું તેનું મન આત્મામાંજ રમી રહે છે અને આત્માવડે આત્માનેજ જુએ છે અને આત્મામાંજ સંતોષ પામે છે. ॥ ૨૦ ॥

सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ।
वेत्तियत्रनचैवायंस्थितश्चलतितत्त्वतः ॥२१॥

ઇંદ્રિયો જેને પ્રાપ્ત કરી શકતી નથી અને બુદ્ધિ માત્ર જેને પ્રાપ્ત કરી શકે છે એવું અત્યંત સુખ જ્યારે તે જાણે છે ત્યારે તેમાં સ્થિર રહીને ખરેખરા તત્વમાથી ચળતો નથી. ॥ ૨૧ ॥

यंलब्ध्वाचापरंलाभंमन्यतेनाधिकंततः ।
यस्मिंस्थितोनदुःखेनगुरुणापिविचाल्यते ॥

તે તત્વ પ્રાપ્ત કરીને, એના કરતાં બીજી કોઈ વસ્તુથી મોટો લાભ છે એમ માનતો નથી અને તેમાં રહીને મહા ભયંકર દુઃખમાં આવી પડતાં પણ તે ડગતો નથી. ॥ ૨૨ ॥

तंविद्याद्दुःखसंयोगवियोगंयोगसंज्ञितम् ।
सनिश्चयेनयोक्तव्योयोगोऽनिर्विण्णचतेसा ॥

દુઃખના સંબંધનો જેમાં આવી રીતે નાશ

થાય છે તે જ યોગ છે એમ જાણવું, માટે પ્રસન્ન મનથી ખાત્રી રાખીને એ યોગની સાધના કરવી. ॥ ૨૩ ॥

संकल्पप्रभवान्कामांस्त्यक्त्वासर्वानशेषतः ।
मनसैवेंद्रियग्रामं विनियम्य समंततः २४
शनैःशनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया ।
आत्मसंस्थंमनःकृत्वानकिंचिदपिचिंतयेत् २५

મનના સંકલ્પથી ઉત્પન્ન થતી સર્વ મન કામનાઓ તજી દઈને અને ઇંદ્રિઓના સમૂહને સર્વ તરફથી તાબે કરી લઈને, ધારણાથી સ્થિર થયેલી બુદ્ધિવડે ધીમે ધીમે શાંતિ પ્રાપ્ત કરવી અને આત્મામાંજ મન રાખીને બીજી કોઈ વાતને વિચાર કરવો નહિ. ॥ ૨૪–૨૫ ॥

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततोनियम्यैतदात्मन्येववशंनयेत् ॥ २६

જ્યારે જ્યારે ચંચળ અને એક જગાએ ન રહી શકે એવું મન બીજી જગા ઉપર દોડી જાય છે ત્યારે ત્યારે સાધકે તેને વશમાં રાખીને આત્મામાં જોડી દેવું. ॥ ૨૬ ॥

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥२७

જેનું મન અત્યંત સ્થિર થયેલું છે, જેનો રજોગુણ નાશ પામી ગયો છે, જે પાપ વિનાનો થઈ ગયો છે અને જે બ્રહ્મના જેવો થઈ ગયો છે તે યોગી સહુથી શ્રેષ્ઠ સુખ પ્રાપ્ત કરે છે. ॥ ૨૭ ॥

युंजन्नेवं सदात्मानं योगी विगतकल्मषः ।
सुखेन ब्रह्मसंस्पर्शमत्यंतं सुखमश्नुते ॥२८

પોતાના આત્માને સદા એ પ્રમાણે જોડી રાખનાર, પાપરહિત થઈ ગયેલો યોગી બ્રહ્મના સંબંધમાં આવીને સહેલાઈથી અપાર સુખ પ્રાપ્ત કરે છે. ॥ ૨૮ ॥

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ २९

યોગમાં નિપુણ થયેલો યોગી સર્વમાં સમ દૃષ્ટિવાળો થઇને સર્વ ભૂતોને આત્મામાં અને આત્માને સર્વ ભૂતોમાં જુએ છે. ॥ ૨૯ ॥

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहंनप्रणश्यामि सचमे न प्रणश्यति ॥३०

જે સર્વમાં મને જુએ છે અને મારામાં સર્વને જુએ છે તેના આગળથી હું કદી દૂર નથી અને તે મારાથી પણ વેગળો નથી. ૩૦

सर्वभूतस्थितं योमां भजत्येकत्वमास्थितः ।
सर्वथावर्तमानोऽपि स योगीमयिवर्तते ॥३१

સર્વ ભૂતોમાં રહેલા મને જે એક ભાવથી ભજે છે તેવો યોગી ગમે તે સ્થિતિમાં રહે-નારો હોય તોપણ તે મારામાંજ છે. ॥૩૧॥

आत्मौपम्येन सर्वत्र समं पश्यतियोऽर्जुन ।

सुखं वायदिवादुःखंसयोगीपरमोमतः ॥३२

હે અર્જુન ! સર્વ સ્થાનમાં આત્માજ છે એવી રીતે જે સુખ દુઃખ સહન કરીને સમ-દૃષ્ટિથી જુએ છે, તે યોગી મોટામાં મોટો મનાય છે. ॥ ૩૨ ॥

अर्जुन उवाच ।

योऽयंयोगस्त्वया प्रोक्तःसाम्येनमधुसूदन ।
एतस्याहंनपश्यामिचञ्चलत्वात्स्थितिंस्थिराम्

અર્જુને કહ્યું–હે મધુસૂદન ! સમચિત્ત રાખવાથી થતો યોગ જે તમે મને કહ્યો તેની સ્થિતિ ચંચળતાને લીધે મને સ્થિર લાગ-વી નથી. ॥ ૩૩ ॥

चञ्चलं हि मनः कृष्ण प्रमाथिबलवद्दृढम् ।
तस्याहं निग्रहंमन्येवायोरिव सुदुष्करम् ॥३४

હે કૃષ્ણ ! મન ચંચળ, જુસ્સાવાળું અને બળવાન છે. એને વશ કરવું કઠણ છે. વાયુને

રોકવો જેવું કઠણ કામ છે તેવુંજ મનને રોકવાનું પણ કઠણ કામ છે. ૩૪

श्रीभगवानुवाच

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेनच कौन्तेय वैराग्येण च गृह्यते ३५

શ્રી ભગવાન બોલ્યા—હે મહાબાહુ અર્જુન ! ખરેખર મન ચંચળ અને ન રોકી શકાય એવુંજ છે, તથાપિ સદાકાળના અભ્યાસથી અને વૈરાગ્યથી હે કુંતીપુત્ર ! તેને વશ કરી શકાય છે. ॥ ૩૫ ॥

असंयतात्मनायोगो दुष्प्रापइति मेमतिः ।
वश्यात्मनातुयतताशक्योऽवाप्तुमुपायतः ॥

જેનું મન વશ નથી તેને યોગની પ્રાપ્તિ થવી મુશ્કેલ છે એમ હું માનું છું, પણ જેણે આત્મા વશ કરેલો છે અને તે જ ઉપાયથી જે યત્ન કર્યા કરે છે તે યોગ પ્રાપ્ત કરી શકે છે. ॥ ૩૬ ॥

अर्जुन उवाच ।

अयतिः श्रद्धयोपेतो योगाच्चलितमानसः ।
अप्राप्ययोगसंसिद्धिं कां गतिंकृष्णगच्छति ॥

અર્જુને કહ્યું-હે કૃષ્ણ! જેણે આત્મા ઉપર સત્તા મેળવી નથી, તથા યોગથી જેનું મન ચલિત થયેલું છે, તેમજ જે યોગની સિદ્ધિ પ્રાપ્ત કરી શક્યો નથી છતાં તેમાં શ્રદ્ધાવાળો છે તેની શી ગતિ થાય છે? ૩૭

कच्चिन्नोभयविभ्रष्टश्छिन्नाभ्रमिव नश्यति ।
अप्रतिष्ठोमहाबाहो विमूढोब्रह्मणःपथि ॥३८

હે મહાબાહુ શ્રીકૃષ્ણ! બંનેમાં ભ્રષ્ટ થયેલો અને બ્રહ્મ પ્રાપ્તિનો માર્ગ ભૂલેલો, આધાર વિનાનો તે છુટાં પડી ગયેલાં વાદળાંની પેઠે શું નાશ પામે છે? ॥ ૩૮ ॥

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्यच्छेत्तानह्युपपद्यते॥३९

હે કૃષ્ણ ! આ મારો સંશય તદ્દન ટાળી નાંખવા કૃપા કરવી જોઈએ, કારણ કે આ સંશય દૂર કરનાર તમારા વિના બીજું કોઈ મળનાર નથી. ॥ ૩૯ ॥

श्रीभगवानुवाच ।

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
न हि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥

શ્રી ભગવાને કહ્યું–હે પાર્થ ! એવા માણસનો આલોક કે પરલોકમાં નાશ છેજ નહિ. હે ભાઈ ! કલ્યાણનું કામ કરનાર કોઈ પણ નઠારી ગતિને તો પામતોજ નથી. ૪૦

प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥

યોગથી ભ્રષ્ટ થયેલો માણસ મહા પુણ્ય કરનારા લોકમાં જઈને અને ત્યાં ઘણા કાળ સુધી રહીને કોઈ પવિત્ર અને ધનવાનને ઘેર ફરી જન્મ લે છે. ॥ ૪૧ ॥

अथवा योगिनामेवकुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरंलोके जन्म यदीदृशम् ४२

અથવા તે કોઈ બુદ્ધિમાન યોગીના કુટુંબમાં ઉત્પન્ન થાય છે. આલોકમાં આવો જન્મ મળવો ઘણોજ દુર્લભ છે. ॥ ૪૨ ॥

तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयःसंसिद्धौ कुरुनन्दन॥४३

ત્યાં તેને આગલા જન્મની બુદ્ધિ પાછી પ્રાપ્ત થાય છે અને પછી હે કુરૂનંદન ! ફરીથી સંપૂર્ણ સિદ્ધિ મેળવવાને તે યત્ન કરે છે.૪૩

पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते॥४४

પોતે નહિ જાણવા છતાં પણ પૂર્વના અભ્યાસથી તે દોરાય છે, માત્ર યોગ જાણવાની ઇચ્છાથીજ તે ( શબ્દબ્રહ્મ ) વેદને પણ ઓળંગી જાય છે. ॥ ૪૪ ॥

प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥

આગ્રહ પૂર્વક પ્રયત્ન કરનારો અને પાપથી મુક્ત થયેલો યોગી અનેક જન્મમાં સિદ્ધ થતો પરમગતિ ( મોક્ષ ) પ્રાપ્ત કરે છે. ૪૫

तपस्विभ्योऽधिको योगी
ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी
तस्माद्योगी भवार्जुन ॥ ४६ ॥

યોગી તપસ્વીઓથી અધિક છે, જ્ઞાનીઓ કરતાં પણ તે અધિક મનાય છે અને કર્મ કરનારાઓથી પણ અધિક છે માટે હે અર્જુન! તું યોગી થા. ॥ ૪૬ ॥

योगिनामपि सर्वेषां मद्गतेनान्तरात्मना ।
श्रद्धावान्भजते यो मां स मे युक्ततमो मतः ४७

સઘળા યોગીઓમાં પણ જે યોગી મારામાં પોતાના અંતરાત્માને રાખે છે તથા શ્રદ્ધાપૂર્વક મને ભજે છે તેને મેં ખરેખરો યોગી માનેલો છે. ॥ ૪૭ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अभ्यासयोगो नाम षष्ठोऽध्यायः ।

॥ છઠ્ઠો અધ્યાય સમાપ્ત. ॥

# अध्याय ७ मो.

**श्रीभगवानुवाच ।**

मय्यासक्तमनाः पार्थ योगं युञ्जन्मदाश्रयः ।
असंशयं समग्रं मां यथा ज्ञास्यसि तच्छृणु १

શ્રી ભગવાને કહ્યું કે–હે પાર્થ ! મારામાંજ ચિત્ત રાખીને તથા મારા આશ્રયે રહિને યોગ સાધતાં ખરેખર તું મને કેવી રીતે ઓળખીશ તે હું તને કહું છું તે સાંભળ. ॥ ૧ ॥

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः ।
यज्ज्ञात्वानेह भूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते २

તેની સમજુતી તથા જ્ઞાન હું તને કંઇપણ બાકી રાખ્યા વિના કહીશ તે જાણ્યા પછી આલોકમાં, બીજું કાંઇ જાણવા જેવું રહેતું નથી. ॥ ૨ ॥

मनुष्याणां सहस्रेषु कश्चिद्यतति सिद्धये ।
यततामपिसिद्धानांकश्चिन्मांवेत्तितत्त्वतः ॥ ३

હજાર માણસોમાં કોઈકજ મોક્ષને માટે પ્રયત્ન કરે છે, અને તે યત્નમાં સિદ્ધ થયેલા-ઓમાંથી કોઈકજ મારૂં ખરેખરૂં તત્વ ( રૂ-પ ) જાણે છે. ॥ ૩ ॥

भूमिरापोऽनलोवायुः खं मनो बुद्धिरेव च ।
अहंकार इतीयं मे भिन्ना प्रकृतिरष्टधा ॥ ४

પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ, આકાશ, મન, બુદ્ધિ તથા અહંકાર આ આઠ મારી પ્રકૃતિ-ના વિભાગ છે. ॥ ૪ ॥

अपरेयमितस्त्वन्यां प्रकृतिं विद्धि मे पराम् ।
जीवभूतां महाबाहो ययेदं धार्यते जगत् ॥ ५

એ મારી નીચી પ્રકૃતિ છે, અને હે મહા-બાહુ અર્જુન ! મારી બીજી ઉંચી પ્રકૃતિ જીવ છે, જેનાવડે આખું જગત ધારણ થયે-લું છે તેને તું જાણ. ॥ ૫ ॥

एतद्योनीनि भूतानि सर्वाणीत्युपधारय ।

अहं कृत्स्नस्य जगतः प्रभवः प्रलयस्तथा ६

સર્વ ભુતનું તે મૂળ ઉત્પત્તિ સ્થાન છે અને હું આખા જગતનો ઉત્પન્ન કર્ત્તા તથા લય કર્ત્તા છું એમ સમજ. ॥ ६ ॥

मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ७

હે ધનંજય ! મારા કરતાં કોઇ શ્રેષ્ઠ છે જ નહિ. સુતરના દોરામાં પરોવેલા મણકાની માફક સઘળું મારામાંજ ગુંથાયલું છે. ॥ ७ ॥

रसोऽहमप्सु कौन्तेयप्रभास्मि शशिसूर्ययोः ।
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ॥ ८

હે કુંતિપુત્ર ! પાણીમાં જે રસ છે તે હું છું, ચંદ્ર તથા સૂર્યનું તેજ તે પણ હું છું, સર્વ વેદમાં જે ઓંકાર છે તે હું છું, આકાશમાં શબ્દ અને પુરૂષોમાં પુરૂષાતન તે પણ હું છું. ॥ ८ ॥

पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥९॥

પૃથ્વીમાં જે સ્વચ્છ ગંધ છે તથા અગ્નિમાં જે તેજ છે તે પણ હું છું, સઘળાં પ્રાણીઓનું જીવન તેમજ તપસ્વીઓનું તપ તે પણ હું છું. ॥ ૯ ॥

बीजं मां सर्वभूतानां विद्धि पार्थ सनातनम् ।
बुद्धिर्बुद्धिमतामस्मि तेजस्तेजस्विनामहम् १०

હે પાર્થ ! સર્વ જીવોનું હું સનાતન ( અનાદિ અનંત ) બીજ છું, બુદ્ધિવાનની બુદ્ધિ અને તેજસ્વીઓનું તેજ પણ હું છું એમ તું જાણ. ॥ ૧૦ ॥

बलं बलवतामस्मि कामरागविवर्जितम् ।
धर्माविरुद्धो भूतेषु कामोऽस्मि भरतर्षभ ११

ઇચ્છા તથા મમતા રહિત બળવાનોનું બળ હું છું, હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન ! ધર્મ

વિરૂદ્ધ નહિ એવી સર્વ ભૂતોની ઇચ્છા તે પણ હું છું. ॥ ११ ॥

ये चैव सात्विका भावा राजसास्तामसाश्चये ।
मत्त एवेति तान्विद्धि न त्वहं तेषु ते मयि ॥

સત્વ, રજ અને તમ એ ત્રણ ભાવ મારાથીજ ઉત્પન્ન થયા છે એમ તું જાણ. હું તેમનામાં નથી પણ તેઓ મારામાં છે. ॥ १२ ॥

त्रिभिर्गुणमयैर्भावैरेभिः सर्वमिदं जगत् ।
मोहितंनाभिजानातिमामेभ्यः परमव्ययम् ॥

એ ત્રણ ગુણથી થયેલા ભાવથી મોહિત થયેલું આ આખું જગત, હું કે જે તેમનાથી શ્રેષ્ઠ અને વિકાર રહિત છું તેને ઓળખતું નથી. ॥ १३ ॥

दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥१४

એ ત્રણ ગુણથી થયેલી જે મારી દૈવી મા-

યા છે તે તરી જવી ઘણી કઠણ છે, જેઓ મ-
ને પામે છે તેઓ એ માયા તરી જાય છે. ૧૪

न मां दुष्कृतिनो मूढाः प्रपद्यन्ते नराधमाः
माययापहृतज्ञाना आसुरंभावमाश्रिताः ॥१५

દુષ્ટ કર્મ કરનારા, મુરખ અને નીચ સ્વભા-
વના માણસો મને પ્રાપ્ત કરી શકતા નથી,
કારણ કે માયાથી તેમનું જ્ઞાન હરાઈ ગયેલું
હોય છે અને તે આસુરી ( દૈત્યની ) પ્રકૃતિ
પામેલા હોય છે. ॥ ૧૫ ॥

चतुर्विधा भजन्ते मां जनाःसुकृतिनोऽर्जुन ।
आर्ता जिज्ञासुरर्थार्थी ज्ञानी चभरतर्षभ ॥१६

હે ભરતકુળમાં શ્રેષ્ઠ અરજુન ! સત્‌કર્મ
કરનાર ચાર પ્રકારના મનુષ્યો મને ભજે છે,
દુઃખી, જ્ઞાન પ્રાપ્તિની ઇચ્છાવાળો, સ્વાર્થની
ઇચ્છાવાળો અને ચોથો જ્ઞાની. ॥ ૧૬ ॥

तेषांज्ञानीनित्ययुक्तएकभक्तिर्विशिष्यते ।

प्रियोहिज्ञानिनोऽत्यर्थमहंसचममप्रियः ॥१७

તેઓમાં સદાકાળ યોગને વિષે રહેલો અને એકનીજ ભક્તિ કરનારો જ્ઞાની સૌથી શ્રેષ્ઠ છે. જ્ઞાનીને હું અતિ પ્રિય છું તેમ તે મને ઘણો પ્રિય છે. ॥ ૧૭ ॥

उदाराःसर्व एवैतेज्ञानी त्वात्मैव मे मतम् ।
आास्थतःसहियुक्तात्मामामेवानुत्तमां गतिम्॥

એ સર્વ ઉદાર મનવાળા સમજવા પણ તે-માં જ્ઞાની એ હું પોતેજ છું એમ માનું છું હું એજ સૌથી શ્રેષ્ઠ ગતિ છે એમ જાણી તે સ્થિર મનથી મારામાંજ વિશ્વાસ રાખીને ર-હે છે. ॥ ૧૮ ॥

बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवःसर्वमितिसमहात्मासुदुर्लभः ॥१९॥

ઘણા જન્મ લીધા પછી જ્ઞાની મને પ્રાપ્ત કરે છે; સઘળું વાસુદેવ ( વસુદેવના પુત્ર શ્રી

કૃષ્ણપરમાત્માજ ) છે એમ તે માને છે. એ-
વા મહાત્મા દુર્લભ હોય છે. ॥ ૧૯ ॥

कामैस्तैस्तैर्हृतज्ञानाःप्रपद्यन्तेऽन्यदेवताः ।
तंतंनियममास्थायप्रकृत्यानियताःस्वया ॥२०

વિવિધ ઇચ્છાઓથી જેઓનાં ચિત્ત આક-
ર્ષાયલાં હોય છે તે બીજા દેવતાઓને ભજે
છે; અને પોતાના સ્વભાવ પ્રમાણે ભિન્ન ભિ-
ન્ન નિયમો પાળે છે. ॥ ૨૦ ॥

योयोयांयांतनुंभक्तः श्रद्धयार्चितुमिच्छति ।
तस्यतस्याचलांश्रद्धांतामेवविदधाम्यहम् ॥

જે માણસ જે દેવનો ભક્ત થઈ શ્રદ્ધાથી તે-
ને પૂજવાની ઇચ્છા કરે છે, તે માણસની તે
દેવ ઉપરની શ્રદ્ધાને હું દૃઢ બનાવું છું. ૨૧

स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते ।
लभतेचततःकामान्मयैवविहितान्हितान् ॥२२

દૃઢ શ્રદ્ધા થતાં તે માણસ તે દેવનું પૂજન

કરે છે, અને મેં નક્કી કરેલી તે માણસની ધારેલી કામનાઓ તેને પ્રાપ્ત થાય છે. ૨૨

अन्तवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ।
देवान्देवयजोयान्तिमद्भक्तायान्तिमामपि ॥

અલ્પ બુદ્ધિવાળાઓને જે ફળ મળે છે તે નાશવંત હોય છે; જેઓ દેવોને ભજે છે તે દેવોને પામે છે અને જે મારા ભક્તો હોય છે તે મને પામે છે. ॥ ૨૩ ॥

अव्यक्तंव्यक्तिमापन्नंमन्यन्तेमामबुद्धयः ।
परं भावमजानन्तो ममाव्ययमनुत्तमम् ॥

અવ્યક્ત (બહાર ન દેખાય તેવા) રૂપને બુદ્ધિ વિનાના માણસો વ્યક્ત (પ્રગટ થયેલું) માને છે, તેથી કેવળ જુદું જ, અવિનાશી અને સૌથી શ્રેષ્ઠ એવું જે મારૂં રૂપ છે તેને તેઓ જાણી શકતા નથી. ॥ ૨૪ ॥

नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः ।

मूढोऽयंनाभिजानातिलोकामामजमव्ययम् ॥

મારી યોગ માયાથી ઢંકાયલો હું બધાને દેખાઈ શકતો નથી, મૂઢ લોકો જાણતા નથી કે હું જન્મ વિનાનો તેમજ નાશ વિનાનો છું.૨૫

वेदाहं समतीतानि वर्तमानानि चार्जुन ।
भविष्याणि च भूतानि मां तु वेद न कश्चन ॥

હે અર્જુન! ભૂતકાળમાં થઇ ગયેલા, વર્તમાનકાળમાં જે છે તે અને ભવિષ્યમાં થનાર સર્વ જીવોને હું જાણું છું, પણ મને કોઈ જાણતું નથી. ॥ ૨૬ ॥

इच्छाद्वेषसमुत्थेन द्वन्द्वमोहेन भारत ।
सर्वभूतानि संमोहं सर्गे यान्ति परंतप ॥२७

હે ભારત! ઇચ્છા તથા દ્વેષથી જે દ્વંદ્વ (સુખ દુ:ખાદિ) ઉત્પન્ન થાય છે તેનાથી મોહિત થઇને, હે શત્રુને સંતાપ કરનાર! આ સૃષ્ટિમાં સર્વ પ્રાણીઓ ગોથાં ખાયા કરે છે.

येषां त्वन्तगतं पापं जनानां पुण्यकर्मणाम् ।
ते द्वन्द्वमोहनिर्मुक्ता भजन्ते मां दृढव्रताः ॥

જે સત્કર્મ કરનારા છે અને જેનાં પાપનો અંત આવેલો છે તેઓ એ દ્વંદ્વના મોહમાંથી મુક્ત થઇને દૃઢ મનથી મને ભજે છે. ૨૮

जरामरणमोक्षाय मामाश्रित्य यतन्ति ये ।
ते ब्रह्मतद्विदुःकृत्स्नमध्यात्मंकर्मचाखिलम् ॥

જન્મ મરણથી મુક્ત થવાને માટે જેઓ મારે આશ્રયે રહીને યત્ન કરે છે તેઓ જાણે છે કે સર્વ કર્મ તથા સઘળું અધ્યાત્મ એ બ્રહ્મ છે.૨૯

साधिभूताधिदैवं मां साधियज्ञं च ये विदुः ।
प्रयाणकालेऽपि च मां ते विदुर्युक्तचेतसः ॥

જેઓ મને અધિભુત. અધિદૈવ અને અધિયજ્ઞ જાણે છે તેઓ સ્થિર ચિત્તવાળા થઈને મરણ સમયે પણ મને પામે છે. ॥ ૩૦ ॥

સાતમો અધ્યાય સમાપ્ત

# अध्याय ८ मो.

अर्जुन उवाच ।

किं तद्ब्रह्म किमध्यात्मं किं कर्म पुरुषोत्तम ।
अधिभूतं च किं प्रोक्तमधिदैवं किमुच्यते १

અર્જુને કહ્યું-હે પુરુષોત્તમ! બ્રહ્મ એ શું? અધ્યાત્મ એ શું? અને કર્મ એ શું? વળી અધિભૂત અને અધિદૈવ કોને કહે છે?

अधियज्ञः कथं कोऽत्र देहेऽस्मिन्मधुसूदन ।
प्रयाणकालेचकथंज्ञेयोऽसिनियतात्मभिः ॥२

હે મધુસૂદન! આ દેહમાં અધિયજ્ઞ કહ્યું અને કેવી રીતે છે? અને મનને વશ કરનાર મરણકાલે આપને કેવી રીતે જાણે છે?

श्री भगवानुवाच ।

अक्षरं ब्रह्म परमं स्वभावोऽध्यात्ममुच्यते ।
भूतभावोद्भवकरो विसर्गः कर्मसंज्ञितः ॥ ३

શ્રી ભગવાને કહ્યું—જે નાશ પામે નહિ અને સૌથી શ્રેષ્ઠ છે તે બ્રહ્મ છે, તેનો સ્વભાવ તે અધ્યાત્મ અને જે ભાવથી સર્વ ભૂતની સૃષ્ટિ થાય છે તેને કર્મ કહે છે. ॥ ૩ ॥

अधिभूतं क्षरो भावः पुरुषश्चाधिदैवतम् ।
अधियज्ञोऽहमेवात्र देहे देहभृतां वर ॥४॥

જેમાં નાશ પામવાનો ગુણ છે તે અધિભૂત કહેવાય છે, જે પુરૂષ (ઉત્પન્ન કરનાર શક્તિ) છે તે અધિદૈવ કહેવાય છે અને હે મનુષ્યમાં શ્રેષ્ઠ અર્જુન! મનુષ્યોના દેહમાં અધિયજ્ઞ તે હું જ છું. ॥ ૪ ॥

अंतकाले च मामेव स्मरन्मुक्त्वा कलेवरम् ।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः ५

મરણ સમયે મારૂં સ્મરણ કરતાં જે દેહનો ત્યાગ કરે છે તે મારા જ રૂપને પામે છે એમાં કંઈ પણ સંશય નથી. ॥ ૫ ॥

यं यं वापि स्मरन्भावं त्यजंत्यंते कलेवरम् ।
तं तमेवैति कौंतेय सदा तद्भावभावितः ॥६॥

હે કુંતાના પુત્ર! મરણ કાળે શરીરનો ત્યા-
ગ કરતાં મનુષ્ય જે જે ભાવનું સ્મરણ કરે
છે, તે તે ભાવને યોગ્ય થઈને તેને તે પ્રાપ્ત
કરે છે. ॥ ૬ ॥

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्ध्य च ।
मय्यर्पितमनोबुद्धिर्मामेवैष्यस्यसंशयम् ॥७॥

માટે સર્વ કાળમાં મારૂંજ સ્મરણ કર અ-
ને યુદ્ધ કર; મન તથા બુદ્ધિ મારામાંજ અ-
ર્પણ કરવાથી તું મનેજ પામશે એમાં સંશય
નથી. ॥ ૭ ॥

अभ्यासयोगयुक्तेन चेतसा नान्यगामिना ।
परमं पुरुषं दिव्यं याति पार्थानुचिंतयन् ॥८

હે પાર્થ! યોગાભ્યાસથી દૃઢ કરેલા અને
બીજી કોઈ વસ્તુથી આકર્ષાય નહિ એવા મ-

નથી ધ્યાન કરતો મનુષ્ય દિવ્ય એવા પરમ પુરૂષ ( પરમાત્મા ) ને પામે છે. ॥ ૮ ॥

कविं पुराणमनुशासितार-
मणोरणीयांसमनुस्मरेद्यः ।
सर्वस्य धातारमचिंत्यरूप-
मादित्यवर्णं तमसः परस्तात् ॥ ९ ॥
प्रयाणकाले मनसाऽचलेन
भक्त्या युतो योगबलेन चैव ।
भ्रुवोर्मध्ये प्राणमावेश्य सम्यक्
स तं परं पुरुषमुपैति दिव्यम् ॥१०॥

સર્વ જાણનાર, સહુથી જુનો ( જેના પહેલાં કોઇ છેજ નહિ એવો, ) સર્વના ઉપર અમલ કરનાર, ઝીણાથી પણ ઝીણો, સર્વને ઉત્પન્ન કરનાર, જેનું રૂપ કલ્પી ન શકાય તેવો, સૂર્ય સમાન તેજસ્વી અને અંધકાર જેને કદી સ્પર્શ કરી શકતું નથી એવો જે

પરમ પુરૂષ છે, તેનું મરણકાળે દૃઢ મનથી ભક્તિપૂર્વક, યોગબળથી પ્રાણવાયુને બે ભ-મરો વચ્ચે લાવી જે કોઈ બરાબર રીતે સ્મ-રણ કરે છે તે માણસ દિવ્ય એવા પરમ પુરૂષને પામે છે. ॥ ૯–૧૦ ॥

यदक्षरं वेदविदो वदंति
विशंति यद्यतयो वीतरागाः ।
यदिच्छंतो ब्रह्मचर्यं चरंति
तत्ते पदं संग्रहेण प्रवक्ष्ये ॥ ११ ॥

જેને વેદ જાણનારા અક્ષર ( અવિનાશી ) કહે છે, જેનામાં મમતાનો જેણે ત્યાગ કરે-લો છે એવા યતિઓ પ્રવેશ કરે છે અને જેને પ્રાપ્ત કરવાની ઇચ્છાથી મુનિઓ બ્રહ્મ-ચર્ય પાળે છે તે પદ હું તને સંક્ષેપમાં કહીશ. ॥ ૧૧ ॥

सर्वद्वाराणि संयम्य मनो हृदि निरुद्ध्य च ।

मूर्ध्न्याधायात्मनःप्राणमास्थितोयोगधारणाम्
ॐमित्येकाक्षरं ब्रह्म व्याहरन्मामनुस्मरन् ।
यःप्रयातित्यजन्देहंसयातिपरमांगतिम् ॥१३

સર્વે ઇંદ્રિયોનાં દ્વાર બંધ કરીને, મનને હૃદયમાં રોકીને, પ્રાણને મસ્તકમાં ધારણ કરીને, યોગ ધારણામાં દૃઢ રહીને, એકાક્ષરી "ઓમ્" શબ્દ જે બ્રહ્મનો વાચક છે તે બોલતાં અને મારૂં સ્મરણ કરતાં, જે માણસ શરીર છોડીને જાય છે તે પરમ ગતિને પામે છે. ॥ ૧૨-૧૩ ॥

अनन्यचेताः सततंयो मां स्मरतिनित्यशः ।
तस्याहंसुलभःपार्थनित्ययुक्तस्य योगिनः ॥

હે પાર્થ! બીજી કોઈ પણ વસ્તુમાં ચિત્ત રાખ્યા વિના જે સદા મારૂંજ સ્મરણ કરે છે તેવા સદા યોગમાંજ જોડાઈ રહેલા યોગીને હું સુલભ છું. ॥ ૧૪ ॥

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः॥१५

મને પ્રાપ્ત કરીને મહાત્માઓ પરમ સિદ્ધિ-ને પામી જવાથી દુઃખનું સ્થાન અને નાશ-વંત એવા પુનર્જન્મને પામતા નથી.

आब्रह्मभुवनाल्लोकाः पुनरावर्तिनोऽर्जुन ।
मामुपेत्य तु कौंतेय पुनर्जन्मनविद्यते ॥१६॥

હે અર્જુન ! બ્રહ્મલોકથી માંડીને સઘળા લોક ફરીથી જન્મ લેનારા છે પણ હે કુંતિના પુત્ર ! જે મને પામે છે તે ફરી જન્મતો નથી. ॥ ૧૬ ॥

सहस्रयुगपर्यंतमहर्यद्ब्रह्मणो विदुः ॥
रात्रिं युगसहस्रां तां तेऽहोरात्रविदो जनाः ॥

એક હજાર યુગ સુધીમાં બ્રહ્માનો એક દિ-વસ થાય છે અને એક હજાર યુગ સુધીની બ્રહ્માની એક રાત્રિ થાય છે, એમ જે જાણે

છે તે જ દિવસ ને રાતના જાણનાર છે. ॥૧૭॥

अव्यक्ताद्व्यक्तयः सर्वाः प्रभवंत्यहरागमे ।
राज्यागमे प्रलीयंते तत्रैवाव्यक्तसंज्ञके ॥१८

બ્રહ્માના દિવસના આરંભમાં અવ્યક્ત (જે પ્રગટ નથી તે) માંથી સઘળા વ્યક્ત (પ્રગટ) પદાર્થ ઉત્પન્ન થાય છે, અને જ્યારે રાત પડે છે ત્યારે તે અવ્યક્તમાં સઘળા વ્યક્ત પદાર્થ સમાઈ જાય છે. ॥ ૧૮ ॥

भूतग्रामः स एवायं भूत्वा भूत्वा प्रलीयते ।
राज्यागमेऽवशः पार्थ प्रभवत्यहरागमे ॥१९

હે પાર્થ ! ભૂતોનો સમૂહ વારંવાર એમ ઉત્પન્ન થઈને લય પામી જાય છે. એ પ્રમાણે રાત પડતાં પરવશ થઈને પ્રલયને પામે છે અને ફરી દિવસ ઉગતાં પાછો ઉત્પન્ન થાય છે. ॥ ૧૯ ॥

परस्तस्मात्तु भावोऽन्यो व्यक्तोऽव्यक्ता

त्सनातनः । यः स सर्वेषु भूतेषु नश्यत्सु न विनश्यति ॥ २० ॥

તેથી વ્યક્તના કરતાં પણ શ્રેષ્ઠ કોઈ અવ્યક્ત ભાવ છે કે જે સદાકાળ રહે છે અને સર્વ પ્રાણીઓનો નાશ થતાં પણ જેનો નાશ થતો નથી. ॥ ૨૦ ॥

अव्यक्तोऽक्षरइत्युक्तस्तमाहुःपरमांगतिम् ।
यं प्राप्य न निवर्तंते तद्धाम परमं मम॥२१॥

તે જ અવ્યક્ત ( પ્રગટ નહિ તેવો ) અને અક્ષરને ( નાશ નહિ પામે એવો ) પરમ ગતિ કહે છે; જેને પ્રાપ્ત કરીને પાછું આવવું પડતું નથી તે સૌથી શ્રેષ્ઠ મારૂંજ ધામ છે.

पुरुषः सपरःपार्थ भक्त्यालभ्यस्त्वनन्यया ।
यस्यांतःस्थानि भूतानियेनसर्वमिदंततम् ॥

હે પાર્થ ! જેનામાં સર્વ ભૂત રહેલાં છે અને જે સર્વ જગતમાં વ્યાપ્ત છે તે જ પુરૂષ

છે; અને તે માત્ર અનન્ય ભક્તિથીજ પ્રાપ્ત કરી શકાય છે. ॥ ૨૨ ॥

यत्र काले त्वनावृत्तिमावृत्तिं चैव योगिनः ।
प्रयाता यांति तं कालं वक्ष्यामि भरतर्षभ ॥

હે ભરતકુળમાં શ્રેષ્ઠ ! કયે વખતે ગયેલા યોગીઓ પાછા આવતા નથી અને કયે વખતે ગયેલા પાછા આવે છે તે હવે હું તને કહું છું. ॥ ૨૩ ॥

अग्निर्ज्योतिरहः शुक्लःषण्मासाउत्तरायणम् ।
तत्रप्रयातागच्छंतिब्रह्मब्रह्मविदोजनाः ॥

અગ્નિ, તેજ, દિવસ, શુકલપક્ષ, અને ઉત્તરાયણના છ માસ. તે વખતે બ્રહ્મજ્ઞાનીઓ મરણ પામી બ્રહ્મનેજ પહોંચી જાય છે. ૨૪

धूमोरात्रिस्तथाकृष्णःषण्मासादक्षिणायनम् ।
तत्रचांद्रमसंज्योतिर्योगीप्राप्यनिवर्तते ॥ २५

ધૂમાડો, રાત, કૃષ્ણપક્ષ અને દક્ષિણાયનના

૭ માસ એ વખતે જે યોગી મરણ પામે છે તે ચંદ્રના જેવું તેજ પ્રાપ્ત કરીને અહીં પાછો આવે છે. ॥ ૨૫ ॥

**शुक्लकृष्णे गती ह्येते जगतः शाश्वते मते ।**
**एकया यात्यनावृत्तिमन्ययाऽऽवर्तते पुनः ॥२६**

શુકલ ( અજવાળી ) અને કૃષ્ણ (અંધારી ) એ બેજ ગતિ જગતમાં પરંપરાથી ચાલતી આવેલી મનાય છે. જેની પહેલી ગતિ થાય છે તે પાછો આવતો નથી અને બીજી ગતિવાળો પાછો આવે છે. ॥ ૨૬ ॥

**नैते गती पार्थ जानन् योगी मुह्यति कश्चन ।**
**तस्मात्सर्वेषु कालेषु योगयुक्तो भवार्जुन२७**

હે પાર્થ ! એ માર્ગ જાણનાર યોગી કદી પણ મોહમાં પડતો નથી તેથી હે અર્જુન ! સર્વ કાળને વખતે તું યોગમાં દઢ થા. ૨૭

**वेदेषु यज्ञेषु तपःसु चैव**

दानेषु यत्पुण्यफलं प्रदिष्टम् ।
अत्येति तत्सर्वमिदं विदित्वा
योगी परं स्थानमुपैति चाद्यम् ॥ २८

વેદમાં, યજ્ઞમાં, તપમાં અને દાનમાં જે શુભ ફળ થવાનું કહેલું છે, તે સર્વને આ ગતિ જાણનાર યોગી ઓળંગીને ચાલ્યો જાય છે અને સૌથી શ્રેષ્ઠ એવું આદ્યસ્થાન પામી જાય છે. ॥ ૨૮ ॥

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे अक्षर-ब्रह्मयोगो नामाष्टमोऽध्यायः ।**

આઠમો અધ્યાય સમાપ્ત.

# अध्याय ९ मो.

श्रीभगवानुवाच ।

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानंविज्ञानसहितंयज्ज्ञात्वामोक्ष्यसेऽशुभात्॥

શ્રી ભગવાને કહ્યું-હે અર્જુન! તું દો-
ષદર્શી નથી તેથી હું તને ગુહ્યમાં ગુહ્ય એવું
શ્રેષ્ઠ જ્ઞાન કહીશ જે જાણીને તું પાપથી મુ-
ક્ત થઈશ. ॥ ૧ ॥

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥

તે રાજવિદ્યા તથા રાજરહસ્ય છે, વળી પવિત્ર
અને શ્રેષ્ઠ છે, પ્રત્યક્ષ સમજાય તેવું છે, ધર્મ
યુક્ત છે, કરવું સહેલું છે તથા અવિનાશી
છે. ॥ ૨ ॥

अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।

अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥३

હે શત્રુઓને તાપ કરનાર ! એ ધર્મ ઉપર જેને શ્રદ્ધા નથી તે મને પ્રાપ્ત કરી શકતા નથી અને મૃત્યુલોકને રસ્તે પાછા જાય છે.

मया ततमिदं सर्वं जगदव्यक्तमूर्तिना ।
मत्स्थानिसर्वभूतानिनचाहंतेष्ववस्थितः ॥

મારૂં રૂપ પ્રગટ નથી અને મારાથી આ સર્વ જગત વિસ્તારને પામ્યું છે. સર્વ પ્રાણી માત્ર મારામાં છે પણ હું તેઓમાં રહેલો નથી. ॥ ४ ॥

न च मत्स्थानि भूतानि पश्य मे योगमैश्वरम् ।
भूतभृन्न च भूतस्थो ममात्मा भूतभावनः ॥

મારા યોગનું ઐશ્વર્ય તું જો કે સર્વ જીવો મારામાં નથી; સર્વ જીવોને પાળનાર હું છું, તથાપિ તેઓમાં હું રહેલો નથી અને મારો આત્મા એ સર્વ જીવોનું કારણ

છે. ॥ ૫ ॥

यथाकाशस्थितोनित्यंवायुःसर्वत्रगोमहान् ।
तथासर्वाणिभूतानिमत्स्थानीत्युपधारय ॥

જેમ આકાશને આધારે સર્વ ઠેકાણે ફરનારો મહાન્ વાયુ રહેલો છે તેમ સઘળા જીવોનો આધાર મારામાં છે એમ તું જાણ. ॥૬॥

सर्वभूतानि कौन्तेय प्रकृतिंयान्तिमामिकाम् ।
कल्पक्षये पुनस्तानि कल्पादौ विसृजाम्यहम् ॥

હે કુંતીપુત્ર ! જ્યારે કલ્પ પુરો થાય છે એટલે પ્રલય થાય છે, ત્યારે સર્વ ભૂત માત્ર મારી પ્રકૃતિમાં સમાઈ જાય છે અને જ્યારે કલ્પનો આરંભ થાય છે ત્યારે તેમને હું ફરીથી પેદા કરૂં છું. ॥ ૭ ॥

प्रकृतिं स्वामवष्टभ्य विसृजामि पुनः पुनः ।
भूतग्राममिमं कृत्स्नमवशं प्रकृतेर्वशात् ॥

હું મારી પ્રકૃતિનો આશ્રય લઈને આ સર્વ

ભૂતનો સમૂહ કે જે કર્મને આધીન છે તેને પ્રકૃતિવડે ફરીથી પેદા કરૂં છું ॥ ૮ ॥

न च मां तानि कर्माणि निबध्नन्ति धनंजय ।
उदासीनवदासीनमसक्तं तेषु कर्मसु ॥

હે ધનંજય ! વળી મમતા તથા આસકિત વિનાના મને તે કર્મ ( સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું ) બંધન કરી શકતું નથી. ॥ ૯ ॥

मयाध्यक्षेण प्रकृतिः सूयते सचराचरम् ।
हेतुनानेन कौन्तेय जगद्विपरिवर्तते ॥

મારા અધ્યક્ષપણા નીચે પ્રકૃતિ એટલે મા· યા સ્થાવર જંગમ ભૂતોને ઉત્પન્ન કરે છે અ ને એજ કારણથી હે કુંતીપુત્ર ! જગત ફરતું ને ફરતું રહે છે. ॥ ૧૦ ॥

अवजानन्ति मां मूढा मानुषींतनुमाश्रितम् ।
परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥११॥

સર્વ જીવોનો હું ઇશ્વર છું એ મારો ઉચે

ગુણ નહિ જાણનારા મૂઢ લોકો મનુષ્ય દેહ-ધારી એવો જે હું તેની અવજ્ઞા કરે છે. ૧૧

मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः।
राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः॥

તેમની આશાઓ તથા કર્મ નિષ્ફળ છે, તેમનું જ્ઞાન પણ નિષ્ફળ છે અને તેમના વિચાર ઉંધા છે, અને મોહમાં નાંખનારી જે રાક્ષસી અને આસુરી પ્રકૃતિ તેને આશ્રયે તેઓ રહેલા છે. ॥ ૧૨ ॥

महात्मानस्तुमां पार्थ दैवींप्रकृतिमाश्रिताः ।
भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥

દિવ્ય પ્રકૃતિને આશ્રયે રહેલા મહાત્માઓ તો હે પાર્થ ! બીજા કશા ઉપર મન નહિ રાખતાં સર્વ વસ્તુઓનું અવિનાશી કારણ હું જ છું એમ જાણી મને ભજે છે. ॥ ૧૩ ॥

सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।

नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥

તેઓ સદા મારૂં કીર્તન કરે છે, દૃઢ નિયમો પાળે છે, અને સ્થિર મનથી ભક્તિપૂર્વક મને નમે છે તથા ભજે છે. ॥ ૧૪ ॥

ज्ञानयज्ञेन चाप्यन्ये यजन्तो मामुपासते ।
एकत्वेन पृथक्त्वेन बहुधा विश्वतोमुखम् १५

હું એક છું, અનેક રૂપે છું અને સર્વ ઠેકાણે વ્યાપ્ત છું એમ જાણીને કેટલાક જ્ઞાન યજ્ઞ વડે મારી ઉપાસના કરે છે. ॥ ૧૫ ॥

अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम् ।
मन्त्रोऽहमहमेवाज्यमहमग्निरहं हुतम् ॥

યજ્ઞ દેવતા તે હું, યજ્ઞ એટલે હોમ તે હું પિતૃઓની આહુતિ તે પણ હું, યજ્ઞમાં વપરાતી ઔષધી (વનસ્પતિ) તે પણ હું, મંત્ર ઘૃત, અગ્નિ અને હોમેલું દ્રવ્ય તે પણ હું છું. ॥ ૧૬ ॥

पिताहमस्य जगतो माता धाता पितामहः ।
वेद्यं पवित्रमोंकार ऋक् साम यजुरेव च ॥

જગતનો પિતા, માતા, ધારણ કરનાર, પિતામહ, ( દાદો ) તથા પવિત્ર કરનાર ઓંકાર, ઋગ્વેદ, સામવેદ અને યજુર્વેદ પણ હું છું. ॥ ૧૭ ॥

गतिर्भर्ता प्रभुः साक्षी निवासः शरणं सुहृत् ।
प्रभवः प्रलयः स्थानं निधानं बीजमव्ययम् ॥

ગતિ આપનાર, પોષણ કરનાર, સાક્ષી (જોનાર ), રહેવાનું સ્થાન, શરણ, મિત્ર, ઉત્પત્તિકારણ, પ્રલયનું કારણ, ભંડાર તથા નાશ ન પામે એવું બીજ પણ હું છું. ॥ ૧૮ ॥

तपाम्यहमहं वर्षं निगृह्णाम्युत्सृजामि च ।
अमृतं चैव मृत्युश्च सदसच्चाहमर्जुन ॥

તાપ આપનાર હું છું, વર્ષાદને વરસાવનાર તથા રોકી રાખનાર પણ હું છું અને હે અ-

ર્જુન ! અમૃત અને મૃત્યુ તે પણ હું છું, તથા સત્ અને અસત્ તે પણ હું છું. ૧૯

त्रैविद्या मां सोमपाः पूतपापा
यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयन्ते ।
ते पुण्यमासाद्य सुरेन्द्रलोक-
मश्नन्ति दिव्यान्दिवि देवभोगान् ॥२०

ત્રણ વેદ જાણનારા, સોમ પાન કરનારા, પાપથી મુક્ત થયેલા, યજ્ઞ વડે મારૂં યજન કરીને સ્વર્ગને માટે મારી પ્રાર્થના કરે છે. તેઓ પવિત્ર એવા ઇંદ્રલોકને પામીને ત્યાં દેવોના દિવ્ય ભોગ ભોગવે છે. ॥ ૨૦ ॥

ते तं भुक्त्वा स्वर्गलोकं विशालं
क्षीणे पुण्ये मर्त्यलोकं विशन्ति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना
गतागतं कामकामा लभन्ते ॥

એ મોટા વિશાળ સ્વર્ગલોકમાં ભોગ ભો-

ગવીને પુણ્યનો ક્ષય થતાં તેઓ પાછા મૃત્યુ-
લોકમાં આવે છે; એ પ્રમાણે ત્રણ વેદમાં બ-
તાવેલા ધર્મ પ્રમાણે ચાલનારા કામનાવાળા
પુરૂષો વારંવાર આવ જા કરે છે. ॥ ૨૧ ॥

अनन्याश्चिन्तयन्तो मांये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानांयोगक्षेमं वहाम्यहम् ॥

બીજા કશા ઉપર ચિત્ત નહિ રાખતાં જે-
ઓ મારીજ ઉપાસના કરે છે અને જેમનું
ચિત્ત બરાબર સ્થિર છે તેઓના યોગનું ર-
ક્ષણ હું કરૂં છું. ॥ ૨૨ ॥

येऽप्यन्यदेवताभक्ता यजन्ते श्रद्धयान्विताः ।
तेऽपि मामेव कौन्तेय यजन्त्यविधिपूर्वकम् ॥

હે કુંતીપુત્ર ! વળી જે શ્રદ્ધાપૂર્વક ભ-
ક્તિવડે બીજા દેવોને ભજે છે તેઓ પણ વિ-
ધિ વિના મનેજ ભજે છે. ॥ ૨૩ ॥

अहं हि सर्वयज्ञानां भोक्ता च प्रभुरेव च ।

न तु मामभिजानन्ति तत्त्वेनातश्च्यवन्ति ते॥

સર્વ યજ્ઞોનો ભોકતા તથા પ્રભુ ( ફળ આપનાર ધણી ) હુંજ છું; પણ તેઓ મને તત્વત: જાણતા નથી તેથીજ તેઓ નીચે પડે પડે છે ॥ ૨૪ ॥

यान्ति देवव्रता देवान्पितॄन्यान्ति पितृव्रताः।
भूतानियांतिभूतेज्यायांतिमद्याजिनोऽपिमाम्॥

જેઓ દેવોને ભજે છે તેઓ દેવોને પામે છે, પિતૃઓને ભજનારા પિતૃઓને પામે છે, ભૂતને ભજનારા ભૂતને પામે છે પણ જેઓ મારી ઉપાસના કરે છે તેઓ મનેજ પામે છે.૨૫

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति ।
तदहं भक्त्युपहृतमश्नामिप्रयतात्मनः ॥२६॥

જે કોઈ ભક્તિથી મને પત્ર, પુષ્પ, ફળ જળ ઇત્યાદિ અર્પણ કરે છે, તે શુદ્ધ અંતઃકરણવાળાનું ખરા ભાવથી અર્પણ કરેલું હું

અંગિકાર કરૂં છું. ॥ ૨૬ ॥

यत्करोषि यदश्नासियज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कान्तेय तत्कुरुष्वमदर्पणम् ॥२७

તું જે કંઈ કરે, જે કંઈ ભોગવે, જે કંઈ હોમે, જે કંઈ આપે તથા જે કંઈ તપ કરે તે સઘળું હે કુંતાના પુત્ર ! તું મનેજ અર્પણ કર. ॥ ૨૭ ॥

शुभाशुभफलैरेव मोक्ष्यसे कर्मबन्धनैः ।
संन्यासयोगयुक्तात्माविमुक्तोमामुपैष्यसि ॥

એ રીતે કર્મનાં સારાં નઠારાં ફળના બંધનથી તું મુક્ત થઇશ. સંન્યાસ યોગમાં જોડાયલો રહીને જ્યારે તું મુક્ત થઇશ ત્યારેજ મને પ્રાપ્ત કરી શકીશ. ॥ ૨૮ ॥ •

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्तिनप्रियः ।
ये भजन्ति तुमां भक्त्या मयि ते तेषु चाप्यहम्॥

સર્વ ભુત તરફ હું સમાન દૃષ્ટિવાળો છું

મારે કોઇ વ્હાલું કે અળખામણું નથી, જે-
ઓ મને ભક્તિથી ભજે છે તેઓ મારામાં ર-
હેલા છે અને હું તેમનામાં રહેલો છું. ॥ ૨૯

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः॥

કદાપિ કોઇ ઘણુંજ દુષ્ટ કર્મ કરનારો હોય
તથાપિ બીજા કશા ઉપર ચિત્ત નહિ રાખતાં
જો મનેજ ભજતો હોય તો તેને સાધુ પુરૂષજ
માનવો કારણ કે તેનો નિશ્ચય ખરો છે. ૩૦

क्षिप्रं भवतिधर्मात्माशश्वच्छान्तिंनिगच्छति ।
कौन्तेय प्रतिजानीहि न मे भक्तःप्रणश्यति॥

જલદીથી તેનું ચિત્ત ધર્મમાં ચોંટી જાય છે
અને તેને સદા કાળની શાંતિ મળે છે; હે
કુંતીપુત્ર ! તું યાદ રાખ કે મારો ભક્ત કદી
નાશ પામતોજ નથી. ॥ ૩૧ ॥

मां हि पार्थ व्यपाश्रित्य

येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो वैश्यास्तथा शूद्रा-
स्तेऽपि यान्ति परां गतिम् ॥३२॥

હે પાર્થ ! મારે આશ્રયે રહેલા જો કે પાપ કરનારી જાતિમાંથી ઉત્પન્ન થયેલા હોય, અથવા તો સ્ત્રી, વૈશ્ય કે શુદ્ર હોય તો પણ ઉંચામાં ઉંચી ગતિને પામે છે, ॥ ૩૨ ॥

किं पुनर्ब्राह्मणाः पुण्या भक्ता राजर्षयस्तथा।
अनित्यमसुखं लोकमिमं प्राप्य भजस्व माम्॥

તો પછી પવિત્ર બ્રાહ્મણો તથા ભક્ત રાજર્ષિઓનું તો કહેવુંજ શું ? માટે અનિત્ય અને સુખ વિનાના આ મૃત્યુલોકને પામીને તું મારૂં ભજન કર. ॥ ૩૩ ॥

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥

તું મારામાંજ મન રાખ, મારોજ ભક્ત

થા, મારોજ યજ્ઞ કરનાર થા, અને મનેજ ન-
મસ્કાર કર. એ પ્રમાણે દઢ મનથી સદા મા-
રામાંજ ચિત્ત રાખનારો તું મનેજ પામીશ.

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां
योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे राजविद्या-
राजगुह्ययोगो नाम नवमोऽध्यायः ।

નવમો અધ્યાય સમાપ્ત.

# अध्याय १० मो.

श्री भगवानुवाच ।

भूय एव महाबाहो शृणु मे परमं वचः ।
यत्तेऽहं प्रीयमाणाय वक्ष्यामिहितकाम्यया ॥

શ્રીભગવાન બોલ્યા—હે મહાબાહુ અર્જુન ! વળી મારૂં શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વાકય તું સાંભળી લે; તું મને પ્રિય છે તેથી તારા કલ્યાણને અર્થે હું તને તે કહીશ. ॥ ૧ ॥

न मे विदुः सुरगणाः प्रभवं न महर्षयः ।
अहमादिर्हि देवानां महर्षीणां च सर्वशः॥

સર્વ દેવતાઓ તથા મોટા મોટા ઋષિઓ પણ હું પ્રગટ થાઉં છું તે જાણતા નથી; કારણ કે સર્વ દેવોનું તથા મહર્ષિઓનું આદિ કારણ હું જ છું. ॥ ૨ ॥

यो मामजमनादिं च वेत्ति लोकमहेश्वरम् ।

असंमूढः स मर्त्येषु सर्वपापैः प्रमुच्यते ॥३॥

જે મને જન્મ વિનાનો, અનાદિ અને સર્વ લોકોનો મહાન્ ઇશ્વર જાણે છે, તે મર્ત્યલોકમાં મોહ વિનાનો છે અને સર્વ પાપથી મુક્ત થાય છે. ॥ ૩ ॥

बुद्धिर्ज्ञानमसंमोहः क्षमा सत्यं दमः शमः ।
सुखं दुःखं भवो भावो भयं चाभयमेव च ॥
अहिंसा समता तुष्टिस्तपो दानं यशोऽयशः ।
भवन्तिभावाभूतानांमत्तएवपृथग्विधाः ॥५॥

બુદ્ધિ, જ્ઞાન, અસંમોહ ( ભોળવાવું નહિ તે, ) ક્ષમા, સત્ય, દમ ( ઇંદ્રિયોને વશ રાખવી તે, ) શમ ( શાંતિ, ) સુખ દુઃખ, જન્મવું, જીવવું, ભય તથા અભય, અહિંસા, સમતા, સંતોષ, તપ, દાન જશ અને અપજશ એ સર્વ જુદા જુદા ભૂતોના ભાવ મારાથીજ થયેલા છે. ॥ ૪ ॥ ૫ ॥

महर्षयः सप्त पूर्वे चत्वारो मनवस्तथा ।
मद्भावामानसाजातायेषांलोकइमाः प्रजाः ॥

પૂર્વે સપ્ત મહર્ષિઓ, તથા ચાર સનકાદિક અને મનુઓ મારા ભાવથી મનથી ઉત્પન્ન થયેલા હતા અને તેઓની પ્રજા આ સર્વ લોક છે. ॥ ૬ ॥

एतां विभूतिं योगं च मम यो वेत्ति तत्त्वतः ।
सोऽविकम्पेनयोगेनयुज्यतेनात्रसंशयः ॥७॥

એ મારી વિભૂતિ તથા યોગનું તત્વ જે કોઈ જાણે છે તે નહિ ડગે એવા યોગમાં જોડાય છે એમાં કંઈ સંશય નથી. ॥ ૭ ॥

अहं सर्वस्य प्रभवो मत्तः सर्वं प्रवर्तते ।
इतिमत्वाभजन्तेमांबुधाभावसमन्विताः ८

હું સર્વનો ઉત્પન્ન કર્તા છું અને સઘળું મારામાંથી થાય છે એમ માનીને જ્ઞાનીજનો ભાવપૂર્વક મને ભજે છે. ॥ ૮ ॥

मच्चित्ता मद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्चमांनित्यंतुष्यन्तिचरमन्तिच ॥९॥

મારામાંજ મન રાખીને, મારામાંજ પ્રાણને મોકલીને એક બીજાને બોધ કરતા અને સદા મારીજ વાત કરતા તેઓ સંતોષ પામે છે તથા આનંદમાં રહે છે. ॥ ૯ ॥

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगंतंयेनमामुपयान्तिते ॥१०

એવા જે સદા સ્થિર મનવાળા છે અને પ્રીતિથી મને ભજે છે તેઓને હું બુદ્ધિયોગ આપું છું કે જે યોગ વડે તેઓ મને પામે છે.

तेषामेवानुकम्पार्थमहमज्ञानजं तमः ।
नाशयाम्यात्मभावस्थोज्ञानदीपेनभास्वता ॥

દયાથી તેઓના આત્મામાં રહીને અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા તેઓના મનના અંધારાને જ્ઞાનરૂપી દીવાના તેજથી હું મટાડી દઉં છું. ૧૧

अर्जुनउवाच ।

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान् ।
पुरुषंशाश्वतंदिव्यमादिदेवमजंविभुम् ॥१२

आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा ।
असितोदेवलोव्यासः स्वयंचैवब्रवीषिमे १३

અર્જુને કહ્યું:-તમે પરબ્રહ્મ, પરમધામ, પરમ પવિત્ર, પરમપુરૂષ, સદાકાળ રહેનારા, દિવ્ય, આદિદેવ, જન્મરહિત, સર્વ વ્યાપ્ત, દેવ છો એ પ્રમાણે સર્વ ઋષિઓ તથા દેવર્ષિ નારદ, તેમજ અસિત, દેવલ અને વ્યાસ પણ કહે છે, અને આપ પોતે પણ મને એ પ્રમાણે કહો છો. ॥ ૧૨ ॥ ૧૩ ॥

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव ।
नहिते भगवन्व्यक्तिंविदुर्देवा नदानवाः॥१४

હે કેશવ ! તમે જે મને કહો છો તે સઘળું હું ખરૂં માનું છું. હે ભગવાન ! તમારા રૂપનું

પ્રાગટ્ય દેવ અને દાનવ કોઇ જાણતા નથી.

स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम ।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥१५॥

હે પુરૂષોતમ ! સર્વ જીવોના કારણરૂપ ! સર્વ ભૂતના ઇશ્વર ! હે દેવોના પણ દેવ ! હે જગતનાપતિ ! તમે પોતેજ પોતાને જાણો છો. ॥ ૧૫ ॥

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः ।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वंव्याप्यतिष्ठसि

જે વિભૂતિઓથી તમે આ સર્વ લોકોમાં વ્યાપ્ત થઇ રહ્યા છો તે તમારી દિવ્ય વિભૂતિઓ કંઇ પણ બાકી રાખ્યા વિના મને કહેવા કૃપા કરશો. ॥ ૧૬ ॥

कथंविद्यामहंयोगिंस्त्वांसदापरिचिन्तयन् ।
केषु केषु च भावेषु चिन्त्योऽसिभगवन्मया॥

હે યોગી ! સદાકાળ ધ્યાન ધરીને હું તમ-

ને શી રીતે જાણી શકું ? અને હે ભગવાન ! આપના કયા કયા ગુણનું મારે ચિંતન કરવું ? ।। ૧૭ ।।

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दन ।
भूयः कथयतृप्तिर्हिश्रृण्वतो नास्तिमेऽमृतम् ॥

હે જનાર્દન ! તમારી વિભૂતિ તથા યોગ વિસ્તાર વડે કરીને ફરીથી મને કહો, કારણ કે એ અમૃત જેવાં વાકયો સુણતાં મને તૃપ્તિ થતી નથી. ।। ૧૮ ।।

श्रीभगवानुवाच ।

हन्ततेकथयिष्यामिदिव्याह्यात्मविभूतयः ।
प्राधान्यतः कुरुश्रेष्ठनास्त्यन्तोविस्तरस्यमे ॥

શ્રી ભગવાને કહ્યું–હે કુરૂકુળમાં શ્રેષ્ઠ ! મારી નાની વિભૂતિના વિસ્તારનો તો પારજ નથી માટે જે મારી મુખ્ય વિભૂતિઓ છે તે

હું તને કહીશ. ॥ ૧૯ ॥

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थितः ।
अहमादिश्च मध्यं च भूतानामन्त एव च ॥

હે ગુડાકેશ ! સર્વ જીવોમાં જે આત્મા રહેલો છે તે હું છું; સર્વ ભૂતનું આદિ, મધ્ય અને અંત પણ હું છું. ॥ ૨૦ ॥

आदित्यानामहं विष्णुर्ज्योतिषांरविरंशुमान ।
मरीचिर्मरुतामस्मि नक्षत्राणामहं शशी ॥२१

આદિત્યમાં હું વિષ્ણુ છું, સર્વ તેજસ્વી પદાર્થોમાં કિરણવાળો રવિ હું છું, મરુતોમાં (વાયુ દેવો) હું મરિચી છું, અને નક્ષત્રોમાં ચંદ્રમા તે પણ હું છું. ॥ ૨૧ ॥

वेदानां सामवेदोऽस्मि देवानामस्मि वासवः ।
इन्द्रियाणां मनश्चास्मि भूतानामस्मि चेतना ॥

વેદોમાં સામવેદ હું છું, દેવતાઓમાં ઇંદ્ર

હું છું ઇંદ્રિયોમાં મન હું છું અને બધા જીવોમાં ચૈતન્ય તે પણ હું છું. ૨૨

रुद्राणां शंकरश्चास्मि वित्तेशो यक्षरक्षसाम् ।
वसूनांपावकश्चास्मि मेरुः शिखरिणामहम् ॥

રૂદ્રોમાં શંકર હું છું, યક્ષ તથા રાક્ષસોમાં કુબેર હું છું, વસુઓમાં પાવક ( પવિત્ર કર-નાર ) હું છું, અને પર્વતોમાં મેરૂ પણ હું છું. ॥ ૨૩ ॥

पुरोधसां चमुख्यं मां विद्धि पार्थबृहस्पतिम् ।
सेनानीनामहं स्कन्दः सरसामस्मि सागरः ॥

હે પાર્થ ! પુરોહિતોમાં મુખ્ય બૃહસ્પતિ તું મને જાણ, સેનાપતિઓમાં કાર્તિકસ્વામી હું છું, અને જળાશયોમાં સમુદ્ર પણ હું છું.૨૪

महर्षीणां भृगुरहं गिरामस्म्येकमक्षरम् ।
यज्ञानांजपयज्ञोऽस्मिस्थावराणांहिमालयः ॥

મહર્ષિઓમાં હું ભૃગુ છું, વાણીમાં હું ઓમ્ શબ્દ છું, યજ્ઞમાં જપયજ્ઞ હું છું અને સ્થાવરમાં હિમાલય પણ હું છું. ૨૫

अश्वत्थः सर्ववृक्षाणां देवर्षीणां च नारदः ।
गन्धर्वाणां चित्ररथः सिद्धानांकपिलोमुनिः॥

સર્વ વૃક્ષોમાં હું પીપળો છું, દેવર્ષીઓમાં નારદ હું છું, ગંધર્વોમાં ચિત્રરથ હું છું અને સિધ્ધોમાં કપિલ મુનિ તે પણ હું છું. ૨૬

उच्चैःश्रवसमश्वानां विद्धि माममृतोद्भवम् ।
ऐरावतं गजेन्द्राणां नराणां च नराधिपम् ॥

ઘોડાઓમાં અમૃતથી ઉત્પન્ન થયેલો ઉચ્ચૈઃશ્રવા નામનો ઘોડો તું મને જાણ, હાથીઓમાં ઐરાવત હાથી અને માણસોમાં રાજા પણ મને જાણ. ॥ ૨૭ ॥

आयुधानामहं वज्रं धेनूनामस्मि कामधुक् ।

प्रजनश्चास्मि कंदर्पःसर्पाणामस्मि वासुकिः ॥

શસ્ત્રોમાં વજ્ર હું છું, ગાયોમાં કામદુઆ ગાય હું છું, પ્રજા ઉત્પન્ન કરનારમાં કામદેવ તે હું છું, અને સર્પોમાંવાસુકી પણ હું છું. ૨૮

अनन्तश्चास्मि नागानां वरुणो यादसामहम् ।
पितॄणामर्यमा चास्मि यमः संयमतामहम् ॥

નાગલોકમાં અનંત એટલે શેષનાગ તે હું છું, પાણીમાં રહેનારાઓમાં વરૂણ હું છું, પિતૃઓમાં અર્યમા હું છું અને નિયમમાં રાખનારા ન્યાયાધીશોમાં યમ પણ હું છું.૨૯

प्रह्लादश्चास्मि दैत्यानां कालः कलयतामहम् ।
मृगाणां च मृगेन्द्रोऽहं वैनतेयश्च पक्षिणाम् ॥

દૈત્યોમાં પ્રહ્લાદ હું છું, અને ગણતરી કરનારમાં કાળ હું છું, પશુઓમાં સિંહ તે હું છું, અને પંક્ષીઓમાં ગરૂડ તે પણ હું છું.૩૦

पवनः पवतामस्मि रामः शस्त्रभृतामहम् ।
झषाणां मकरश्चास्मि स्रोतसामस्मि जाह्नवी ॥

પવિત્ર કરવાવાળાઓમાં પવન તે હું છું, શસ્ત્ર ધારણ કરનાર યોદ્ધાઓમાં રામ હું છું, જળચરોમાં મગર અને નદીઓમાં જાન્હવી તે પણ હું છું ૩૧

सर्गाणामादिरन्तश्च मध्यं चैवाहमर्जुन ।
अध्यात्मविद्याविद्यानांवादः प्रवदतामहम् ॥

હે અર્જુન! સૃષ્ટિનું આદિ, મધ્ય અને અંત તે હું છું, સર્વ વિદ્યાઓમાં અધ્યાત્મવિદ્યા હું છું અને વાદ કરનારાઓનો વાદ તે પણ હું છું. ૩૨

अक्षराणामकारोऽस्मिद्वन्द्वःसामासिकस्यच ।
अहमेवाक्षयः कालो धाताऽहं विश्वतोमुखः॥

બધળા અક્ષરોમાં અ અક્ષર હું છું અને

સમાસમાં દ્વંદ્વ સમાસ તે હું છું, અક્ષય કાળ તે હું છું અને સઘળી બાજુએ જોનારો વિધાતા તે પણ હું છું. ॥ ૩૩ ॥

मृत्युः सर्वहरश्चाहमुद्भवश्च भविष्यताम् ।
कीर्तिःश्रीर्वाक्चनारीणांस्मृतिर्मेधाधृतिःक्षमा

સર્વનો નાશ કરનાર મૃત્યુ અને ભવિષ્યમાં ઉત્પન્ન થનારનું ઉત્પત્તિસ્થાન તે હું છું; સ્ત્રીઓમાં કીર્તિ, લક્ષ્મી, સરસ્વતી, સ્મૃતિ, બુદ્ધિ, ધૃતિ અને ક્ષમા પણ હું છું. ॥ ૩૪ ॥

बृहत्साम तथासाम्नांगायत्रीछन्दसामहम् ।
मासानां मार्गशीर्षोऽहमृतूनां कुसुमाकरः ॥

સામગાનમાં બૃહત્સામ હું છું, છંદોમાં ગાયત્રી હું છું, મહિનાઓમાં માગશર મહિનો હું છું, અને ઋતુઓમાં ફુલવાળી વસંતઋતુ પણ હું છું. ॥ ૩૫ ॥

द्यूतं छलयतामस्मि तेजस्तेजस्विनामहम् ।
जयोऽस्मिव्यवसायोऽस्मिसत्त्वंसत्त्ववतामहम्

છળ કરનારાઓનું દ્યૂત તે હું છું, અને તેજસ્વીઓનું તેજ હું છું, જય તથા ઉદ્યોગ તે પણ હું છું અને સત્ત્વવાળા માણસોનું સત્ત્વ પણ હું છું. ॥ ૩૬ ॥

वृष्णीनांवासुदेवोऽस्मिपाण्डवानांधनंजयः ।
मुनीनामप्यहं व्यासः कवीनामुशना कविः ॥

જાદવ વંશમાં વાસુદેવ હું છું, પાંડવમાં અર્જુન હું છું, મુનિઓ માં વ્યાસ હું છું અને કવિઓમાં શુક્રાચાર્ય તે પણ હું છું. ॥ ૩૭ ॥

दण्डोदमयतामस्मि नीतिरस्मिजिगीषताम् ।
मौनं चैवास्मि गुह्यानां ज्ञानं ज्ञानवतामहम् ॥

નિયમમાં રાખનારાઓના દંડ તે હું છું, જય પ્રાપ્તિની ઇચ્છાવાળાની રાજનીતિ તે હું

છું, ગુહ્ય રાખવાની વસ્તુઓમાં મૌન તે હું
છું; અને જ્ઞાનીઓનું જ્ઞાન પણ હું છું. ૩૮

यच्चापि सर्वभूतानां बीजं तदहमर्जुन ।
नतदस्तिविनायत्स्यान्मयाभूतंचराचरम् ॥

હે અર્જુન ! સર્વ જીવોનું જે જે કંઇ બી-
જ છે તે હુંજ છું, અને સ્થાવર તથા જંગ-
મ એવી એક પણ વસ્તુ નથી કે જે મારામાં
ન હોઇ શકે. ॥ ૩૯ ॥

नान्तोऽस्तिममदिव्यानांविभूतीनां परंतप ।
एषतूद्देशतः प्रोक्तो विभूतेर्विस्तरो मया ॥

હે શત્રુઓને તાપ કરનાર ! મારી દિવ્ય
વિભૂતિઓનો પાર નથી, આ જે વિભૂતિઓ
મેં તને કહી છે તે માત્ર સંક્ષેપમાં કહી છે ૪૦

यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंशसंभवम् ॥

જે જે કંઈ વિભૂતિવાળું, તેજવાળું અથવા બળવાળું સત્વ ( પ્રાણી ) છે, તે તે સઘળું મારા તેજના અંશમાંથી ઉત્પન્ન થયું છે. ૪૧

अथवा बहुनैतेन किं ज्ञातेन तवार्जुन ।
विष्टभ्याहमिदंकृत्स्नमेकांशेन स्थितोजगत् ॥

અથવા હે અર્જુન ! આ બધા જ્ઞાનની તારે શી જરૂર છે ? મારા એકજ અંશ વડે આખા જગતમાં વ્યાપ્ત થઇને હું રહેલો છું.૪૨

દશમો અધ્યાય સમાપ્ત.

# अध्याय ११ मो.

**अर्जुन उवाच।**

मदनुग्रहाय परमं गुह्यमध्यात्मसंज्ञितम् ।
यत्त्वयोक्तं वचस्तेन मोहोऽयं विगतो मम ॥

અર્જુને કહ્યું:–હે ભગવન્! મારા ઉપર કૃપા કરીને મોટું ગુહ્યજ્ઞાન કે જેને અધ્યાત્મ જ્ઞાન કહે છે તે તમે મને કહ્યું; તેથી મારો મોહ નાશ પામ્યો છે. ॥ ૧ ॥

भवाप्ययौ हि भूतानांश्रुतौ विस्तरशो मया ।
त्वत्तःकमलपत्राक्षमाहात्म्यमपिचाव्ययम् ॥

હે કમળપત્રના સરખાં લોચનવાળા શ્રીકૃષ્ણ! જીવોની ઉત્પત્તિ અને નાશ તથા તમારૂં અવિનાશી માહાત્મ્ય એ સૌ તમે વિસ્તારથી કહ્યું તે મેં સાંભળ્યું. ॥ ૨ ॥

एवमेतद्यथात्थ त्वमात्मानं परमेश्वर ।

द्रष्टुमिच्छामि ते रूपमैश्वरं पुरुषोत्तम ॥३॥

હે પરમેશ્વર! હે પુરૂષોત્તમ! તમે પોતે જે મને કહ્યું તે તમારૂં ઈશ્વરી સ્વરૂપ જોવાની મારી ઈચ્છા થઈ છે. ॥ ૩ ॥

मन्यसे यदि तच्छक्यं मया द्रष्टुमिति प्रभो ।
योगेश्वर ततो मे त्वं दर्शयात्मानमव्ययम् ॥

હે પ્રભુ! તમે ધારતા હો કે તે મારાથી જોઇ શકાશે તો હે યોગેશ્વર! તે તમારૂં અવિનાશી સ્વરૂપ મને બતાવો. ॥ ૪ ॥

श्री भगवानुवाच ।

पश्य मे पार्थ रूपाणि शतशोऽथ सहस्रशः ।
नानाविधानिदिव्यानिनानावर्णाकृतीनिच ॥

શ્રી ભગવાને કહ્યું:-હે પાર્થ! મારાં સેંકડો તથા હજારો વિવિધ પ્રકારનાં, દિવ્ય, વિવિધ વર્ણનાં તથા આકારનાં રૂપ તું જો. ॥ ૫ ॥

पश्यादित्यान्वसून्रुद्रानश्विनौ मरुतस्तथा ।

बहून्यदृष्टपूर्वाणि पश्याश्चर्याणि भारत ॥६

(બાર) આદિત્ય, (આઠ) વસુ, (એકાદશ) રૂદ્ર, બે અશ્વિનીકુમાર તથા (ઓગણપચાસ) વાયુ તું જો; તેમજ પૂર્વે નહિ જોયેલી એવી અદ્ભુત વસ્તુઓ પણ જો. ૬

इहैकस्थं जगत्कृत्स्नं पश्याद्य सचराचरम् ।
मम देहे गुडाकेश यच्चान्यद्द्रष्टुमिच्छसि ॥७

હે ગુડાકેશ! આજે અહીં એકજ સ્થાને, મારા શરીરમાં સ્થાવર જંગમ સહિત આખું જગત અને બીજું જે જે જોવાની ઇચ્છા હોય તે તું જો ૭

न तु मां शक्यसे द्रष्टुमनेनैव स्वचक्षुषा ।
दिव्यंददामि ते चक्षुः पश्य मे योगमैश्वरम्॥

પણ આ તારી આંખથી તું મને જોઇ શકીશ નહિ માટે હું તને દિવ્ય ચક્ષુ આપું છું તે વડે તું મારા યોગનું બળ જો. ૮

**संजय उवाच ।**

एवमुक्त्वा ततो राजन्महायोगेश्वरो हरिः ।
दर्शयामास पार्थाय परमं रूपमैश्वरम् ॥९॥

સંજય કહે છેઃ—હે રાજા ! એ પ્રમાણે કહીને મોટા યોગીઓના ઈશ્વર એવા શ્રી હરિએ અર્જુનને પોતાનું પરમ ઈશ્વરી સ્વરૂપ દેખાડયું. ૯

अनेकवक्त्रनयनमनेकाद्भुतदर्शनम् ।
अनेकदिव्याभरणं दिव्यानेकोद्यतायुधम् ॥

તે રૂપ ઘણાં મુખવાળું, ઘણાં નેત્રવાળું, ઘણા આશ્ચર્યકારક દેખાવવાળું, ઘણા દિવ્ય અલંકારથી શણગારેલું, અને ઘણાં દિવ્ય શસ્ત્રવાળું હતું. ૧૦

दिव्यमाल्याम्बरधरं दिव्यगन्धानुलेपनम् ।
सर्वाश्चर्यमयं देवमनन्तं विश्वतोमुखम् ॥११

દિવ્યમાળા તથા વસ્ત્ર ધારણ કરેલું, દિવ્ય

સુગંધીના લેપવાળું, સર્વ આશ્ચર્યથી પૂર્ણ તેજોમય, અનંત ( છેડા વગરનું ) અને બધી તરફ મુખવાળું હતું. ૧૧

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता ।
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः ॥

આકાશમાં હજાર સૂર્યનું તેજ એકી વખત ઉભું થાય તો તે તેજ તે મહાત્માના તેજ સરખું થાય. ૧૨

तत्रैकस्थं जगत्कृत्स्नं प्रविभक्तमनेकधा ।
अपश्यद्देवदेवस्य शरीरे पाण्डवस्तदा ॥१३

ત્યાં એકજ સ્થાને દેવતાઓના પણ દેવ કૃષ્ણના શરીરમાં, અર્જુને જુદા જુદા ભાગમાં આખું જગત જોયું. ૧૩

ततः स विस्मयाविष्टो हृष्टरोमा धनंजयः ।
प्रणम्य शिरसा देवं कृताञ्जलिरभाषत॥१४

તે વખતે આશ્ચર્ય પામેલા તથા હર્ષથી જે-

નાં રોમ ઉભાં થઇ ગયાં છે એવા અર્જુને પોતાનું મસ્તક નમાવીને તથા બે હાથ જોડીને ભગવાનને કહ્યું. ૧૪

अर्जुन उवाच ।

पश्यामि देवांस्तव देव देहे
सर्वांस्तथा भूतविशेषसंघान् ।
ब्रह्माणमीशं कमलासनस्थ-
मृषींश्च सर्वानुरगांश्च दिव्यान् १५

અર્જુન કહે છે:—હે દેવ! તમારા શરીરમાં દેવતાઓને, તથા જુદા જુદા જીવોનાં ટોળાંને, વળી કમળમાં જેનું આસન છે એવા અધિપતિ બ્રહ્માને, ઋષિઓને તથા દિવ્ય સર્પોને હું જોઉં છું. ૧૫

अनेकबाहूदरवक्त्रनेत्रं
पश्यामि त्वां सर्वतोऽनन्तरूपम् ।
नान्तं न मध्यं न पुनस्तवादिं

पश्यामि विश्वेश्वर विश्वरूपम् ॥१६॥

અનેક હાથ, અનેક પેટ, અનેક મુખ, અનેક નેત્રવાળું અને જેનો અંત દેખાતો નથી એવું તમારૂં રૂપ હું સર્વ જગાએ જોઉં છું. જેનો અંત, મધ્ય, અને આદિ ભાગ નથી, એવા હે વિશ્વના અધિપતિ! તમને હું વિશ્વરૂપ દેખું છું ૧૬

किरीटिनं गदिनं चक्रिणं च
तेजोराशिं सर्वतो दीप्तिमन्तम् ।
पश्यामि त्वां दुर्निरीक्ष्यं समन्ता
द्दीप्तानलार्कद्युतिमप्रमेयम् ॥ १७ ॥

મુગટવાળા, ગદાવાળા, સર્વ બાજુએ ચળકતા તેજના ઢગલા જેવા, અગ્નિ અને સૂર્યના સરખા તેજવાળા, જેના સામું જોઇ શકાતું નથી એવા અને જેનું માપ જણાતું નથી એવા હું તમને જોઉં છું. ૧૭

त्वमक्षरं परमं वेदितव्यं
त्वमस्य विश्वस्य परं निधानम् ।
त्वमव्ययः शाश्वतधर्मगोप्ता
सनातनस्त्वं पुरुषो मतो मे ॥१८॥

તમે નાશ વિનાના, સૌથી શ્રેષ્ઠ, જાણવાને યોગ્ય અને વિશ્વના મોટા ભંડાર રૂપ છો. તમો ફેરફાર રહિત, સદા ધર્મનું રક્ષણ કરનાર, સૌથી પહેલા એટલે અસલમાં અસલ પુરૂષ તમે છો એમ હું માનું છું. ૧૮

अनादिमध्यान्तमनन्तवीर्य-
मनन्तबाहुं शशिसूर्यनेत्रम् ।
पश्यामि त्वां दीप्तहुताशवक्त्रं
स्वतेजसा विश्वमिदं तपन्तम् ॥१९॥

જેને આદિ, મધ્ય ને અંત નથી એવા, અપાર બળવાળા, જેના બાહુ ગણી શકાતા નથી એવા, સૂર્ય અને ચંદ્ર જેની આંખો છે,

અને તેજથી પ્રકાશિત અગ્નિના જેવું જેનું મુખ છે એવા અને પોતાના તેજથી આખા વિશ્વને તાપ કરતા એવા તમને હું જોઉં છું. ૧૯

द्यावापृथिव्योरिदमन्तरं हि
व्याप्तं त्वयैकेन दिशश्च सर्वाः ।
दृष्ट्वाऽद्भुतं रूपमुग्रं तवेदं
लोकत्रयं प्रव्यथितं महात्मन् ॥२०॥

આકાશ તથા પૃથ્વીની વચ્ચેનો ભાગ અને સર્વ દિશાઓ તમે એકલાએજ વ્યાપ્ત કરી દીધી છે. હે મહાત્મા ! આવું તમારૂં અદ્ભુત અને ઉગ્ર સ્વરૂપ જોઈને ત્રણે લોક ભયભીત થઈ ગયા છે. ૨૦

अमी हि त्वा सुरसंघा विशन्ति
केचिद्भीताः प्राञ्जलयो गृणन्ति ।
स्वस्तीत्युक्त्वा महर्षिसिद्धसंघाः

स्तुवन्तित्वांस्तुतिभिः पुष्कलाभिः ॥

આ દેવોનાં ટોળાં તમારામાં પ્રવેશ કરે છે, કેટલાક ભયથી હાથ જોડે છે અને મહર્ષિઓ તથા સિદ્ધોનાં ટોળાં સ્વસ્તિ શબ્દોનો ઉચ્ચાર કરતાં અનેક સ્તુતિઓ વડે તમારા ગુણનું ગાન કરે છે. ૨૧

रुद्रादित्या वसवो ये च साध्या
विश्वेऽश्विनौ मरुतश्चोष्मपाश्च ।
गन्धर्वयक्षासुरसिद्धसंघा
वीक्षन्ते त्वां विस्मिताश्चैव सर्वे ॥२२

રુદ્ર, આદિત્ય, વસુ, સાધ્ય, વિશ્વદેવો, અશ્વિનીકુમારો, મરુત, ઉષ્મપ, ગંધર્વ, યક્ષ, સિદ્ધ અને અસુરોનાં ટોળા તમને જોઈને ચકિત થાય છે. ૨૨

रूपं महत्ते बहुवक्त्रनेत्रम्
महाबाहो बहुबाहूरूपादम् ।

बहूदरं बहुदंष्ट्राकरालम्
दृष्ट्वा लोकाः प्रव्यथितास्तथाहम् २३

હે મહાબાહુ શ્રીકૃષ્ણ ! અનેક મુખ, અનેક ચક્ષુ, અનેક હાથ, જાંઘ તથા પગ, અનેક પેટ તથા અતિ ભયંકર ઘણાએક દાંતવાળું તમારૂં મહાન્ રૂપ જોઈને હું તથા સર્વ લોક ભયભીત થઇ ગયા છીએ. ૨૩

नभःस्पृशं दीप्तमनेकवर्णम्
व्यात्ताननं दीप्तविशालनेत्रम् ।
दृष्ट्वा हि त्वां प्रव्यथितान्तरात्मा
धृतिं न विन्दामि शमं च विष्णो २४

આકાશને અડકી રહેલું, અનેક વર્ણથી ચળકતું, પહોળાં કરેલાં અનેક મુખવાળું અને તેજથી ઝળકતી અનેક આંખોવાળું તમારૂં રૂપ જોઇને મારો અંતરાત્મા વ્યાકુળ થઇ ગયો છે, અને હે વિષ્ણુ ! મને ધીરજ

તથા શાંતિ રહેતી નથી. ૨૪

दंष्ट्राकरालानि च ते मुखानि
 दृष्ट्वैव कालानलसंनिभानि ।
दिशो न जाने न लभे च शर्म
 प्रसीद देवेश जगन्निवास ॥२५॥

ભયંકર દાઢોવાળાં અને પ્રલયાગ્નિ જેવાં તમારાં મુખ જોતાંજ હું કયી જગાએ છું તેનું પણ મને ભાન નથી તથા મને ચેન પડતું નથી, માટે હે દેવોના અધિપતિ ! હે જગતના આધાર પ્રભુ ! મારા ઉપર પ્રસન્ન થાઓ. ૨૫

अमी च त्वां धृतराष्ट्रस्य पुत्राः
 सर्वे सहैवावनिपालसंघैः ।
भीष्मो द्रोणः सूतपुत्रस्तथासौ
 सहास्मदीयैरपि योधमुख्यैः ॥२६॥
वक्त्राणि ते त्वरमाणा विशन्ति

दंष्ट्राकरालानि भयानकानि ।
केचिद्विलग्ना दशनान्तरेषु
संदृश्यन्ते चूर्णितैरुत्तमाङ्गैः ॥२७॥

આ ધૃતરાષ્ટ્રના પુત્રો અને તેમની સાથેના રાજાઓના સમૂહ, ભીષ્મ, દ્રોણ, કર્ણ અને વળી અમારા પણ મુખ્ય મુખ્ય યોદ્ધાઓ, ભયંકર દાઢવાળાં, અને બિહામણાં એવાં તમારાં મુખમાં ઝટપટ પેસી જાય છે, કેટલાક તો દાંતની વચ્ચે આવી ગયેલા છે અને તેઓના માથાના ચુરેચુરા થઇ ગયેલા હોય એમ જણાય છે. ૨૬-૨૭

यथा नदीनां बहवोऽम्बुवेगाः
समुद्रमेवाभिमुखा द्रवन्ति ।
तथा तवामी नरलोकवीरा
विशन्तिवक्त्राण्यभिविज्वलन्ति॥२८

જેમ ઘણી નદીઓના જળના વેગો સમુદ્રમાં

દોડતા જઈને પડે છે, તેમ આ મૃત્યુલોકના યોદ્ધાઓ ઘણીજ જ્વાળા નીકળતાં તમારાં મુખોમાં આવીને પેસી જાય છે. ॥ ૨૮ ॥

यथा प्रदीप्तं ज्वलनं पतङ्गा
विशन्ति नाशाय समृद्धवेगाः ।
तथैव नाशाय विशन्ति लोका-
स्तवापि वक्त्राणि समृद्धवेगाः २९

જેમ પતંગીયાં બહુ વેગવાળાં થઇને નાશ પામવાને માટે બળતા દીવામાં આવી પડે છે, તેજ પ્રમાણે નાશ પામવાને માટે આ લોકો ઉતાવળા તમારા મુખમાં આવીને પેસી જાય છે. ॥ ૨૯ ॥

लेलिह्यसे ग्रसमानः समन्ता-
ल्लोकान्समग्रान्वदनैर्ज्वलद्भिः ।
तेजोभिरापूर्य जगत्समग्रम्

भासस्तवोग्राः प्रतपन्ति विष्णो ३०

ચારે બાજુએથી પકડતા લોકોને તમે જ્વાળાવાળા મુખવડે ગળી જાવ છો. આખું જગત તમારા તેજથી પૂર્ણ થઈ ગયું છે; હે વિષ્ણુ ! તમારા ઉગ્ર તેજથી આખું જગત અત્યંત તાપ પામી રહ્યું છે. ॥ ૩૦ ॥

आख्याहि मे को भवानुग्ररूपो
नमोस्तु ते देववर प्रसीद ।
विज्ञातुमिच्छामि भवन्तमाद्यम्
नहि प्रजानामि तव प्रवृत्तिम् ॥३१॥

આવા ઉગ્ર સ્વરૂપવાળા તમે કોણ છો તે મને કહો ? હે દેવોમાં શ્રેષ્ઠ ! હું તમને નમું છું, તમે પ્રસન્ન થાઓ; સર્વમાં આદ્ય એવા જે તમે તેમનું વિશેષ જ્ઞાન મેળવવા હું ઈચ્છું છું કેમકે તમારી પ્રવૃત્તિને હું સમજી શકતો નથી. ॥ ૩૧ ॥

श्री भगवानुवाच ।

कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो
लोकान्समाहर्तुमिह प्रवृत्तः ।
ऋतेऽपि त्वां न भविष्यन्ति सर्वे
येऽवस्थिताः प्रत्यनीकेषु योधाः ३२

શ્રી ભગવાને કહ્યું-સર્વ લોકનો નાશ કરનાર વૃદ્ધિ પામતો જે કાળ તે હું છું અને લોકનો નાશ કરવાને માટેજ જગતમાં પ્રવૃત્ત થયો છું. બંને સેનામાં જે યોદ્ધા ગોઠવાઇને ઉભા છે તેમાં તારા સિવાય એક પણ આ સ્થાને રહેવાનો નથી. ॥ ૩૨ ॥

तस्मात्त्वमुत्तिष्ठ यशो लभस्व
जित्वा शत्रून्भुङ्क्ष्व राज्यं समृद्धम् ।
मयैवैते निहताः पूर्वमेव
निमित्तमात्रं भव सव्यसाचिन् ३३

તે માટે તું ઉઠ અને કીર્તિ પ્રાપ્ત કર, શત્રુ-

ઓને જીતીને સમૃદ્ધિવાળું રાજ્ય ભોગવ; એ સર્વને મેં આગળથીજ મારી મૂકેલા છે. હે ડાબે હાથે ધનુષ્ય મારનાર અર્જુન ! તેઓને મારવામાં તું નિમિત્ત માત્ર થા. ॥ ૩૩

द्रोणं च भीष्मं च जयद्रथं च
कर्णं तथान्यानपि योधवीरान् ।
मया हतांस्त्वं जहि मा व्यथिष्ठा
युध्यस्व जेतासि रणे सपत्नान् ॥३४

દ્રોણ, ભીષ્મ, જયદ્રથ, કર્ણ અને બીજા શૂરા યોદ્ધાઓને મેં આગળથી મારેલાજ છે માટે તું શોક તજી યુદ્ધ કર અને રણસંગ્રામમાં તું શત્રુઓને જીતીશ. ॥ ૩૪ ॥

संजय उवाच ।

एतच्छ्रुत्वा वचनं केशवस्य
कृताञ्जलिर्वेपमानः किरीटी ।
नमस्कृत्वा भूय एवाह कृष्णम्

सगद्गदं भीतभीतः प्रणम्य ॥ ३५ ॥

સંજય કહે છે:-કેશવનાં એવાં વચન સાંભળીને, મુગટધારી અર્જુન બે હાથ જોડી ધ્રુજતો ધ્રુજતો અને બ્હીતો બ્હીતો શ્રી કૃષ્ણને નમીને ગદ્‌ગદ્ કંઠે ફરીથી કહેવા લાગ્યો.

अर्जुन उवाच ।

स्थाने हृषीकेश तव प्रकीर्त्या
जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवन्ति
सर्वे नमस्यन्ति च सिद्धसंघाः ॥३६॥

અર્જુને કહ્યું: હે હૃષીકેશ ! તમારા કીર્તનથી આખું જગત આકર્ષાય છે તથા હર્ષ પામે છે તે યોગ્ય છે. રાક્ષસો ભય પામીને દશે દિશાઓમાં નાસી જાય છે અને સિદ્ધજનોના સમૂહ આપને નમસ્કાર કરે છે. ૩૬

कस्माच्च ते न नमेरन्महात्म-

न्गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनन्त देवेश जगन्निवास
त्वमक्षरं सदसत्तत्परं यत् ॥३७॥

હે મહાત્મા ! તેઓ તમને શા માટે નમે નહિ ? શ્રી બ્રહ્માના કરતાં પણ તમે મહાન્ છો, સર્વનુ મૂળ કારણ છો, હે અંતરહિત દેવના દેવ ! હે જગતને વસવાના સ્થાન રૂપ પ્રભુ ! આપ અવિનાશી છો, સત્ છો, અસત્ છો, અને તેથી પણ પર એટલે શ્રેષ્ઠ છો. ૩૭

त्वमादिदेवः पुरुषः पुराण-
स्त्वमस्य विश्वस्य परं निधानम् ।
वेत्तासि वेद्यं च परं च धाम
त्वया ततं विश्वमनन्तरूप ॥ ३८ ॥

સહુથી પહેલા દેવ તમે છો, જુનામાં જુના પુરૂષ તમે છો, આખા વિશ્વના મોટા ભંડાર રૂપ છો, જાણનાર તમે છો જાણવાનું પે તમે

છો અને હે અનંત રૂપવાળા ભગવાન! આ-
આ જગતમાં તમે વ્યાપી રહેલા છો. ૩૮

वायुर्यमोऽग्निर्वरुणः शशाङ्कः
प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः
पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥ ३९ ॥

વાયુ, યમ, અગ્નિ, વરૂણ, ચંદ્ર, બ્રહ્મા,
અને સર્વના પ્રપિતામહ ( મોટા દાદા ) તમે
છો; આપને મારા નમસ્કાર છે, હજાર વાર
નમસ્કાર છે અને વારવાર તમને મારા નમ-
સ્કાર છે. ॥ ૩૯ ॥

नमः पुरस्तादथ पृष्ठतस्ते
नमोऽस्तु ते सर्वत एव सर्व !
अनन्तवीर्यामितविक्रमस्त्वम्
सर्वं समाप्नोषि ततोऽसि सर्वः॥४०॥

આગળથી તમને નમસ્કાર છે, પાછળથી ત-

મને નમસ્કાર છે, તમે અપાર બળવાળા છો, અપાર પરાક્રમવાળા છો, સર્વમાં તમે વ્યાપ્ત છો માટે તમે સર્વ રૂપ છો. ૪૦

सखेति मत्वा प्रसभं यदुक्तम्
हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदम्
मया प्रसादात्प्रणयेन वापि ॥ ४२ ॥

મારા મિત્ર છો એમ માનીને, તમારો મહિમા જાણ્યા વિના અને તમારા ઉપર પ્રેમને લીધે અથવા મોહને લીધે ઘેલાઈથી હે કૃષ્ણ ! હે યાદવ ! હે મિત્ર ! એમ જે મારાથી બોલાયું હોય, ૪૧

यच्चावहासार्थमसत्कृतोऽसि
विहारशय्यासनभोजनेषु ।
एकोऽथ वाप्यच्युत तत्समक्षम्
तत्क्षामये त्वामहमप्रमेयम् ॥ ४२ ॥

અને હે અચ્યુત ! રમતાં સુતાં, બેસતાં, જમતાં, એકલા હોઇએ ત્યારે અથવા કોઈની સમક્ષ પરિહાસમાં મારાથી કંઈ તમારૂં અપમાન થયું હોય તો હે અપ્રેમય ! (જેનું માપ ન કરી શકાય એવા) તે મારા અપરાધ ક્ષમા કરો. ૪૨

पितासि लोकस्य चराचरस्य
त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो
लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥ ४३ ॥

સર્વ જગતના સ્થાવર જંગમના તમે પિતા છો, ગુરૂના કરતાં પણ વધારે પૂજ્ય છો, તમારા સમાન કોઈ નથી, તો પછી અધિક તો હોયજ કોણ ? ત્રણ લોકમાં સરખાવી ન શકાય એવો તમારો પ્રભાવ છે. ૪૩

तस्मात्प्रणम्य प्रणिधाय कायम्

प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः
प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥४४॥

તેથી મારા શરીરને નીચે પાડીને–પ્રણામ કરીને આપ પૂજ્ય ઈશ્વરની હું સ્તુતિ કરૂં છું; તમે મારા ઉપર પ્રસન્ન થાઓ; પિતા જેમ પુત્રના, મિત્ર મિત્રના અને પ્રિય જેમ પ્રિયાના અપરાધ ક્ષમા કરે તેમ તમે મારા અપરાધ કૃપા કરીને ક્ષમા કરો. ૪૪

अदृष्टपूर्वं हृषितोऽस्मि दृष्ट्वा
भयेन च प्रव्यथितं मनो मे ।
तदेव मे दर्शय देव रूपम्
प्रसीद देवेश जगन्निवास ॥ ४५ ॥

પૂર્વે નહિ જોએલું એવું આ રૂપ જોઇને હું ઘણોજ ખુશી થયો છું, પણ ભયથી મારૂં મન ગભરાઈ ગયું છે; માટે હે દેવ ! હે જગતના

નિવાસરૂપ ભગવાન ! હે દેવોના પણ ઇશ્વર ! મારા ઉપર પ્રસન્ન થઈને મને આપનું પૂર્વનું રૂપ પાછું બતાવો. ૪૫

किरीटिनं गदिनं चक्रहस्त-
मिच्छामि त्वां द्रष्टुमहं तथैव ।
तेनैव रूपेण चतुर्भुजेन
सहस्रबाहो भव विश्वमूर्ते ॥ ४६ ॥

માથે મુગટવાળા, હાથમાં ચક્ર તથા ગદા ધારણ કરેલા એવા આપને જોવાને હું ઇચ્છું છું. હે હજાર હાથવાળા ! હે વિશ્વમૂર્તીરૂપ ભગવાન ! આપનું પૂર્વનું ચતુર્ભુજ સ્વરૂપ ફરીથી ધારણ કરો. ૪૬

श्रीभगवानुवाच ।

मया प्रसन्नेन तवार्जुनेदम्
रूपं परं दर्शितमात्मयोगात् ।
तेजोमयं विश्वमनन्तमाद्यम्

यन्मे त्वदन्येन न दृष्टपूर्वम् ॥४७॥

શ્રી ભગવાને કહ્યું–હે અર્જુન ! તારા ઉપર પ્રસન્ન થઇને મેં મારા યોગના બળથી તને મારૂં જે પરમ સ્વરૂપ બતાવ્યું છે, તે તેજોમય, વિશ્વમાં વ્યાપ્ત તથા અનાદિ અનંત સ્વરૂપ તારા વિના બીજા કોઇએ પહેલાં જોયું નથી ૪૭

न वेदयज्ञाध्ययनैर्न दानै-
र्न च क्रियाभिर्न तपोभिरुग्रैः ।
एवंरूपः शक्य अहं नृलोके
द्रष्टुं त्वदन्येन कुरुप्रवीर ॥ ४८ ॥

હે કુરૂકુળમાં શ્રેષ્ઠ અર્જુન ! એ સ્વરૂપને આ મનુષ્ય લોકમાં તારા વિના બીજો કોઇ પણ, વેદથી, યજ્ઞથી, દાનથી, ક્રિયાથી કે મોટા તપથી પણ જાણવાને શક્તિમાન નથી.

मा ते व्यथा मा च विमूढभावो

दृष्ट्वा रूपं घोरमीदृङ्ममेदम् ।
व्यपेतभीः प्रीतमनाः पुनस्त्वम्
तदेव मे रूपमिदं प्रपश्य ॥ ४९ ॥

મારૂં આ ભયંકર રૂપ જોઈને તું ગભરાઈશ નહિ તથા મૂઢ બનીશ નહિ; ભય તજી દઈને, મન પ્રસન્ન રાખીને મારૂં પૂર્વનું રૂપ તું ફરીથી જો. ૪૯

संजय उवाच ।

इत्यर्जुनं वासुदेवस्तथोक्त्वा
स्वकं रूपं दर्शयामास भूयः ।
आश्वासयामास च भीतमेनम्
भूत्वा पुनः सौम्यवपुर्महात्मा ॥५०॥

સંજય કહે છેઃ—એ પ્રમાણે અર્જુનને કહીને શ્રીકૃષ્ણે તેને પોતાનું પ્રથમનું રૂપ ફરીથી બતાવ્યું અને પોતાનું શાંતરૂપ ફરીથી ધારણ

કરીને મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાને ભયભીત થયેલા અરજુનને આશ્વાસન આપ્યું. ૫૦

अर्जुन उवाच ।

दृष्ट्वेदं मानुषं रूपं तव सौम्यं जनार्दन ।
इदानीमस्मि संवृत्तः सचेताः प्रकृतिं गतः ॥

અર્જુને કહ્યું-હે જનાર્દન! તમારૂં શાન્ત મનુષ્ય સ્વરૂપ જોઇને મારૂં ચિત્ત હવે શાંત થયું છે અને હું સ્થિર થયો છું. ॥ ૫૧ ॥

श्रीभगवानुवाच ।

सुदुर्दर्शमिदं रूपं दृष्टवानसि यन्मम ।
देवा अप्यस्य रूपस्य नित्यं दर्शनकांक्षिणः॥

શ્રી ભગવાને કહ્યું-તેં જે મારૂં રૂપ જોયું તે જોવું ઘણુંજ દુર્લભ છે; દેવો પણ એ રૂપ જોવાને સદા આતુર રહે છે. ॥ ૫૨ ॥

नाहं वेदैर्न तपसा न दानेन न चेज्यया ।
शक्य एवंविधो द्रष्टुं दृष्टवानसि मां यथा॥

તેં મને જેવો જોયો તેવો જોવાને વેદથી, તપથી, દાનથી કે યજ્ઞથી પણ બનવું અશક્ય છે. ॥ ૫૩ ॥

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥५४

હે શત્રુઓને તાપ કરનાર અર્જુન ! માત્ર મારી અનન્ય ભક્તિથીજ એ પ્રકારે મને જાણી શકય છે, જોઈ શકાય છે તથા મારામાં પ્રવેશ કરી શકાય છે. ॥ ૫૪ ॥

मत्कर्मकृन्मत्परमो मद्भक्तः सङ्गवर्जितः ।
निर्वैरः सर्वभूतेषु यः स मामेति पाण्डव ॥

હે પાંડવ ! જે સર્વ કર્મ મારેજ માટે કરે છે, જેને પરમહિત તે હુંજ છું, જે મારો ભક્ત છે, જે સંગ રહિત છે અને જેને કોઇના ઉપર વેર નથી, તે મનુષ્ય મને પામે છે. ॥ ૫૫

અગીઆરમો અધ્યાય સમાપ્ત.

# अध्याय १२ मो.

अर्जुन उवाच।

एवं सततयुक्ता ये भक्तास्त्वां पर्युपासते ।
ये चाप्यक्षरमव्यक्तं तेषां के योगवित्तमाः॥

અર્જુને કહ્યું-એ પ્રમાણે પોતાનું મન સદાકાળ સ્થિર રાખનારા જે ભક્તો તમારી ઉપાસના કરે છે તે તથા જે અક્ષર (નાશ રહિત) અને અવ્યક્ત (બહાર ના દેખાય એવા) બ્રહ્મનું ધ્યાન ધરે છે એ બેમાંથી શ્રેષ્ઠ યોગવાળો કોને કહેવો ? ॥ ૧ ॥

श्रीभगवानुवाच ।

मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते।
श्रद्धया परयोपेतास्ते मे युक्ततमा मताः ॥२

શ્રી ભગવાને કહ્યું:-જે મારામાં મન રાખી-ને અને સદા સમાન ચિત્તવાળા રહીને પરમ

શ્રદ્ધાથી મારી ઉપાસના કરે છે તે મારા માનવામાં સૌથી શ્રેષ્ઠ યોગી છે. ॥ ૨ ॥

ये त्वक्षरमनिर्देश्यमव्यक्तं पर्युपासते ।
सर्वत्रगमचिन्त्यं च कूटस्थमचलं ध्रुवम् ॥३॥

( ક્ષયરહિત, ) અનિર્દેશ્ય ( ન દેખાડી શકાય એવા, ) અવ્યક્ત, સર્વ સ્થાનમાં વ્યાપ્ત, વિચારમાં નહિ આવે એવા, તટસ્થ રહેલા, અચળ અને સદાકાળ રહેનારા બ્રહ્મની જે ઉપાસના કરે છે, ॥ ૩ ॥

सन्नियम्येन्द्रियग्रामं सर्वत्र समबुद्धयः ।
ते प्राप्नुवन्ति मामेव सर्वभूतहिते रताः ॥४

તે સર્વ ઇંદ્રિયોને વશમાં રાખનારા, સર્વમાં સમાન દૃષ્ટિવાળા તથા સર્વ જીવોના હિતમાં રાજી રહેતા મનેજ પામે છે. ॥ ૪ ॥

क्लेशोऽधिकतरस्तेषामव्यक्तासक्तचेतसाम् ।
अव्यक्ता हि गतिर्दुःखं देहवद्भिरवाप्यते ॥

અવ્યક્ત (રૂપ નામ વગરના) બ્રહ્મમાં જેનું ચિત્ત લાગેલું છે તેઓને ઘણીજ મહેનત પડે છે કારણ કે દેહ ધારણ કરનારા જીવોને અવ્યક્ત બ્રહ્મમાં મતિ કરવી ઘણીજ કઠણ પડે છે. ॥ ૫ ॥

ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः।
अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते॥६॥
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम्॥

પણ જેઓ સર્વ કર્મ મને અર્પણ કરીને અને મારામાંજ મન રાખીને બીજો કોઇ પણ યોગ નહિ સાધતાં મારૂંજ ધ્યાન ધરે છે તથા મનેજ ભજે છે; એવા મારામાંજ મન રાખનારાનો સંસારરૂપી સમુદ્રમાંથી અલ્પ કાળમાંજ હું ઉદ્ધાર કરૂં છું. ॥ ૬

मय्येव मन आधत्स्व मयि बुद्धिं निवेशय।

निवसिष्यसि मय्येव अत ऊर्ध्वं न संशयः॥

માટે મારામાંજ મન લગાડ, મારામાંજ તારી બુદ્ધિને દાખલ કર એટલે હવે પછી ઉંચી ગતિને પામીને તું મારામાંજ વાસ કરીને રહીશ એમાં સંશય નથી. ॥ ૮ ॥

अथ चित्तं समाधातुं न शक्नोपि मयिस्थरम्।
अभ्यासयोगेन ततो मामिच्छाप्तुं धनंजय ॥

જો કદાચ મારામાં મન સ્થિર કરવાને તું સમર્થ ન થઈ શકે તો હે ધનંજય ! વારંવાર અભ્યાસવડે કરીને મને પ્રાપ્ત કરવાને તું યત્ન કર. ॥ ૯ ॥

अभ्यासेऽप्यसमर्थोऽसि मत्कर्मपरमो भव ।
मदर्थमपि कर्माणि कुर्वन्सिद्धिमवाप्स्यसि ॥

જો અભ્યાસ કરવામાં પણ અશક્ત હોય તો સઘળાં કર્મ તું મારે નામેજ કરતો રહે અને મારે નામે કર્મ કરવા માત્રથી પણ તું

સિદ્ધિ પ્રાપ્ત કરી શકીશ. ॥ ૧૦ ॥

अथैतदप्यशक्तोऽसि कर्तुं मद्योगमाश्रितः ।
सर्वकर्मफलत्यागं ततः कुरु यतात्मवान् ॥

વળી તેમ કરવાને પણ અશક્ત હોય તો મારે આશ્રયે રહીને અને સર્વ કર્મ ફળનો ત્યાગ કરીને ચિત્તને વશ રાખી કર્મ કર. ૧૧

श्रेयोहिज्ञानमभ्यासाज्ज्ञानाद्ध्यानं विशिष्यते
ध्यानात्कर्मफलत्यागस्त्यागाच्छान्तिरनन्तरम्

ખરેખર અભ્યાસના કરતાં જ્ઞાન વધારે કલ્યાણદાયક છે, જ્ઞાનથી ધ્યાન વિશેષ છે, અને ધ્યાનથી કર્મના ફળનો ત્યાગ શ્રેષ્ઠ છે કારણ કે કર્મ ફળના ત્યાગથી સદાકાળની શાંતિ પ્રાપ્ત થાય છે. ॥ ૧૨ ॥

अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।
निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥

જેને કોઈ પણ પ્રાણી ઉપર દ્વેષ નથી, સ-

ર્વના ઉપર પ્રીતિ અને દયા છે, જેને મમતા તથા અહંકાર નથી, સુખ દુઃખ જેને સમાન છે અને જે બધું સહન કરે છે, ॥ ૧૩ ॥

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥

જે સંતોષવાળો છે, જેનું ચિત્ત સદા સ્થિર છે, પોતાનું મન જેણે વશ કરેલું છે, જેનો નિશ્ચય દૃઢ છે અને મન તથા બુદ્ધિ જેણે મનેજ અર્પણ કરેલાં છે તે જ મારો ભક્ત છે. તે મને ઘણો પ્રિય છે. ॥ ૧૪ ॥

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥

જેનાથી લોકોને કંઈ દુઃખ થતું નથી અને લોકથી પણ જેને કંઇ દુઃખ થતું નથી, અને હર્ષ, ઈર્ષ્યા, ભય તથા ઉદ્વેગથી જે મુક્ત છે તે મને ઘણો પ્રિય છે. ॥ ૧૫ ॥

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारम्भपरित्यागी यो मद्भक्तः स मे प्रियः॥

જેને કોઇ વસ્તુની ઇચ્છા નથી, જે પવિત્ર, ચતુર અને દરકાર વગરનો છે, જેના મનની સર્વ પીડ઼ઓ ટળી ગઇ છે તથા જેણે સર્વ કામના આરંભ છોડી દીધા છે એવો મારો ભક્ત મને ઘણોજ પ્રિય છે. ॥ ૧૬ ॥

यो न हृष्यति न द्वेष्टि न शोचति न कांक्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः॥

જે હર્ષ પામતો નથી, દ્વેષ રાખતો નથી, શોક કરતો નથી તથા કાંઇ ઇચ્છા કરતો નથી, શુભ તથા અશુભ સર્વનો ત્યાગ કરે છે એવો મારો ભક્ત મને ઘણોજ પ્રિય છે. ॥ ૧૭ ॥

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥

જેને મિત્ર તથ શત્રુ, માન તથા અપમાન,

ટાઢું અને ઉનું, સુખ અને દુઃખ સૌ સમા-
ન છે અને જે સંગ રહિત છે, ॥ ૧૮ ॥

तुल्यनिन्दास्तुतिर्मौनी संतुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान्मे प्रियो नरः॥

નિંદા તથા સ્તુતિ જેને સમાન છે, જે મૌ-
ન ધારણ કરી રહ્યો છે, કાંઇ આવી મળે તે-
નાથી જેને સંતોષ છે, જે ઘર વિનાનો છે,
જેનું મન સ્થિર છે, એવો મારો ભક્ત મને
બહુ વહાલો છે. ॥ ૧૯ ॥

ये तु धर्म्यामृतमिदं यथोक्तं पर्युपासते ।
श्रद्दधाना मत्परमा भक्तास्तेऽतीव मे प्रियाः॥

મેં તને જે આ ધર્મ કહ્યો તે ધર્મરૂપી
અમૃતનું જે સેવન કરે છે, તથા શ્રદ્ધા રાખી
મારીજ પ્રાપ્તિ કરવી એજ જેનો હેતુ છે તે
મારા ભક્તો મને ઘણાજ વ્હાલા છે. ॥ ૨૦

બારમો અધ્યાય સમાપ્ત.

# अध्याय १३ मो.

अर्जुन उवाच।

प्रकृतिं पुरुषं चैव क्षेत्रं क्षेत्रज्ञमेव च।
एतद्वेदितुमिच्छामि ज्ञानं ज्ञेयं च केशव॥

અર્જુને કહ્યું—હે કેશવ! પ્રકૃતિ, પુરૂષ, ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ તે શું? અને જ્ઞાન તથા જ્ઞેય શું તે જાણવાની મારી ઇચ્છા થઈ છે.

श्रीभगवानुवाच।

इदं शरीरं कौन्तेय क्षेत्रमित्यभिधीयते।
एतद्यो वेत्ति तं प्राहुः क्षेत्रज्ञ इति तद्विदः॥

શ્રી ભગવાન બોલ્યા:– હે કૌંતેય! આ શરીરને ક્ષેત્ર કહે છે અને તેને જે જાણે છે તે ક્ષેત્રજ્ઞ છે એમ વિદ્વાનો કહે છે. ॥ ૧ ॥

क्षेत्रज्ञं चापि मां विद्धि सर्वक्षेत्रेषु भारत।
क्षेत्रक्षेत्रज्ञयोर्ज्ञानं यत्तज्ज्ञानं मतं मम॥२॥

હે ભારત ! સઘળાં ક્ષેત્રમાં મને તું ક્ષેત્રજ્ઞ જાણ; ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞની સમજણ તેને જ્ઞાન કહે છે એમ મારો મત છે. ॥ ૨ ॥

तत्क्षेत्रं यच्च यादृक् च यद्विकारि यतश्च यत्।
स च यो यत्प्रभावश्च तत्समासेन मे शृणु ॥

તે ક્ષેત્ર શું છે, કેવું છે, તેમાં શા શા વિકાર થાય છે તથા તે ક્યાંથી આવ્યું છે; અને ક્ષેત્રજ્ઞ શું છે, તથા તેની શી શક્તિ છે તે સઘળું હું ટુંકામાં તને કહું છું તે સાંભળ ॥ ૩ ॥

ऋषिभिर्बहुधा गीतं छन्दोभिर्विविधैः पृथक्।
ब्रह्मसूत्रपदैश्चैव हेतुमद्भिर्विनिश्चितैः ॥४॥

બહુ રીતે, વિવિધ છંદોમાં, બ્રહ્મસૂત્રના પદોમાં, વિચારથી નક્કી કરીને ઋષિઓ તેને ગાઇ ગયેલા છે. ॥ ૪ ॥

महाभूतान्यहंकारो बुद्धिरव्यक्तमेव च ।
इन्द्रियाणि दशैकं च पञ्च चेन्द्रियगोचराः ॥

પાંચ મોટાં તત્વો, ( પૃથ્વી, પાણી, તેજ, વાયુ અને આકાશ ) અહંકાર, બુદ્ધિ, માયા અથવા જેનું રૂપ પ્રગટ દેખાતું નથી, તે દશ ઇંદ્રિયો; એક મન અને પાંચ ઇંદ્રિયોના વિષય, ॥ ૫ ॥

इच्छा द्वेषः सुखं दुःखं संघातश्चेतनाधृतिः ।
एतत्क्षेत्रं समासेन सविकारमुदाहृतम् ॥६॥

ઇચ્છા, દ્વેષ, સુખ, દુઃખ, શરીર, ચેતન અને ધીરજ આ બધા ક્ષેત્રના વિવિધ વિકાર તને કહ્યા. ॥ ૬ ॥

अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम् ।
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥

નમ્રતા, પ્રમાણિકતા, અહિંસા, ક્ષમા, સરળતા, ગુરૂની સેવા, પવિત્રતા, દ્દઢતા અને આત્માના ઉપર અંકુશ રાખવો તે, ॥ ૭ ॥

इन्द्रियार्थेषु वैराग्यमनहंकार एव च ।

जन्ममृत्युजराव्याधिदुःखदोषानु दर्शनम् ॥
 ઇંદ્રિયોના વિષયોમાં વૈરાગ્ય, અહંકારનો ત્યાગ, જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા, વ્યાધિ, દુઃખ અને દોષ સમજવા તે, ॥ ૮ ॥

असक्तिरनभिष्वङ्गः पुत्रदारगृहादिषु ।
नित्यं च समचित्तत्वमिष्टानिष्टोपपत्तिषु ॥
 મમતાનો નાશ, પુત્ર, સ્ત્રી તથા ઘરમાં આસક્તિનો ત્યાગ અને ઇષ્ટ અથવા અનિષ્ટવસ્તુ બનાવામાં સદાસમાન ચિત્ત રાખવું તે, ॥૯॥

मयि चानन्ययोगेन भक्तिरव्यभिचारिणी ।
विविक्तदेशसेवित्वमरतिर्जनसंसदि ॥१०॥
 મારા ઉપર કોઇ વસ્તુમાં ના થય એવી એકજ અનન્ય ભક્તિ, એકાંત સ્થાનનું સેવન કરવું અને જનમંડળમાં અપ્રીતિ, ॥ ૧૦ ॥

अध्यात्मज्ञाननित्यत्वं तत्त्वज्ञानार्थदर्शनम् ।
एतज्ज्ञानमिति प्रोक्तमज्ञानं यदतोऽन्यथा ॥

સદા અધ્યાત્મજ્ઞાનમાં રમવું, અને તત્ત્વજ્ઞાનનો અર્થ સમજવો એને જ્ઞાન કહેલું છે. એથી ઉલટું તે અજ્ઞાન જાણવું. ॥ ૧૧ ॥

ज्ञेयं यत्तत्प्रवक्ष्यामि यज्ज्ञात्वाऽमृतमश्नुते ।
अनादिमत्परं ब्रह्म न सत्तन्नासदुच्यते ॥

હવે જે જ્ઞેય છે તે હું તને કહું છું, તે જાણવાથી અમરપણું મળે છે. તે અનાદિ, પર એવું બ્રહ્મ છે, તે છે એમ પણ કહેવાતું નથી તેમ નથી એમ પણ કહેવાતું નથી. ॥ ૧૨ ॥

सर्वतः पाणिपादं तत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति॥१३

તેને સર્વ બાજુએ હાથ પગ છે, સર્વ જગાએ આંખ, માથાં અને મુખ છે, લોકમાં સઘળી જગાએ તે કાનથી સાંભળે છે અને સર્વને ઢાંકીને તે રહેલો છે. ॥ ૧૩ ॥

सर्वेन्द्रियगुणाभासं सर्वेन्द्रियविवर्जितम् ।

असक्तं सर्वभृच्चैव निर्गुणं गुणभोक्तृ च ॥

સર્વ ઇંદ્રિયોના ગુણ તેમાં દેખાય છે પણ તે સર્વ ઇંદ્રિયોથી રહિત છે, કોઈપણ સાથે સંબંધ રહિત છતાં સર્વનો તે આધાર છે અને પોતે ગુણ વિનાનો છે છતાં તે ગુણનો ભોક્તા છે. ॥ ૧૪ ॥

बहिरन्तश्च भूतानामचरं चरमेव च ।

सूक्ष्मत्वात्तदविज्ञेयं दूरस्थं चान्तिके च तत् ॥

સર્વ ભૂતોમાં, અંદર અને બહાર, સ્થાવર તથા જંગમમાં બધે તે વ્યાપ્ત છે, અતિશય સુક્ષ્મ, હોવાથી તે જાણવામાં આવતો નથી, પાસે તેમજ દૂર પણ તે જ છે. ॥ ૧૫ ॥

अविभक्तं च भूतेषु विभक्तमिव च स्थितम् ।

भूतभर्तृ च तज्ज्ञेयं ग्रसिष्णु प्रभविष्णु च ॥

સર્વ ભૂતોમાં તે વ્હેંચાયલો નથી છતાં વ્હેંચાયલા જેવો જણાય છે, તે જીવોનો

આધાર છે, તથા તે જ પેદા કરનાર અને નાશ કરનાર છે એમ જાણવું. ॥ ૧૬ ॥

ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते ।
ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्यधिष्ठितम् १७

તે તેજનું પણ તેજ અને અંધકારથી વેગળો છે એમ કહેવાય છે જ્ઞાન, જ્ઞેય (જાણવાની વસ્તુ) અને જ્ઞાનથી જાણી શકાય તેવો, તથા સર્વના હૃદયમાં રહેલો છે. ॥ ૧૭ ॥

इति क्षेत्रं तथा ज्ञानं ज्ञेयं चोक्तं समासतः ।
मद्भक्त एतद्विज्ञाय मद्भावायोपपद्यते ॥१८॥

એ પ્રમાણે ક્ષેત્ર તથા જ્ઞાન, અને જ્ઞેય મેં તને ટુંકામાં કહ્યાં. એ સઘળું જાણીને મારો ભક્ત મારા સ્વરૂપને પામે છે. ॥ ૧૮ ॥

प्रकृतिं पुरुषं चैव विद्ध्यनादी उभावपि ।
विकारांश्च गुणाश्चैव विद्धि प्रकृतिसंभवान् ॥

પ્રકૃતિ અને પુરૂષ એ બંનેનો કોઇ વખત

આરંભ નથી એમ તું જાણુ અને વિકાર તથા ગુણુ પણુ પ્રકૃતિથી થયેલા છે એમ સમજ. ॥ ૧૯ ॥

कार्यकारणकर्तृत्वे हेतुः प्रकृतिरुच्यते ।
पुरुषः सुखदुःखानां भोक्तृत्वे हेतुरुच्यते ॥

કાર્ય તથા કારણુને ઉત્પન્ન કરનાર જે મૂળ તે પ્રકૃતિ છે એમ કહેવાય છે, અને સુખ તથા દુઃખના ભોગનો હેતુ પુરૂષ કહેવાય છે.

पुरुषः प्रकृतिस्थो हि भुंक्ते प्रकृतिजान्गुणान् ।
कारणं गुणसंगोऽस्य सदसद्योनिजन्मसु ॥

પ્રકૃતિમાં રહીને પુરૂષ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણોને ભોગવે છે, અને પ્રકૃતિના ગુણોમાં આસક્તિ રાખવી એજ સારા નરસા જન્મનું કારણુ છે. ॥ ૨૧ ॥

उपद्रष्टानुमन्ता च भर्ता भोक्ता महेश्वरः ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुष परः॥

જોનાર, કરવા દેનાર, પાળનાર, તથા ભોગવનાર જે પરમેશ્વર છે તેને પરમાત્મા કહે છે અને શરીરમાં તે ઉંચામાં ઉંચો પુરૂષ છે. २२

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥

એ પ્રમાણે પ્રકૃતિ, પુરૂષ તથા પ્રકૃતિના ગુણોને જે જાણે છે તે હાલ ગમે તે સ્થિતિમાં હોય તોપણ ફરી જન્મ ધારણ કરતો નથી. २३

ध्यानेनात्मनि पश्यन्ति केचिदात्मानमात्मना ।
अन्ये सांख्येन योगेन कर्मयोगेन चापरे ॥

કેટલાક ધ્યાનથી પોતાનામાંજ આત્મા વડે આત્માને જુએ છે, તથા કેટલાક સાંખ્યયોગથી અને કેટલાક કર્મયોગથી જુએ છે. २४

अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥

બીજા જેઓ આ પ્રમાણે જાણતા નથી તે-

ઓ બીજાઓની પાસેથી સાંભળીને તેની ઉ-
પાસના કરે છે, અને જેઓ સાંભળવામાં શ્ર-
દ્ધાવાળા છે તે પણ મૃત્યુ તરી જાય છે. ૨૫

यावत्संजायते किंचित्सत्त्वं स्थावरजंगमम् ।
क्षेत्रक्षेत्रज्ञसंयोगात्तद्विद्धि भरतर्षभ ॥ २६ ॥

હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન ! સ્થાવર તથા
જંગમ જે કંઈ ઉત્પન્ન થાયછે તે ક્ષેત્રજ્ઞ અ-
ને ક્ષેત્રના સંયોગથી થાય છે એમ જાણવું ૨૬

समं सर्वेषु भूतेषु तिष्ठन्तं परमेश्वरम् ।
विनश्यत्स्वविनश्यन्तं यः पश्यति स पश्यति॥

સઘળા જીવોમાં એક સરખો પરમેશ્વર રહે-
લો છે, નાશ પામનારી ચીજોમાં નહિ નાશ
પામનાર તે છે એ રીતે જે તેને જુએ છે તે
જ ખરૂં જુએ છે ॥ ૨૭ ॥

समं पश्यन्हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम् ॥

ઈશ્વરને સર્વ સ્થાને અને એક સરખી રીતે રહેલો જે જુએ છે તે પોતે પોતાનો નાશ કરતો નથી અને ઉંચામાં ઉંચી ગતિને પામે છે. ॥ ૨૮ ॥

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथात्मानमकर्तारं स पश्यति ॥

સર્વ સ્થાને જે કંઇ કર્મ થાય છે તે સર્વ પ્રકૃતિથી થાય છે અને આત્મા કંઇજ કરતો નથી એમ જે જુએ છે તે જ જુએ છે. ૨૯

यदा भूतपृथग्भावमेकस्थमनुपश्यति ।
तत एव च विस्तारं ब्रह्म संपद्यते तदा ॥

જુદા જુદા ભૂતોના ભાવ એકમાંજ રહેલા છે અને તેમાંથી વિસ્તાર પામેલા છે એમ જે જાણે છે તે બ્રહ્મ પ્રાપ્ત કરે છે. ॥ ૩૦ ॥

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौन्तेय नकरोति न लिप्यते ॥

આરંભ વિનાનો, ગુણ વિનાનો, નાશ નહિ પામે એવો અને જો કે શરીરમાં રહેલો છે તોપણ હે કુંતાના પુત્ર! તે કંઇ કરતો નથી, તેમ તે લેપાતો પણ નથી ॥ ૩૧ ॥

यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥

જેમ સર્વ સ્થાનમાં વ્યાપ્ત આકાશને, તે સૂક્ષ્મ હોવાથી કાંઈ લેપ થતો નથી, તેમ શરીરમાં સર્વ જગાએ રહેલા આત્માને કાંઇ લેપ થતો નથી. ॥ ૩૨ ॥

यथा प्रकाशयत्येकः कृत्स्नं लोकमिमं रविः।
क्षेत्रंक्षेत्री तथा कृत्स्नं प्रकाशयति भारत ॥

જેમ એક સૂર્ય આખી પૃથ્વીને પ્રકાશવાળી કરે છે તેમ હે ભરતવંશી અર્જુન! ક્ષેત્રજ્ઞ સઘળાં ક્ષેત્રને પ્રકશિત કરે છે. ॥ ૩૩ ॥

क्षेत्रक्षेत्रज्ञयोरेवमन्तरं ज्ञानचक्षुषा ।

भूतप्रकृतिमोक्षं च ये विदुर्यान्ति ते परम् ॥

એ પ્રમાણે ક્ષેત્ર તથા ક્ષેત્રજ્ઞનો તફાવત અને આત્મા પ્રકૃતિથી કેમ મુક્ત થાય છે તે જે જ્ઞાનરૂપી ચક્ષુથી જુએ છે તે ઉંચામાં ઉંચી ગતિને પ્રાપ્ત થાય છે. ॥ ૩૪ ॥

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे क्षेत्रक्षेत्रज्ञविभागयोगो नाम त्रयोदशोऽध्यायः ।**

તેરમો અધ્યાય સમાપ્ત.

## अध्याय १४ मो.

श्रीभगवानुवाच ।

परं भूयः प्रवक्ष्यामि ज्ञानानां ज्ञानमुत्तमम् ।
यज्ज्ञात्वा मुनयः सर्वे परां सिद्धिमितोगताः॥

શ્રી ભગવાને કહ્યું-વળી બધા જ્ઞાનમાં જે ઉત્તમ જ્ઞાન છે તે હું તને ફરીથી કહું છું જે જાણીને લોકો ઉંચામાં ઉચી સિદ્ધિને પામ્યા છે. ॥ ૧ ॥

इदं ज्ञानमुपाश्रित्य मम साधर्म्यमागताः ।
सर्गेऽपि नोपजायन्ते प्रलये न व्यथन्ति च॥

આ જ્ઞાનનો આશ્રય લેઇને તેઓ મારા સ્વરૂપને પામ્યા છે, સૃષ્ટિની ઉત્પત્તિ વખતે તેઓ જન્મ લેતા નથી અને જગતના પ્રલય વખતે તેઓને પીડા પણ થતી નથી. ॥૨॥

मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम् ।

संभवः सर्वभूतानां ततो भवति भारत ॥

મહદ્‌બ્રહ્મ એટલે પ્રકૃતિ એ મારી યોનિરૂપ છે અને તેમાં હું ગર્ભ મૂકું છું તેથી હે ભારત ! તેમાંથી સર્વ ભૂતની ઉત્પત્તિ થાય છે. ॥ ૩ ॥

सर्वयोनिषु कौन्तेय मूर्तयः संभवन्ति याः ।
तासां ब्रह्म महद्योनिरहं बीजप्रदः पिताः ॥

હે કુંતીપુત્ર ! સઘળી યોનિઓમાં જે જે પ્રાણી ઉત્પન્ન થાય છે તેમનો ગર્ભ ધરણ કરનાર મહદ્‌બ્રહ્મ ( પ્રકૃતિ ) છે અને હું તેમાં બીજ મૂકનાર તેઓનો પિતા છું. ॥ ૪ ॥

सत्त्वं रजस्तम इति गुणाः प्रकृतिसंभवाः ।
निबध्नन्ति महाबाहो देहे देहिनमव्ययम् ॥

સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા છે, હે મહાન્ હથવાળા અર્જુન ! એ ગુણો અવિનાશી આત્માને શ-

રીરની સાથે બાંધી રાખે છે. ॥ ૫ ॥

तत्र सत्त्वं निर्मलत्वात्प्रकाशकमनामयम् ।
सुखसंगेन बध्नाति ज्ञानसंगेन चानघ ॥६॥

એ ગુણોમાં સત્ત્વગુણ એ મળ વિનાનો, તેજવંત અને શાંત છે, તેથી હે પાપ રહિત અર્જુન ! એ સુખ અને જ્ઞાનમાં આસક્તિ કરાવીને આત્માને બાંધી લે છે. ॥ ૬ ॥

रजो रागात्मकं विद्धि तृष्णासंगसमुद्भवम् ।
तन्निबध्नाति कौन्तेय कर्मसंगेन देहिनम् ७

રજોગુણ પ્રીતિથી ભરેલો છે અને તૃષ્ણાના સંગથી તેની ઉત્પત્તિ છે તેથી હે કુંતાના પુત્ર ! તે આત્માને કર્મની મમતાથી બાંધી લે છે. ॥ ૭ ॥

तमस्त्वज्ञानजं विद्धि मोहनं सर्वदेहिनाम् ।
प्रमादालस्यनिद्राभिस्तन्निबध्नाति भारत ॥

તમોગુણ અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો છે અને

તે સર્વ પ્રાણીઓનો મોહક છે. હે ભારત ! તે પ્રમાદ, આળસ, અને ઉંઘથી આત્માને જોડી લે છે. ॥ ૮ ॥

सत्त्वं सुखे संजयति रजः कर्मणि भारत ।
ज्ञानमावृत्य तु तमः प्रमादे संजयत्युत ॥९॥

સત્ત્વગુણ સુખનો સંજોગ કરાવે છે અને હે ભારત ! રજોગુણ કર્મનો યોગ કરાવે છે તથા તમોગુણ જ્ઞાનને ઢાંકી દઇને પ્રમાદની સાથે આત્માને જોડી દે છે. ॥ ૧૦ ॥

रजस्तमश्चाभिभूय सत्त्वं भवति भारत ।
रजः सत्त्वं तमश्चैव तमः सत्त्वं रजस्तथा ॥

હે ભારત ! રજોગુણ તથા તમોગુણ જ્યારે નિર્બળ થાય છે ત્યારે સત્ત્વગુણ પ્રબળ થાય છે, રજોગુણ અને સત્ત્વગુણ દબાતાં તમોગુણ પ્રધાન થાય છે અને સત્ત્વગુણ તથા તમોગુણ દબાય છે ત્યારે રજોગુણ બળવાન થાય

છે. ॥ ૧૦ ॥

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्वमित्युत ॥

જ્યારે આ શરીરનાં સર્વ દ્વારમાં પ્રકાશ ઉત્પન્ન થાય છે અને જ્ઞાનની ઉત્પત્તિ થાય છે ત્યારે સત્વગુણની વૃદ્ધિ થઇ છે એમ સમજવું. ॥ ૧૧ ॥

लोभः प्रवृत्तिरारम्भः कर्मणामशमः स्पृहा ।
रजस्येतानि जायन्ते विवृद्धे भरतर्षभ ॥१२॥

હે ભરતકુળમાં શ્રેષ્ઠ! જ્યારે રજોગુણ વધે છે ત્યારે લોભ, પ્રવૃત્તિ, કાર્યનો આરંભ, કર્મની શાંતિ ન થવી તે અને સ્પૃહા ઉત્પન્ન થાય છે. ॥ ૧૨ ॥

अप्रकाशोऽप्रवृत्तिश्च प्रमादो मोह एव च ।
तमस्येऽतानि जायन्ते विवृद्धे कुरुनन्दन ॥

અંધકાર, ઉદ્યમહીનતા, પ્રમાદ અને મોહ

એટલાં વાનાં જ્યારે થાય ત્યારે હે કુરૂવં-શજ ! તમોગુણ વધ્યો છે એમ જાણવું. ૧૩

यदा सत्त्वे प्रवृद्धे तु प्रलयं याति देहभृत् ।
तदोत्तमविदांल्लोकानमलान्प्रतिपद्यते ॥१४॥

જ્યારે સત્ત્વગુણ વધી ગયો હોય ત્યારે જો માણસ મરી જાય તો તે ઉત્તમ જ્ઞાનવાળા પ-વિત્ર લોકમાં જાય છે. ॥ ૧૪ ॥

रजसि प्रलयं गत्वा कर्मसंगिषु जायते ।
तथा प्रलीनस्तमसि मूढयोनिषु जायते ॥

વળી રજોગુણની વૃદ્ધિ વખતે જો નાશ પામે તો કર્મની આસક્તિવાળા લોકમાં તે જન્મ પામે છે, અને જો તમોગુણની વૃદ્ધિ વખતે તેનો લય થાય તો મૂઢજાતિમાં તે અવતાર લે છે. ॥ ૧૫ ॥

कर्मणःसुकृतस्याहुःसात्त्विकं निर्मलं फलम् ।
रजसस्तु फलं दुःखमज्ञान तमसः फलम् ॥

સત્ત્વગુણથી થયેલાં સુકૃતનું ફળ નિર્મળ હોય છે, રજોગુણનુ ફળ દુઃખ અને તમોગુણનું ફળ અજ્ઞાન છે એમ કહેવાય છે. ॥ ૧૬

सत्त्वात्संजायते ज्ञानं रजसो लोभ एव च ।
प्रमादमोहौ तमसो भवतोऽज्ञानमेव च ॥

સત્ત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, રજોગુણથી લોભ થાય છે અને તમોગુણથી પ્રમાદ, મોહ અને અજ્ઞાન ઉત્પન્ન થાય છે. ॥ ૧૭ ॥

ऊर्ध्वं गच्छन्ति सत्त्वस्था मध्ये तिष्ठन्ति राजसाः ।
जघन्यगुणवृत्तिस्था अधो गच्छन्ति तामसाः ॥

સત્ત્વગુણમાં રહેલા ઉપરના લોકમાં (સ્વર્ગમાં) જાય છે, રજોગુણવાળા મધ્ય–મનુષ્યલોકમાં રહે છે અને અધમ એવા તમોગુણની વૃત્તિમાં રહેલા તામસો નીચે–નરકાદિ લોકમાં જાય છે.

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥

જ્યારે જોનાર આ ત્રણ ગુણ સિવાય બીજા

કોઈને કર્તા જોતો નથી અને ગુણથી પર પરમાત્માને જાણે છે ત્યારે તે મારી ગતિને પામે છે. ॥ ૧૯ ॥

गुणानेतानतीत्य त्रीन्देही देहसमुद्भवान् ।
जन्ममृत्युजरादुःखैर्विमुक्तोऽमृतमश्नुते ॥

આત્મા જ્યારે દેહમાં ઉત્પન્ન થતા આ ત્રણ ગુણોને ઓળંગી જાય છે ત્યારે જન્મ, મરણ, વૃદ્ધાવસ્થા અને દુઃખથી મુક્ત થઇ મોક્ષ પ્રાપ્ત કરે છે ॥ ૨૦ ॥

अर्जुन उवाच ।

कैर्लिंगैस्त्रीन्गुणानेतानतीतो भवति प्रभो ।
किमाचारः कथं चैतांस्त्रीन्गुणानतिवर्तते ॥

અર્જુને કહ્યું:-હે પ્રભુ ! એ ત્રણ ગુણને ઓળંગી જનારનાં શાં ચિન્હ છે, તેનો આચાર કેવો હોય છે અને એ ત્રણ ગુણને શી રીતે ઓળંગી જાય છે ? ॥ ૨૧ ॥

**श्री भगवानुवाच ।**

**प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।**
**न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥**

શ્રી ભગવાન બોલ્યા:–હે પાંડવ! જ્ઞાન, પ્રવૃત્તિ અને મોહ જ્યારે પ્રવર્તતા હોય ત્યારે તેનો તે તિરસ્કાર કરતો નથી અને નિવૃત્ત થયેલા હોય ત્યારે તેની ઇચ્છા પણ કરતો નથી. ૨૨

**उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।**
**गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेंगते ॥**

જે દરકાર વિનાનો થઇને ગુણોથી ચલાયમાન થતો નથી તથા ગુણો પોતાનું કામ કર્યા જાય છે એમ ધારીને દૂર રહેલો છે અને વિકારવાળો થતો નથી, ॥ ૨૩ ॥

**समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।**
**तुल्यप्रियाप्रियोधीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः॥**

સુખ તથા દુઃખ જેને સમાન છે, માટી પ-

થ્થર તથા સોનુ એ જેને મન સરખી કીંમતનું છે, પ્રિય અને અપ્રિય તથા નિંદા અને સ્તુતિ એ સૌ જેને સમાન છે અને જે ધીરજવાળો છે, ॥ २८ ॥

मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥

માન અને અપમાન, મિત્ર અને શત્રુ એ સૌ જેને સમાન છે તથા સર્વ કાર્યના આરંભ જેણે તજી દીધા છે તે ગુણોને ઓળંગી ગયેલો કહેવાય છે. ॥ २५ ॥

मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।
स गुणान्समतीत्यैतान्ब्रह्मभूयाय कल्पते ॥

વળી અનન્ય ભક્તિથી જે મારી ઉપાસના કરે છે તે પણ આ ત્રણ ગુણોને ઓળંગીને બ્રહ્મ સ્વરૂપને યોગ્ય થાય છે. ॥ २६ ॥

ब्रह्मणो हि प्रतिष्ठाहममृतस्याव्ययस्य च ।

शाश्वतस्य च धर्मस्य सुखस्यैकान्तिकस्य च॥

કારણ કે બ્રહ્મનું, અમરતાનું, અવિનાશીપણાનું, સદાકાળ રહેનારા ધર્મનું અને કદી નાશ ન પામે એવા સુખનું સ્થાન હું જ છું ॥૨૭॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
त्रिगुणविभागयोगो नाम
चतुर्दशोऽध्यायः १४

ચૌદમો અધ્યાય સમાપ્ત.

## अध्याय १५ मो.

**श्रीभगवानुवाच ।**

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थं प्राहुरव्ययम् ।
छन्दांसि यस्य पर्णानि यस्तं वेद स वेदवित्॥

શ્રી ભગવાને કહ્યું:–અવિનાશી બ્રહ્મને જેનાં મૂળ ઉંચાં છે, અને શાખાઓ નીચી છે તથા વેદના છંદો જેનાં પાંદડાં છે, એવા પીપળાની ઉપમા આપી છે. આ પ્રમાણે જે જાણે છે તે વેદ જાણનાર કહેવાય છે. ॥ ૧ ॥

अधश्चोर्ध्वं प्रसृतास्तस्य शाखा
गुणप्रवृद्धा विषयप्रवालाः ।
अधश्च मूलान्यनुसंततानि
कर्मानुबन्धीनि मनुष्यलोके ॥२॥

તેની શાખાઓ ઉંચે તેમજ નીચે ફેલાઈ રહી છે, ગુણથી તેની વૃદ્ધિ થયેલી છે અને

વિષયો તેની કળીઓ છે તથા લોકમાં કર્મનાં બંધન કરનાર તેનાં મૂળ નીચે ફેલાયેલાં છે.

न रूपमस्येह ततोपलभ्यते
नान्तो न चादिर्न च संप्रतिष्ठा ।
अश्वत्थमेनं सुविरूढमूल-
मसंगशस्त्रेण दृढेन छित्त्वा ॥३॥

એ વૃક્ષનું રૂપ આલોકમાં બરાબર જાણી શકાતું નથી; તેમજ તેનાં આદિ, અંત તથા તેની સ્થિતિ પણ જોઇ શકાતી નથી. સજ્જડ મૂળવાળા એવા પીપળાના વૃક્ષને દૃઢ વૈરાગ્ય રૂપી શસ્ત્રથી કાપીને, ॥ ૩ ॥

ततः पदं तत्परिमार्गितव्यं
यस्मिन्गता न निवर्तन्ति भूयः ।
तमेव चाद्यं पुरुषं प्रपद्ये
यतः प्रवृत्तिः प्रसृता पुराणी ॥४॥

પછી એવું પદ શોધવું કે જ્યાં ગયા પછી

પાછું આવવું પડતું નથી, અને જુના વખતથી જેમાંથી પ્રકૃતિ નીકળી છે તે મૂળપુરૂષને પ્રાપ્ત કરવો. ॥ ૪ ॥

निर्मानमोहा जितसंगदोषा
अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वन्द्वैर्विमुक्ताः सुखदुःखसंज्ञै-
र्गच्छन्त्यमूढाः पदमव्ययं तत् ॥५॥

માન અને મોહ જેનાં નાશ પામ્યા છે, સંગના દોષ જેણે જીત્યા છે, આત્મજ્ઞાનમાંજ જે રમી રહ્યા છે, જેની કામનાઓ બધી જતી રહી છે, સુખ દુઃખાદિ દ્વંદ્વથી જે મુક્ત છે અને જે મૂઢ નથી એવા જનો તે અવિનાશી પદને પામે છે. ॥ ૫ ॥

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥६॥

ત્યાં સૂર્ય, ચંદ્ર તથા અગ્નિનો પ્રકાશ પહો-

ચતો નથી. અને જ્યાં ગયા પછી પાછું આવવું પડતું નથી તેજ મારૂં સૌથી શ્રેષ્ઠ ધામ છે ॥૬

ममैवांशो जीवलोके जीवभूतः सनातनः ।
मनःषष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानि कर्षति ॥

જીવલોકમાં મારોજ અનાદિ અનંત એવો જીવરૂપે થઇ ગયેલો અંશ પ્રકૃતિમા રહેલી પાંચ ઇંદ્રિયો તથા છઠ્ઠું મન તેમને આકર્ષે છે.

शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
गृहीत्वैतानि संयाति वायुर्गन्धानिवाशयात्॥

જેમ વાયુ પુષ્પોમાંથી સુગંધ લઇ જાય છે, તેમ જે ઇશ્વર રૂપ અંશ (જીવ) મન જેમાં છઠ્ઠું છે એવી ઇન્દ્રિયો સહિત શરીરને પામે છે અને શરીરમાથી મન જેમાં છઠ્ઠું છે એવી ઇન્દ્રિયો સહિત બહાર જાય છે. ॥૮॥

श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥९॥

કાન, આંખ, ત્વચા, ( સ્પર્શેંદ્રિય ) જીભ, નાક તથા મન એમના ઉપર અમલ ચલાવતો તે જીવ ઇંદ્રિયોના વિષયોને ભોગવે છે. ॥ ૯

उत्क्रामन्तं स्थितंवापिभुञ्जानं वागुणान्वितम्।
विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः॥

તેને જતાં રહેતાં તથા ઇંદ્રિયોથી વિંટળાઇને ભોગ ભોગવતાં મૂઢ માણસો જોતા નથી પણ જેને જ્ઞાનરૂપી ચક્ષુ છે તે જુએ છે. ૧૦

यतन्तो योगिनश्चैनं पश्यन्त्यात्मन्यवस्थितम् ।
यतन्तोऽप्यकृतात्मानो नैनं पश्यन्त्य चेतसः॥

પ્રયત્ન કરનારા યોગીઓ તેને પોતાને વિષે રહેલો જુએ છે પણ જે ટુંકી બુદ્ધિવાળા છે અને જેનું મન પોતાને વશ નથી એવા પ્રયત્ન કરતાં પણ તેને જોતા નથી, ॥ ૧૧

यदादित्यगतं तेजो जगद्भासयतेऽखिलम् ।
यच्चन्द्रमसि यच्चाग्नौ तत्तेजो विद्धि मामकम् ॥

જે સૂર્યનું તેજ આખા જગતને પ્રકાશિત કરે છે તથા ચંદ્રમાં અને અગ્નિમાં જે તેજ છે તે તેજ મારૂં છે એમ તું જાણ. ॥ ૧૨ ॥

गामाविश्य च भूतानि धारयाम्यहमोजसा ।
पुष्णामिचौषधीः सर्वाःसोमो भूत्वारसात्मकः

પૃથ્વીમાં પેસીને હું સર્વ ભૂતને મારા બળ વડે ધારણ કરી રહ્યો છું, અને રસવાળો ચંદ્ર થઇને હું સર્વ ઔષધીઓનું પોષણ કરૂં છું. ॥ ૧૩ ॥

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥

હું અગ્નિ થઇને સર્વ પ્રાણીઓના દેહમાં રહું છું તથા પ્રાણ અને અપાન વાયુની સાથે મળીને હું ચાર પ્રકારનો ખોરાક પચાવું છું. ૧૪

सर्वस्य चाहं हृदि सन्निविष्टो

मत्तः स्मृतिर्ज्ञानमपोहनं च ।
वेदैश्च सर्वैरहमेव वेद्यो
वेदान्तकृद्वेदविदेव चाहम् ॥१५॥

હું સર્વના હૃદયમાં રહેલો છું અને સ્મૃતિ, જ્ઞાન અને તર્ક એ મારાથીજ નીકળે છે સર્વ વેદવડે કરીને હું જાણવાને યોગ્ય છું, વેદાંત કરનાર અને વેદ જાણનાર પણ હુંજ છું. ॥ ૧૫ ॥

द्वाविमौ पुरुषौ लोके क्षरश्चाक्षर एव च ।
क्षरः सर्वाणि भूतानि कूटस्थोऽक्षर उच्यते ॥

આ લોકમાં બે પુરૂષ છે–એક ક્ષર ( નાશ પામનાર, ) અને બીજો અક્ષર. ( નાશ નહિ પામનાર ) સર્વ ભૂત ક્ષર છે અને કદી જેમાં ફેરફાર ન થાય એવો જે છે તે અક્ષર છે. ૧૬

उत्तमः पुरुषस्त्वन्यः परमात्मेत्युदाहृतः ।

यो लोकत्रयमाविश्य बिभर्त्यव्यय ईश्वरः ॥

સૌથી શ્રેષ્ઠ પુરૂષ તો બીજો જ છે, તેને પરમાત્મા કહે છે જે ત્રણે લોકમાં ફેલાઈ ગયેલો હોઈ ત્રણે લોકને ધારણ કરે છે અને કદી નહિ નાશ પામે એવો ઈશ્વર છે. ॥ ૧૭

यस्मात्क्षरमतीतोऽहमक्षरादपि चोत्तमः ।
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ॥

નાશને હું ઓળંગી ગયો છું અને નહિ નાશ પામે તેનાથી પણ હું ઉત્તમ છું તેથી લોકમાં અને વેદમાં મને પુરૂષોત્તમ કહેલો છે. ૧૮

यो मामेवमसंमूढो जानाति पुरुषोत्तमः ॥
स सर्वविद्भजति मां सर्वभावेन भारत ॥१९

એ પ્રમાણે મોહથી મુક્ત થયેલો જે મને પુરૂષોત્તમ તરીકે જાણે છે, તે હે ભારત! સર્વજ્ઞ છે અને સર્વ ભાવથી મને ભજનારો છે.

इति गुह्यतमं शास्त्रमिदमुक्तं मयानघ ।
एतद्बुद्ध्वा बुद्धिमान् स्यात्कृतकृत्यश्च भारत ॥

હે પાપરહિત અર્જુન ! આ મોટું ગુહ્ય શાસ્ત્ર મેં તને આજ કહ્યું છે, તે જાણીને હે ભારત ! માણસ બુદ્ધિમાન અને કૃતાર્થ થાય છે. ॥ ૨૦ ॥

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे पुरुषोत्तम योगो नाम पंचदशोऽध्यायः ॥१५॥

પંદરમો અધ્યાય સમાપ્ત.

# अध्याय १६ मो.

श्रीभगवानुवाच।

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥

श्री भगवान बोल्या:-निर्भयपणुं, अंतःकरणनी शुद्धि, ज्ञान योगमां दृढता, दान, इंद्रियोने वश राखवी, यज्ञ, वेदनो अभ्यास, तप अने सरळता, ॥ १ ॥

अहिंसा सत्यमक्रोधस्त्यागःशान्तिरपैशुनम्।
दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥

अहिंसा, सत्य, क्रोधनो त्याग, ममतानो नाश, शांति, कोईनुं भुंडुं नहि बोलवुं, प्राणीओ उपर दया, लालच रहितपणुं, नम्रता, लज्जा अने चपळतारहितपणुं, ॥ २ ॥

तेजःक्षमाधृतिः शौचमद्रोहो नातिमानिता।

भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥

તેજ, ક્ષમા ધીરજ, સ્વચ્છતા, દ્રોહનો ત્યાગ અને અભિમાન રહિત સ્વભાવ, એ બધું હે ભારત! જે માણસ દિવ્ય ગુણવાળો જન્મેલો હોય તેનામાં હોય છે. ॥ ૩ ॥

दंभो दर्पोऽभिमानश्च क्रोधः पारुष्यमेव च ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥

ઢોંગ, ગર્વ, મોટાઈ, ક્રોધ, કઠોર ભાષણ અને અજ્ઞાન એ ગુણ હે પાર્થ! જે દૈત્યના ગુણવાળો જન્મેલો હોય તેનામાં હોય છે. ૪

दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता ।
मा शुचः संपदंदैवीमभिजातोऽसि पाण्डव ॥

દૈવી સંપત્તિ મોક્ષને માટે છે અને આસુરી સંપત્તિ બંધન કરનાર છે. હે પાંડવ! તું શોક કરીશ નહિ કારણ કે તું દૈવી સંપત્તિમાં અવતરેલો છે. ॥ ૫ ॥

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च।
दैवो विस्तरशः प्रोक्त आसुरं पार्थ मे शृणु॥

આલોકમાં ભૂતોની સૃષ્ટિ બે જાતની છે એક દિવ્ય અને બીજી આસુરી. દિવ્ય સૃષ્ટિનું વર્ણન વિગત વાર કહ્યું અને આસુરી સૃષ્ટિનું વર્ણન હે પાર્થ ! તુ મારી પાસેથી સાંભળી લે.

प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः।
न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते॥

આસુરી ગુણવાળા મનુષ્યો પ્રવૃત્તિ એટલે શું અને નિવૃત્તિ એટલે શું તે સમજતા નથી અને સ્વચ્છતા, આચાર અને સત્ય તેમના મનમાં હોતાં નથી. ॥ ૭ ॥

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम्।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम्॥

આ જગતમાં સત્ય, ધર્મ અને ઈશ્વર નથી અને એક બીજાના સંગથી આ થયું છે તથા

તેનું મૂળ કારણ સ્ત્રી તથા પુરૂષનો કામ છે બીજું કંઇ નથી એમ તેઓ કહે છે. ૮

**एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।**
**प्रभवंत्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः॥**

આ રીતે જોનારા અને જેનું ચિત્ત પોતાને વશ નથી તથા જે પોતાનેજ નુકશાન કરનાર છે એવા ટુંકી બુદ્ધિવાળા અને કૂર કર્મ કરનારા જગતના અહિતને માટેજ ઉત્પન્ન થાય છે. ॥ ૯ ॥

**काममाश्रित्य दुष्पूरं दम्भमानमदान्विताः ।**
**मोहाद्गृहीत्वाऽसद्ग्राहान्प्रवर्तन्तेऽशुचिव्रताः ॥**

કોઇ દહાડો જે સંતોષ પામે નહિ એવા કામનો આશ્રય લેઇને અને ઢોંગ, માન તથા મદથી ભરેલા તેઓ મોહને લીધે ખોટા આગ્રહ પકડી રાખીને દુષ્ટ હેતુથી પ્રવૃત્તિ કરે છે. ॥ ૧૦ ॥

चिन्तामपरिमेयां च प्रलयान्तामुपाश्रिताः ।
कामोपभोगपरमा एतावदिति निश्चिताः ॥

પ્રલયના અંત ભાગ સુધી પણ જેનો છેડો આવે નહિ એવી ચિંતામાં તેઓ પડે છે અને મરતાં સુધી સ્ત્રીનો સંગ વગેરે ભોગ ભોગવવા એજ મોટું કામ છે એમ તેઓએ નક્કી કરેલું છે. ॥ ૧૧ ॥

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥

આશાના સેકડો બંધથી જેઓ બંધાયલા છે અને કામ તથા ક્રોધમાં જેઓ મગ્ન થઈ ગયા છે તેઓ કામ ભોગને માટે અન્યાય માર્ગે પૈસો મેળવવાને પ્રયત્ન કરે છે. ॥૧૨॥

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम्॥१४

આના આજે મને મળ્યું અને હવે પેલો

મારો મનોરથ હું સફળ કરીશ, આ ધન હવે મારૂંજ છે અને આટલું ધન મને હવે પછી મળશે. ॥ ૧૩ ॥

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी॥

આ શત્રુને મેં માર્યો અને બીજાઓને હું મારીશ, હું મોટો શેઠ છું, ભોગ ભોગવનારો છુ, મારાં સર્વ કાર્ય સિદ્ધ થયા છે, હું બળવાન છું અને હું સુખી છું. ॥ ૧૪ ॥

आढ्योऽभिजनवानस्मि
कोन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य
इत्यज्ञानविमोहिताः ॥ १५ ॥

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृत्ताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥

હુ પૈસાવાળો છું, કુલીન છું, મારા જેવો

બીજો કોણ છે? હું યજ્ઞ કરીશ, દાન કરીશ, મોજ કરીશ; એવા અજ્ઞાનથી મોહિત થઇને ચિત્તના અનેક વિચારોથી ભ્રમિત થયેલા, મોહની જાળમાં ફસાયેલા અને કામ તથા ભોગમાં આસક્ત થયેલા એવા તેઓ અપવિત્ર નરકમાં પડે છે. ॥ ૧૫ ૧૬ ॥

आत्मसंभाविताः स्तब्धाधनमानमदान्विताः।
यजन्ते नामयज्ञैस्ते दम्भेनाविधिपूर्वकम् ॥

પોતાની જાતેજ મોટા માની બેઠેલા, હઠીલા, ધન, માન અને મદથી છકી ગયેલા તેઓ ઢોંગ કરીને શાસ્ત્રની વિધિ વિનાના નામનાજ યજ્ઞ કરે છે. ॥ ૧૭ ॥

अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः।
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥

અહંકાર, બળ, ગર્વ, કામ તથા ક્રોધને આશ્રયે રહીને પોતાના તથા પારકા દેહમાં

જે હું રહેલો છું તેના ઉપર દ્વેષ કરતાં પરસ્પર વેર કરે છે. ॥ ૧૮ ॥

तानहं द्विषतः क्रूरान्संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥

એવા વેરભાવ રાખનારા, ક્રૂર, અધમ અને અપવિત્ર જનોને આલોકમાં નઠારી દૈત્ય જાતિમાં હું નાંખું છું ॥ ૧૯ ॥

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥

હે કુંતિપુત્ર! આસુરી યોનીમાં પડેલા તેઓ જનમો જનમ મને પ્રાપ્ત કરી શકતા નથી, અને અધમ ગતિને પામે છે. ॥૨૦॥

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथालोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥

આત્માનો નાશ કરનાર એવું નરકનું દ્વાર, કામ, ક્રોધ અને લોભ એ રીતે ત્રણ પ્રકારનું

છે માટે એ ત્રણ તજી દેવા ॥ ૨૧ ॥

एतैर्विमुक्तः कौन्तेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परां गतिम् ॥

હે કુંતાના પુત્ર ! એ ત્રણ તમનાં દ્વારથી મુક્ત થયેલો નર પોતનું કલ્યાણ કરે છે અને પરમ ગતિને પામે છે. ॥ ૨૨ ॥

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः ।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥

જે શાસ્ત્રની વિધિને તજી દેઈને પોતાની ઇચ્છામાં આવે એમ વર્તે છે, તેઓને સિદ્ધિ મળતી નથી અને ઉચી ગતિ પણ પ્રાપ્ત થતી નથી. ॥ ૨૩ ॥

तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥

માટે કયું કામ કરવું અને કયું કામ ન ક-

રવું એનો નિશ્ચય કરવામાં શાસ્ત્ર તથા પ્રમાણો જાણી શાસ્ત્રની વિધિ પ્રમાણે તારે કર્મ કરવાં એજ યોગ્ય છે. ॥ ૨૪ ॥

**इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे दैवासुरसंपद्विभागयोगो नाम षोडशोऽध्यायः ॥१६॥**

સોળમો અધ્યાય સમાપ્ત.

## अध्याय १७ मो.

### अर्जुन उवाच ।

ये शास्त्रविधिमुत्सृज्य यजन्ते श्रद्धयान्विताः
तेषां निष्ठा तु का कृष्ण सत्त्वमाहो रजस्तमः॥

અર્જુને કહ્યું:–હે કૃષ્ણ ! જેઓ શાસ્ત્ર વિધિને છોડીને પણ શ્રદ્ધાથી યજ્ઞ કરે છે તેઓની નિષ્ઠા કેવી કહેવી ? સત્વગુણી, રજોગુણી કે તમોગુણી ? ॥ ૧ ॥

### श्रीभगवानुवाच ।

त्रिविधा भवति श्रद्धा देहिनां सा स्वभावजा॥
सात्त्विकी राजसी चैव तामसी चेति तां शृणु॥

શ્રી ભગવાને કહ્યું:–મનુષ્યોની તેમના સ્વભાવ પ્રમાણે ત્રણ પ્રકારની શ્રદ્ધા હોય છે. સાત્વિકી, રાજસી અને તામસી. તે હું તને કહું છું તે સાંભળ. ॥ ૨ ॥

सत्वानुरूपा सर्वस्य श्रद्धा भवति भारत ।
श्रद्धामयोऽयंपुरूषो योयच्छ्रद्धः स एवसः॥

હે ભારત! દરેક માણસની શ્રદ્ધા તેના ગુણ પ્રમાણે થયેલી હોય છે, પુરૂષ શ્રદ્ધાવાળો જ છે અને જેની જેવી શ્રદ્ધા તેવોજ તે માણસ હોય છે. ॥ ૩ ॥

यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः।
प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥

સત્વગુણવાળા દેવોને પૂજે છે, રજોગુણવાળા યક્ષ તથા રાક્ષસોને પૂજે છે, અને તામસ ગુણવાળા જન પ્રેત તથા ભૂતનાં ટોળાંને પૂજે છે. ॥ ૪ ॥

अशास्त्रविहितं घोरं तप्यन्ते ये तपो जनाः।
दम्भाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥
कर्षयन्तः शरीरस्थं भूतग्राममचेतसः ।
मांचैवान्तःशरीरस्थंतान्विद्ध्यासुरनिश्चयान्॥

શાસ્ત્ર વિરૂદ્ધ જેઓ ઘોર તપ કરે છે તથા ઢોંગ અને અહંકારવાળા થઇને કામ તથા મનના જુસ્સાવાળા હોય છે તથા શરીરમાં જે જુદાં જુદાં ભૂત ( તત્વ ) રહેલાં છે તેમને અને શરીરમાં રહેલા એવા મને કષ્ટ આપે છે, તેઓ આસુરી નિશ્ચયવાળ છે એમ જાણ.

आहारस्त्वापि सर्वस्य त्रिविधो भवति प्रियः।
यज्ञस्तपस्तथा दानं तेषां भेदमिमं शृणु॥७

વળી દરેક માણસને જે આહાર પ્રિય છે તે પણ ત્રણ પ્રકારનો છે અને તે જ પ્રમાણે યજ્ઞ, તપ તથા દાન પણ ત્રણ પ્રકારનાં છે. તેના ભેદ હું તને કહું છું તે સાંભળ. ॥ ૭ ॥

आयुःसत्वबलारोग्य-
सुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या
आहाराः सात्त्विकप्रियाः ॥ ८ ॥

આયુષ્ય, સત્વ, બળ, આરોગ્ય, સુખ અને પ્રીતિ વધારનાર, રસવાળા, ચીકણા, નક્કર અને સારા લાગે એવા પદાર્થનો આહાર સાત્વિક માણસોને પ્રિય હોય છે. ॥ ८ ॥

कट्‌वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः॥

કડવા, ખાટા, ખારા, ઘણા ઉના, તીખા, સુકા અને બળતરા કરનારા કે જેથી દુઃખ શોક અને રોગ પેદા થાય છે એવા આહાર રજોગુણવાળા માણસોને પ્રિય હોય છે. ॥ ૯ ॥

यातयामं गतरसंपूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम्॥

ઘણો વખત થઈ જવાથી જે ટાઢું પડી ગયું હોય, રસ વિનાનું થઇ ગયું હોય, ગંધાઇ ગયું હોય, અને બગડી ગયું હોય અથવા છાંડેલું હોય તેમજ ના ખાવા લાયક હોય

એવું અન્ન અથવા ખાવાનું, તમોગુણી મા-
ણુસોને પ્રિય હોય છે. ॥ ૧૦ ॥

अफलाकांक्षिभिर्यज्ञो विधिदृष्टो य इज्यते ।
यष्टव्यमेवेति मनः समाधाय स सात्त्विकः॥

યજ્ઞ કરવોજ જોઈએ એમ મનમાં નિશ્ચય
કરીને ફળની કામના રાખ્યા સિવાય શાસ્ત્ર
વિધિ પ્રમાણે જે યજ્ઞ કરવામાં આવે તે યજ્ઞ
સાત્વિક જાણવો. ॥ ૧૧ ॥

अभिसंधाय तु फलं दम्भार्थमपि चैव यत् ।
इज्यते भरतश्रेष्ठ तं यज्ञं विद्धि राजसम् ॥

હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન ! ફળની ઈ-
ચ્છાથી કે ઢોંગથી જે યજ્ઞ કરવામાં આવે છે
તે રાજસ યજ્ઞ છે એમ જાણ. ॥ ૧૨ ॥

विधिहीनमसृष्टान्नंमन्त्रहीनमदक्षिणम् ।
श्रद्धाविरहितं यज्ञं तामसं परिचक्षते॥१३॥

શાસ્ત્ર વિધિ રહિત, અન્ન દાન રહિત, મંત્ર

રહિત, દક્ષિણા રહિત તથા શ્રદ્ધા વિનાં
જે યજ્ઞ કરવામાં આવે છે તે તામસ ય
કહેવાય છે. ॥ ૧૩ ॥

देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।
ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥१

દેવ, બ્રાહ્મણ, ગુરૂ અને વિદ્વાનની પૂજ
સ્વચ્છતા, નમ્રતા, બ્રહ્મચર્ય અને અહિં:
એ બધું શરીરનું તપ કહેવાય છે. ॥ ૧૪ ॥

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत्
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तपउच्यते॥१

કોઇને સંતાપ ના થાય એવું, સાચું, પ્રિ
લાગે એવું અને જેથી બીજાનું ભલું થ
એવું વાક્ય અને વેદ તથા શાસ્ત્રોનો હંમેઃ
અભ્યાસ કરવો એ વાણીનું તપ કહેવાય ં

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रह
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥१

મન પ્રસન્ન રાખવું, શાંતિ, મૌન અને મનને વશ રાખવું, તથા સ્વભાવ શુદ્ધ રાખવો એ માનસી તપ કહેવાય છે. ॥ ૧૬ ॥

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ।
अफलाकाङ्क्षिभिर्युक्तैःसात्त्विकंपरिचक्षते ॥

પુરેપુરી શ્રદ્ધાથી અને ફળની ઇચ્છા રાખ્યા વિના ચિત્ત ઠેકાણે રાખી જે ત્રણ પ્રકારનું ( કાયિક, વાચિક અને માનસિક ) તપ કરવામાં આવે છે તે સાત્વિક તપ કહેવાય છે. ૧૭

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।
क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम्॥१८

સારૂં કહેવડાવવા માટે, માન મેળવવા માટે, મોટા ગણાવા માટે અને ઢોંગથી જે તપ કરવામાં આવે છે તે રાજસી તપ કહેવાય છે અને તે ઘણા વખત સુધી સ્થિર રહેતું નથી.

मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।

परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥

ખોટા આગ્રહથી અને આત્માને પીડવા માટે અથવા તો બીજાનું મૂળ કાઢવાને માટે જે તપ કરવામાં આવે છે તે તામસી તપ કહેવાય છે. ॥ ૧૯ ॥

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकंस्मृतम् ॥

દાન કરવુંજ જોઇએ એમ સમજીને જે પાછો ઉપકાર કરે એવો નથી તેવા પાત્ર માણસને પુણ્યકાળમાં અને તીર્થના સ્થાનમાં જે દાન આપવામાં આવે તે સાત્વિક દાન કહેવાય છે. ॥ ૨૦ ॥

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥

પાછો ઉપકાર વાળવાના હેતુથી અથવા ફળની ઇચ્છાથી મન ચોરીને જે દાન કરવામાં

આવે છે તે રજોગુણી કહેવાય છે. ॥ ૨૧ ॥

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातंतत्तामसमुदाहृतम् ॥ २२ ॥

અયોગ્ય દેશકાળ વખતે અપવિત્ર સ્થળમાં અપાત્રને માન વગર અને તિરસ્કારથી જે દાન આપવામાં આવે છે તે તમોગુણી દાન કહેવાય છે. ॥ ૨૨ ॥

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधःस्मृतः।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताःपुरा॥

ઓમ્, તત્, સત્ એ બ્રહ્મનાં ત્રણ નામ કહેવાય છે. પૂર્વે તેમણેજ વેદ, બ્રાહ્મણો અને યજ્ઞ ઉત્પન્ન કર્યા છે. ॥ ૨૩ ॥

तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रियाः ।
प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम्।

તેથી હંમેશાં શાસ્ત્ર વિધિપ્રમાણે યજ્ઞ, દાન તથા તપની ક્રિયાઓ બ્રહ્મજ્ઞાનીઓ ઓમ્ શ-

બ્દનો પ્રથમ ઉચ્ચાર કરીનેજ કરવા માંડે છે.

तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।
दानक्रियाश्चविविधाःक्रियन्तेमोक्षकाङ्क्षिभिः

મોક્ષની ઇચ્છા કરનારા કર્મનાં ફળની ઈ-ચ્છા નહિ રાખીને યજ્ઞ, તપ તથા દાનની ક્રિયાઓ તત્ શબ્દ બોલીને કરે છે. ॥ ૨૫ ॥

सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।
प्रशस्ते कर्मणि तथा सच्छब्दःपार्थ युज्यते॥

"છે" અને "સારૂં" એ અર્થમાં સત્ શબ્દનો પ્રયોગ થાય છે અને તે પ્રમાણે હે પાર્થ ! શુભ કર્મમાં પણ સત્ શબ્દ વપરાય છે.

यज्ञे तपसिदाने च स्थितिः सदितिचोच्यते।
कर्मचैव तदर्थीयं सदित्येवाभिधीयते ॥२७

યજ્ઞ, તપ અને દાનમાં જે સ્થિતિ છે તે સત્ કહેવાય છે, અને તેને માટે તથા ઇશ્વરને માટે જે કર્મ કરવામાં આવે છે તે પણ સત્

કહેવાય છે. ॥ ૨૭ ॥

अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥

શ્રદ્ધા વગર જે કંઇ હોમવમાં આવ્યું હોય, દાન કરવામા આવ્યું હોય, તથા તપ અને કોઈ કર્મ કરવામ આવ્યું હોય તે અસત્ કહેવાય છે અને હે પાર્થ ! તે અહીં પણ નકામું છે અને મરણ પછી પણ નકામું છે. ૨૮

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे श्रद्धात्रयविभागयोगो नाम सप्तदशोऽध्यायः १७

સત્તરમો અધ્યાય સમાપ્ત.

# अध्याय १८ मो.

अर्जुन उवाच ।

संन्यासस्यमहाबाहोतत्त्वमिच्छामिवेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥

અર્જુને કહ્યું:-હે મહાબાહુ! હે હૃષીકેશ! (ઇંદ્રિયોને વશમાં રાખનાર) હે કેશી દૈત્યનો નાશ કરનાર! સંન્યાસ અને ત્યાગનું જુદું જુદું તત્વ જાણવાને હું ઇચ્છું છું. ॥ ૧ ॥

श्रीभगवानुवाच ।

काम्यानां कर्मणांन्यासंसंन्यासं कवयोविदुः।
सर्वकर्मफलत्यागं प्राहुस्त्यागंविचक्षणाः ॥

શ્રી ભગવાન બોલ્યાઃ-ફળની ઇચ્છાવાળાં કર્મનો ત્યાગ કરવો તેને જ્ઞાનીઓ સંન્યાસ કહે છે, અને સર્વ કર્મનાં ફળ છોડી દેવાં તેને ડાહ્યા માણસો ત્યાગ કહે છે. ॥ ૨ ॥

त्याज्यंदोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।

यज्ञदानतपःकर्म न त्याज्यमिति चापरे ॥

કર્મ દોષથી ભરેલાં છે માટે તેને તજી દેવાં એમ કેટલાક જ્ઞાની કહે છે, પણ યજ્ઞ, દાન અને તપ એ કર્મ તજી દેવાં નહિ. ॥ ૩ ॥

निश्चयं शृणु मे तत्र त्यागे भरतसत्तम ।
त्यागोहिपुरुषव्याघ्रत्रिविधः संप्रकीर्तितः ॥

હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન ! ત્યાગની બાબતમાં મારો નિશ્ચય છે તે સાંભળ. હે પુરૂષોમાં વાઘ જેવા અર્જુન ! ત્યાગ ત્રણ પ્રકારનો કહેલો છે. ॥ ૪ ॥

यज्ञदानतपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥

યજ્ઞ, દાન અને તપ એ કર્મ તો કદી તજવાંજ નહિ કારણ કે તે કર્મ તો બુદ્ધિમાન મનુષ્યોને પાવન કરનારાં છે. ॥ ૫ ॥

एतान्यपि तु कर्माणिसङ्गंत्यक्त्वाफलानि च ।

कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥

હે પાર્થ ! એ કર્મ તો મમતા અને ફળનો ત્યાગ કરીનેજ કરવાં જોઈએ એ મારો નિશ્ચય અને ઉત્તમ અભિપ્રાય છે. ॥ ૬ ॥

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः॥

જે કર્મ કરવાનાં નક્કી કરેલાં છે તે કર્મ તજી દેવાં એ યોગ્ય નથી અને મે હુથી જો તેનો ત્યાગ કરવામાં આવે તો તે ત્યાગ તામસી કહેવાય છે. ॥ ૭ ॥

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत्॥

આનાથી દુ:ખ થશે એમ ધારી શરીરને કલેશ થવાના ભયથી જે કોઇ કર્મને તજી દે છે, તે ત્યાગ રજોગુણી કહેવાય છે અને તેને ત્યાગનું ફળ મળતું નથી. ॥ ૮ ॥

कार्यमित्येव यत्कर्म
नियतं क्रियतेऽर्जुन ।
सङ्गं त्यक्त्वा फलं चैव
स त्यागः सात्त्विको मतः ॥९॥

હે અર્જુન ! જે કર્મ નક્કી કરવાનું છે તે કરવુંજ જોઇએ એવું સમજીને મમતા અને ફળની ઇચ્છા તજી દઈને જે કર્મ કરવામાં આવે છે તેને સાત્વિક ત્યાગ કહે છે. ॥ ૯ ॥

न द्वेष्ट्यकुशलं कर्म कुशले नानुषज्जते ।
त्यागी सत्त्वसमाविष्टो मेधावी छिन्नसंशयः ॥

સત્વ ગુણમાં પેઠેલો, સંશય રહિત થયેલો, બુદ્ધિમાન ત્યાગી નુકશાન કરનારાં કર્મને ધિક્કારતો નથી તેમજ લાભકારક કર્મનો રાગી થતો નથી. ॥ ૧૦ ॥

नहि देहभृता शक्यं त्यक्तुं कर्माण्यशेषतः ।
यस्तु कर्मफलत्यागी स त्यागीत्यभिधीयते ॥

દેહાભિમાની સમૂળાં કર્મનો ત્યાગ કરી શકતોજ નથી, પણ જે કર્મનાં ફળનો ત્યાગ કરીને કર્મ કરે છે તે જ ત્યાગી કહેવાય છે. ॥ ૧૧ ॥

अनिष्टमिष्टंमिश्रं च त्रिविधंकर्मणःफलम् ।
भवत्यत्यागिनांप्रेत्य नतुसंन्यासिनां कचित्॥

જે ત્યાગી નથી તેને કર્મનું ફળ ત્રણ પ્રકારનું મળે છે—સારૂં, નઠારૂં અને સારૂં તથા નઠારૂં એમ મિશ્ર; પણ સંન્યાસીને એમાંનું કંઈ થતું નથી. ॥ ૧૨ ॥

पञ्चैतानिमहाबाहो कारणानिनिबोध मे ।
सांख्ये कृतान्तेप्रोक्तानिसिद्धयेसर्वकर्मणाम्॥

હે મહાબાહુ અર્જુન ! સર્વ કર્મની સિદ્ધિ માટે સાંખ્યશાસ્ત્રમાં જે પાંચ કારણો કહ્યાં છે તે મારી પાસેથી તું જાણી લે. ॥ ૧૩ ॥

अधिष्ठानं तथा कर्ताकरणं च पृथग्विधम् ।

विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥

અધિષ્ઠા, કર્ત્તા, વિવિધ ઇંદ્રિયો, વિવિધ ચેષ્ટાઓ અને દૈવ પણ પાંચમું કારણ ગણાય છે.

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥

કાય, વાણી અને મનથી જે સારૂં નઠારૂં કર્મ માણસ કરે છે તે ( કર્મના ) આ પાંચ હેતુઓ છે. ॥ ૧૫ ॥

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥

એમ છતાં પણ આત્મા જે અલગ છે તે આત્માને ખોટી સમજણને લીધે અને કેળવાયા વિનાની બુદ્ધિને લીધે જે કર્ત્તા સમજે છે તે ખરૂં જોતાં સમજતો નથી. ૧૬ ॥

यस्य नाहंकृतोभावोबुद्धिर्यस्य नलिप्यते ।
हत्वापिसइमाँल्लोकान्नहन्ति न निबद्ध्यते ॥

જેનામાં અહંભાવ નથી અને જેની બુદ્ધિને કશો લેપ થતો નથી તે અત્રેના સઘળા લોકોને મારી નાંખે છે તો પણ તે મારનારો નથી તેમ તેને કંઇ બંધન પણ થતું નથી. ૧૭

ज्ञानं ज्ञेयं परिज्ञाता त्रिविधा कर्मचोदना ।
करणं कर्म कर्तेति त्रिविधाः कर्मसंग्रहः ॥

જ્ઞાન, જ્ઞેય ( જાણવાની વસ્તુ ) અને જ્ઞાતા ( જાણનાર ) એ ત્રણ કર્મને ઉત્તેજન આપનાર છે અને ઇંદ્રિય, કર્મ અને કર્ત્તા એ ત્રણ કર્મ કરનાર છે. ॥ ૧૮ ॥

ज्ञानं कर्म च कर्ता च त्रिधैव गुणभेदतः ।
प्रोच्यतेगुणसंख्यानेयथावच्छृणुतान्यपि ॥

ગુણના ભેદને લીધે જ્ઞાન, કર્મ અને કર્ત્તા પણ ત્રણ પ્રકારનાં છે. ગુણોના વર્ણનમાં જે હું તને કહું છું તે તું બરાબર સાંભળી લે. ૧૯

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।

अविभक्तंविभक्तेषुतज्ज्ञानंविद्धिसात्त्विकम्॥

જે જ્ઞાન વડે કદી પણ નાશ ન પામે એવું એકજ મૂળ કારણ સર્વ ભૂતોમાં જોઈ શકાય છે, અને જે જુદા જુદા ભૂતોમાં વ્હેંચાયલું રહીને પણ વ્હે ચાયલું દેખાતું નથી તે જ્ઞાન-ને સાત્વિક જ્ઞાન જાણવું. ॥ ૨૦ ॥

पृथक्त्वेनतुयज्ज्ञानंनानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानंविद्धि राजसम् ॥

પણ જે જ્ઞાનથી સર્વ ભૂતોમાંના જુદા જુદા ગુણો ખરેખરા જુદા જુદાજ જણાય છે તે જ્ઞાન રજોગુણી જાણવું. ॥ ૨૧ ॥

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥२२

જેથી એક કાર્ય અથવા વસ્તુને પરિ-પૂર્ણ માનવામાં આવે છે, જે કારણ વિનાનું છે, જેમાં કંઈ ખરૂં તત્ત્વ નથી અને અલ્પ

છે તે તામસી જ્ઞાન કહેવાય છે. ॥ ૨૨ ॥

नियतं सङ्गरहितमरागद्वेषतः कृतम् ।
अफलप्रेप्सुना कर्म यत्तत्सात्त्विकमुच्यते ॥

જે કર્મ કરવાનું કહેલું છે તે કર્મ સંગરહિત હોઇને તથા પ્રીતિ અને દ્વેષભાવ રાખ્યા વિના તેમજ ફળની ઇચ્છા વિના કરવામાં આવ્યું હોય તો તે સાત્ત્વિક કહેવાય છે. ॥ ૨૩ ॥

यत्तु कामेप्सुना कर्म साहंकारेण वा पुनः।
क्रियतेबहुलायासंतद्राजसमुदाहृतम् ॥२४॥

જે કર્મ ફળની ઇચ્છાથી અથવા અહંકારથી કરવામાં આવે છે અને જેમાં ઘણો શ્રમ પડે છે તે રાજસી કર્મ કહેવાય છે. ૨૪

अनुबन्धं क्षयं हिंसामनपेक्ष्य च पौरुषम् ।
मोहादारभ्यतेकर्मतत्तामससमुदाहृतम् ॥२५॥

પરિણામનો, ક્ષયનો, હિંસાનો અને પોતા-

ની શક્તિનો વિચાર કર્યા વગર મોહથી જે કરવામાં આવે છે તે તામસી કર્મ કહેવાય છે.

मुक्तसङ्गोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारःकर्तासात्विकउच्यते

મમતા રહિત, અહંભાવ વિનાનો, ધીરજ અને ઉત્સાહવાળો કામ સિદ્ધ થાય કે ના થાય તેની ચિંતા રાખ્યા વગર જે મનુષ્ય કર્મ કરે છે, તે સાત્વિક કર્તા કહેવાય છે. ॥ ૨૬

रागी कर्मफलप्रेप्सुर्लुब्धोहिंसात्मकोऽशुचिः।
हर्षशोकान्वितःकर्त्ता राजसः परिकीर्तितः॥

મમતાવાળો, કર્મના ફળની ઇચ્છાવાળો, લોભી, હિંસા કરનાર, અપવિત્ર અને હર્ષ તથા શોક કરનારો રજોગુણી કહેવાય છે. ૨૭

अयुक्तः प्राकृतःस्तब्धःशठोनैष्कृतिकोऽलसः।
विषादी दीर्घसूत्री च कर्तातामस उच्यते॥

મનને વશ નહિ રાખનાર, અવિવેકી, મૂઢ,

શઠ, અનિષ્ટ ઇચ્છનારો, આળસુ, ખેદ કરનારો, અને કામને આગળ પર હંમેશાં ઠેલનારો જે કર્તા તે તમોગુણી કહેવાય છે. ॥ ૨૮ ॥

बुद्धेर्भेदं धृतेश्चैव गुणतस्त्रिविधं श्रृणु ।
प्रोच्यमानमशेषेण पृथक्त्वेन धनंजय ॥२९

હે ધનંજય ! ગુણોના ભેદ પ્રમાણે બુદ્ધિ અને ધીરજ ત્રણ જાતનાં છે તે હું તને જુદાં જુદાં કહું છું તે સાંભળ. ॥ ૨૯ ॥

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बन्धं मोक्षंचया वेत्ति बुद्धिःसा पार्थसात्त्विकी

હે પાર્થ ! પ્રવૃત્તિ, નિવૃત્તિ, કરવા યોગ્ય અને નહિ કરવા યોગ્ય કર્મ, ભય, અભય, બંધ તથા મોક્ષ જે કોઈ જાણે છે તેની બુદ્ધિ સાત્વિક છે. ॥ ૩૦ ॥

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिःसापार्थराजसी ॥

હે પાર્થ ! જે બુદ્ધિ વડે ધર્મ, અધર્મ તથા કરવાનું અને નહિ કરવાનું, બરાબર જણાતું નથી તે બુદ્ધિ રજોગુણી છે. ॥ ૩૧ ॥

अधर्मं धर्ममिति या मन्यते तमसावृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥

અજ્ઞાનથી ઢંકાઈ ગયેલા જે અધર્મને ધર્મ માને છે અને સર્વ બાબતોને ઉલટી માને છે તેમની બુદ્ધિ હે પાર્થ ! તામસી છે. ૩૨

धृत्या यया धारयते
मनःप्राणेन्द्रियक्रियाः ।
योगेनाव्यभिचारिण्या
धृतिः सा पार्थ सात्त्विकी ॥ ३३ ॥

હે પાર્થ ! અસ્ખલિત યોગને લીધે જે ધીરજથી મન, ઇંદ્રિયો અને પ્રાણની ક્રિયાઓને રોકી રખાય છે તે સાત્વિક ધીરજ છે. ૩૩

यया तु धर्मकामार्थान्धृत्या धारयतेऽर्जुन ।

प्रसंगेनफलाकाङ्क्षीधृतिःसा पार्थराजसी ॥

હે અર્જુન! જે ધીરજથી ધર્મ, અર્થ અને કામને ધારણ કરી શકાય અને પ્રસંગ આવતાં કર્મના ફળની ઈચ્છા રાખવામાં આવે તે ધીરજ રજોગુણી છે. ૩૪

यया स्वप्नं भयं शोकं विषादं मदमेव च ।

न विमुञ्चतिदुर्मेधाधृतिः सा पार्थ तामसी ॥

હે પાર્થ! જેથી કરીને મનુષ્ય ઉંઘ, ભય, શોક, સંતાપ, મદ અને મૂર્ખતા છોડતો નથી તે ધીરજ તામસી છે. ૩૫

सुखं त्विदानीं त्रिविधं शृणु मे भरतर्षभ ।

अभ्यासद्रमते यत्र दुःखान्तंचनिगच्छति ॥

હે ભરતકુળમાં શ્રેષ્ઠ! હવે ત્રણ જાતનું જે સુખ છે તે તું મારી પાસેથી સાંભળી લે. તેમાં અભ્યાસ રાખ્યાથી માણસ પ્રસન્ન થાય છે અને દુઃખના અંતને પામે છે. ૩૬

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥

જે આરંભમાં વિષ જેવું હોય પણ પરિણામે અમૃત તુલ્ય હોય અને આત્મજ્ઞાનથી ઉત્પન્ન થયેલું હોય તે સુખ સાત્ત્વિક કહેલું છે. ૩૭

विषयेन्द्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥

વિષયો તથા ઇંદ્રિયોના સંયોગથી જે સુખ આરંભમાં અમૃત જેવું પણ અંતે વિષ જેવું હોય તે સુખ રજોગુણી કહેલું છે. ॥ ૩૮ ॥

यदग्रे चानुबन्धे च सुखं मोहनमात्मनः ।
निद्रालस्यप्रमादोत्थं तत्तामसमुदाहृतम् ॥

જે આરંભમા તેમજ અંતે આત્માને મોહમાં નાખનાર છે અને ઉંઘ, આળસ તથા પ્રમાદથી ઉત્પન્ન થયેલું છે તે સુખ તમોગુણી કહેલું છે. ૩૯

न तदस्तिपृथिव्यां वादिवि देवेषु वापुनः ।
सत्त्वंप्रकृतिजर्मुक्तंयदेभिःस्यात्त्रिभिर्गुणैः ॥

પૃથ્વી ઉપર અથવા સ્વર્ગમાં દેવતાઓમાં પણ એવું કોઇ સત્ત્વ નથી કે જે પ્રકૃતિજન્ય આ ત્રણ ગુણથી મુક્ત થયેલું હોય. ૪૦

ब्राह्मणक्षत्रियविशां शूद्राणां च परंतप ।
कर्माणि प्रविभक्तानि स्वभावप्रभवैर्गुणैः ॥

હે શત્રુઓને તાપ કરનાર ! બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર એ સર્વનાં કર્મ તેઓના સ્વભાવથી થયેલા ગુણોના પ્રમાણમાં વ્હેંચી નાંખેલાં હોય છે. ૪૧

शमो दमस्तपः शौचं क्षान्तिरार्जवमेव च ।
ज्ञानंविज्ञानमास्तिक्यंब्रह्मकर्मस्वभावजम् ॥

શમ ( મનને શાંત રાખવું ), દમ (ઇંદ્રિયોને વશ રાખવી), તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, જ્ઞાન, અનુભવ સાથે જ્ઞાન, અને આ-

સ્તિકપણું એ સ્વભાવથી ઉત્પન્ન થયેલાં બ્રાહ્મણનાં કર્મ છે. ૪૨

शौर्यंतेजोधृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रं कर्म स्वभावजम् ॥

શૌર્ય, તેજ, ધીરજ, ચતુરાઈ, લડાઈમાં પાછું નહિ હઠવું, દાન અને રાજાના ગુણ એ ક્ષત્રીયોનાં સ્વભાવથી ઉત્પન્ન થયેલાં કર્મ છે. ॥ ૪૩ ॥

कृषिगोरक्ष्यवाणिज्यंवैश्यकर्मस्वभावजम् ।
परिचर्यात्मकं कर्म शूद्रस्यापि स्वभावजम् ॥

ખેતી, ગાયોનું પાલન અને વેપાર એ સ્વાભાવિક વૈશ્યોનાં કર્મ છે અને સર્વ વર્ણની સેવા કરવી એ શૂદ્રનું સ્વાભાવિક કર્મ છે. ૪૪

स्वे स्वेकर्मण्यभिरतः संसिद्धिंलभते नरः ।
स्वकर्मनिरतःसिद्धिंयथाविन्दति तच्छृणु ॥

પોત પોતાના કર્મમાં સંતોષ માનનાર મનુ-

ષ્ય સિદ્ધિ પ્રાપ્ત કરે છે. પોતાના કર્મમાં સંતોષ માનનારને સિદ્ધિ શી રીતે મળે છે તે સાંભળ. ॥ ૪૫ ॥

**यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।**
**स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥**

જેનાથી સર્વ ભુતોની પ્રવૃત્તિ છે અને જેનાથી આ સઘળુ વિસ્તારને પામ્યુ છે તેને (પરમેશ્વર) પોતાના કર્મથી ઉપાસીને માણસ સિદ્ધિ મેળવે છે. ॥ ૪૬ ॥

**श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।**
**स्वभावनियतं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥**

સારી રીતે સ્થપાએલા ગુણવાળા પારકા ધર્મ કરતાં ઓછા ગુણવાળો પોતાનો ધર્મ વધારે કલ્યાણકારક છે. સ્વભાવથી ઉત્પન્ન થયેલાં કર્મ કરનારને પાપ લાગતું નથી. ૪૭

**सहजं कर्म कौन्तेय सदोषमपि न त्यजेत् ।**

सर्वारम्भा हि दोषेण धूमेनाग्निरिवावृताः ॥

હે કુંતાના પુત્ર! સ્વભાવથી ઉત્પન્ન થયેલું કર્મ દોષવાળું હોય તો પણ તે તજવું નહિ, કારણ કે જેમ અગ્નિ ધુમાડાથી વીંટાયલો હોય છે તેમ સઘળાં કર્મમાં દોષ રહેલા હોય છે જ. ॥ ૪૮ ॥

असक्तबुद्धिःसर्वत्रजितात्माविगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिंपरमांसंन्यासेनाधिगच्छति ॥

જેની બુદ્ધિ સર્વ જગાએ આસક્તિ વિનાની છે, જેણે પોતાના આત્માને વશ કરેલો છે અને જેણે સઘળી ઇચ્છાઓ તજી દીધેલી છે, તે મનુષ્ય સંન્યાસ વડે કર્મથી મુક્ત થઇને નિષ્કર્મ ( કર્મ નહિ કરવાની ) સિદ્ધિને પામે છે. ॥ ૪૯ ॥

सिद्धिंप्राप्तो यथा ब्रह्मतथाप्नोतिनिबोध मे ।
समासेनैव कौन्तेयनिष्ठा ज्ञानस्ययापरा ॥

હે કુંતાના પુત્ર! જ્ઞાનનો ઉંચામાં ઉંચો હેતુ જે બ્રહ્મ તેને સિદ્ધિ પામેલો માણસ કેવી રીતે પ્રાપ્ત કરે છે તે હું તને ટુંકામાં કહું છું તે તું જાણી લે. ॥ ૫૦ ॥

बुद्ध्याविशुद्धयायुक्तो धृत्यात्मानंनियम्य च।

शब्दादीन्विषयांस्त्यक्त्वारागद्वेषौव्युदस्यच॥

પવિત્ર બુદ્ધિવાળો થઇને, ધીરજથી આત્માને વશમાં રાખીને, શબ્દ વગેરે ઇંદ્રિયોના વિષયોને છોડી દઇને, પ્રીતિ અને વેરભાવ બાજુએ મૂકીને, ॥ ૫૧ ॥

विविक्तसेवी लघ्वाशी यतवाक्कायमानसः।

ध्यानयोगपरोनित्यंवराग्यंसमुपाश्रितः ॥

એકાંત સ્થાનમાં રહીને, અલ્પ ભોજન કરીને, મન, વાણી તથા કર્મને નિયમમાં રાખીને, સદા ધ્યાન યોગમાં મન પરોવીને અને વૈરાગ્યને વળગી રહીને, ॥ ૫૨ ॥

अहंकारं बलं दर्पं कामं क्रोधं परिग्रहम् ।
विमुच्य निर्ममः शांतोब्रह्मभूयाय कल्पते ॥

અહંકાર, બળ, ગર્વ, કામ, ક્રોધ, તથા પરિગ્રહને ( કાંઇ લેવું તે ) છોડીને, મમતા રહિત અને શાંત થઇને તે બ્રહ્મ થવાને યોગ્ય થાય છે. ॥ ૫૩ ॥

ब्रह्मभूतः प्रसन्नात्मा न शोचतिनकांक्षति ।
समः सर्वेषु भूतेषु मद्भक्ति लभते पराम् ॥

બ્રહ્મ થઇને પોતાના આત્મામાંજ પ્રસન્ન રહીને તે કોઇ વાતનો શોક કે કંઇ ઇચ્છા કરતો નથી અને સર્વ ભૂત તરફ સમાન દૃષ્ટિ વાળો થઇને તે મનુષ્ય મારી ઉંચામાં ઉંચી ભક્તિ પ્રાપ્ત કરે છે. ॥ ૫૪ ॥

भक्त्यामामभिजानातियावान्यश्चास्मितत्त्वतः।
ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनंतरम् ॥

ભક્તિથી મને બરાબર રીતે જાણે છે કે હું

કેવો છું અને મારૂં તત્વ શું છે ? મારૂં તત્વ જાણીને પછી તરતજ તે તે તત્વમાં મળી જાય છે. ॥ ૫૫ ॥

सर्वकर्माण्यपि सदा कुर्वाणो मद्व्यपाश्रयः ।
मत्प्रसादादवाप्नोति शाश्वतं पदमव्ययम् ॥

મારો આશ્રય રાખીને સદા સઘળાં કર્મ કરવા છતાં પણ તે મારી કૃપાથી સદાકાળનું અવિનાશી પદ પામે છે. ॥ ૫૬ ॥

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥

માટે મનથી સર્વ કર્મ મારામાં અર્પણ કરીને અને મનેજ પ્રાપ્ત કરવાનો હેતુ રાખીને તથા બુદ્ધિયોગને આશ્રયે રહીને સદા મારામાંજ ચિત્ત રાખ. ॥ ૫૭ ॥

मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।
अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यसि ॥

મારામાં ચિત્ત રાખતાં મારી કૃપાથી તું સઘળાં સંકટ તરી જઈશ પણ જો અહંકારથી મારૂં કહેવું સાંભળીશ નહિ તો તું નાશ પામીશ. ॥ ૫૮ ॥

यदहंकारमाश्रित्यन योत्स्य इतिमन्यसे ।
मिथ्यैषव्यवसायस्तेप्रकृतिस्त्वांनियोक्ष्यति ॥

અહંકારને આશ્રયે રહીને જો તું એમ માનતો હોઇશ કે હું લડીશ નહિ તો એ તારો નિશ્ચય મિથ્યા છે કારણ કે પ્રકૃતિજ તમાં તને પકડી રાખશે. ૫૯

स्वभावजेन कौंतेय निबद्धः स्वेन कर्मणा ।
कर्तुंनेच्छसि यन्मोहात् करिष्यस्यवशोऽपितत्

હે કુંતાના પુત્ર! તારાં સ્વભાવથી ઉત્પન્ન થયેલા કર્મથી તું બંધાયેલો છે, અને મોહથી જે કરવાને ઇચ્છતો નથી તે તું પરવશ થઈને પણ કરીશ. ॥ ૬૦ ॥

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥

હે અર્જુન! પોતાની માયાથી ચક્ર ઉપર ચઢાવેલાં પુતળાંની પેઠે સર્વ જીવોને ભમાવતો ઈશ્વર સર્વ જીવોના હૃદયમાં રહે છે. ૬૧

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परांशांतिंस्थानंप्राप्स्यसिशाश्वतम्

માટે હે ભારત! સર્વ ભાવથી તું તેનેજ શરણે જા. તેની કૃપાથી ઉંચામાં ઉંચી શાંતિ અને સનાતન ધામ તને પ્રાપ્ત થશે. ૬૨

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया ।
विमृश्यतदशेषेण यथेच्छसि तथा कुरु ॥

આ પ્રમાણે ગુપ્તમાં ગુપ્ત જ્ઞાન મેં તને કહ્યું, એના ઉપર સંપૂર્ણ વિચાર કરીને તારી ઈચ્છામાં આવે તેમ કર. ॥ ૬૩ ॥

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मेदृढमितिततोवक्ष्यामितेहितम् ॥

વળી સર્વથી ગુપ્ત અને સારામાં સારૂં એક વચન હું તને કહું છું તે તું સાંભળ; તું મને અત્યંત વહાલો છે માટેજ હું તારા હિતને અર્થે તે તને કહું છું. ॥ ૬૪ ॥

मन्मना भवमद्भक्तोमद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसिसत्यं तेप्रतिजानेप्रियोऽसि मे ॥

મારામાંજ મન રાખ, મારોજ ભક્ત થા, મારૂંજ યજન કર અને મનેજ પ્રણામ કર. હું તને એ બાબતની પ્રતિજ્ઞા કરી કહું છું કે એમ કરવાથી ખરેખર તું મનેજ પામીશ, કારણ કે તું મને પ્રિય છે. ॥ ૬૫ ॥

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहंत्वासर्वपापेभ्यो मोक्षयिष्यामिमाशुचः ॥

સર્વ ધર્મને તજી દઇને મારે એકલાનેજ

શરણે આવીને રહે. હું તને સર્વ પાપથી મુક્ત કરીશ, માટે તું શોક કરીશ નહિ. ૬૬

इदं ते नातपस्काय नाभक्ताय कदाचन।
न चाशुश्रूषवे वाच्यंनचमां योऽभ्यसूयति॥

જે ધર્મ પ્રમાણે વર્તતો નથી, જે ભક્તિ રહિત છે, જે જ્ઞાન પ્રાપ્ત કરવાને ગુરૂ સેવા કરવા ઇચ્છતો નથી તથા જે મારી નિંદા કરનારો છે તેને આ વાત તારે કહેવી નહિ. ૬૭

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति।
भक्तिमयिपरांकृत्वा मामेवैष्यत्यसंशयम्॥

આ મોટી ગુહ્ય વાત જે સારા ભક્તોને સંભળાવશે તે મારી ઉંચા પ્રકારની ભક્તિ કરીને મનેજ પ્રાપ્ત થશે એમાં સંશય નથી. ૬૮

न च तस्मान्मनुष्येषुकश्चिन्मेप्रियकृत्तमः।
भविता न च मे तस्मादन्यःप्रियतरोभुवि॥

તેવું કરનાર મનુષ્યના કરતા બીજો કોઇ

મને વધારે વ્હાલો નથી અને પૃથ્વીમાં તેના કરતાં બીજો કોઈ વધારે વ્હાલો થવાનો પણ નથી. ॥ ૬૯ ॥

अध्येष्यते च य इमंधर्म्यं संवादमावयोः ।
ज्ञानयज्ञेन तेनाहमिष्टःस्यामिति मे मतिः ॥

આપણા આ ધર્મયુક્ત સંવાદનો જે કોઈ અભ્યાસ કરશે, તેણે મને જ્ઞાનયજ્ઞ વડે પૂજ્યો છે એમ હું માનીશ. ॥ ૭૦ ॥

श्रद्धावाननसूयश्च
शृणुयादपि यो नरः
सोऽपि मुक्तः शुभाँल्लोकान्
प्राप्नुयात्पुण्यकर्मणाम् ॥७१॥

જે મનુષ્ય નમ્રતાથી અને ઈર્ષ્યારહિત. ન-ગર આ જ્ઞાન સાંભળશે તે પાપથી મુક્ત થઈ પુણ્ય કર્મ કરનારા પવિત્ર લોકને પામશે. ૭૧

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।

कच्चिदज्ञानसंमोहः प्रणष्टस्ते धनंजय॥७२॥

હે પાર્થ ! તેં એક ચિત્તથી આ સર્વ સાંભળ્યું કે નહિ ? હે ધનંજય ! હવે તારો અજ્ઞાનથી ઉત્પન્ન થયેલો મોહ નાશ પામ્યો કે કેમ ?

अर्जुन उवाच ।

नष्टोमोहःस्मृतिर्लब्धात्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मिगतसंदेहः करिष्येवचनं तव ॥

અર્જુને કહ્યું:–હે અચ્યુત ! તમારી કૃપાથી મારો મોહ નાશ પામ્યો છે અને સત્યનું મને સ્મરણ થયું છે. મારી સર્વ શંકાઓ દુર થઈ છે અને હું સ્થિર થયો છું, હવે હું તમારા કહેવા પ્રમાણે કરીશ. ॥ ૭૩ ॥

संजय उवाच ।

इत्यहं वासुदेवस्य पार्थस्य च महात्मनः ।
संवादमिममश्रौषमद्भुतं रोमहर्षणम् ॥७४॥

સંજયે કહ્યું:–આ પ્રમાણે શ્રી કૃષ્ણનો અને

મહાત્મા અર્જુનનો ચમત્કારી અને રોમ ઉ-
ભાં કરે એવો સંવાદ મેં સાંભળ્યો. ॥ ૭૪ ॥

व्यासप्रसादाच्छ्रुतवानेतद्गुह्यमहं परम् ।
योगंयोगेश्वरात्कृष्णात्साक्षात्कथयतःस्वयम्॥

શ્રી વ્યાસજીની કૃપાથી સાક્ષાત યોગેશ્વર
શ્રી કૃષ્ણે પોતેજ કહેલો પરમ ગુહ્ય એવો જે
યોગ તે મેં સાંભળ્યો છે. ॥ ૭૫ ॥

राजन्संस्मृत्य संस्मृत्य संवादमिमद्भुतम् ।
केशवार्जुनयोः पुण्यं हृष्यामि च मुहुर्मुहुः ॥

હે રાજન્ ! કેશવ અને અર્જુનનો આ પ-
વિત્ર અને અદ્ભુત સંવાદ સંભારી સંભારીને
હું વારંવાર આનંદ પામું છું. ॥ ૭૬ ॥

तच्च संस्मृत्य संस्मृत्य रूपमत्यद्भुतं हरेः ।
विस्मयोमेमहान्राजन् हृष्यामिचपुनःपुनः॥

વળી હે રાજન્ ! શ્રી હરિનું તે ઘણું અદ્ભુ-

ત રૂપ સંભારી સંભારીને હું મહા આશ્ચર્ય પામું છું અને વારંવાર ખુશી થાઉં છું ૭૭

यत्र योगेश्वरः कृष्णो यत्रपार्थो धनुर्धरः ।
तत्र श्रीविजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥

જ્યાં યોગેશ્વર શ્રી કૃષ્ણ છે અને જ્યાં ધનુ-ષધારી અર્જુન છે ત્યાં લક્ષ્મી, જય, સંપત્તિ અને અચળ નીતિ રહે છે એમ માનું છું. ૭૮

इति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मवि-
द्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे
मोक्षसंन्यासयोगो नामा-
ष्टादशोऽध्यायः ॥१८॥

અઢારમો અધ્યાય સમાપ્ત.

ઇતિ શ્રીમદ્ભગવદ્ગીતા સમાપ્ત.

# अथ करन्यासः

ॐ अस्य श्रीविष्णोर्दिव्यसहस्रनामस्तोत्रमन्त्रस्य भगवान्वेदव्यासऋषिः॥ श्रीविष्णुः परमात्मा देवता॥ अनुष्टुप् छन्दः ॥ अमृतांशूद्भवो भानु-रिति बीजम् ॥ देवकीनंदनः स्रष्टेति शक्तिः॥ त्रिसामा सामगः सामेति हृदयम् ॥ शङ्खभृन्नं-दकी चक्रीति कीलकम् ॥ शार्ङ्गधन्वा गदाधर इत्यस्त्रम् ॥ रथाङ्गपाणिरक्षोभ्य इति कवचम्॥ उद्भवः क्षोभणो देव इति परमो मन्त्रः ॥

ॐ શ્રી વિષ્ણુના દિવ્ય સહસ્રનામવાળાં આ સ્તોત્ર મંત્રના ઋષિ (દ્રષ્ટા) ભગવાન વેદવ્યાસ છે; આ મંત્રના દેવતા શ્રીવિષ્ણુ પરમાત્મા છે; એનો છંદ અનુષ્ટુપ છે; એનું બીજ (કારણ)નું નામ " अमृतांशूद्भवो भानुः" છે, એની શ-ક્તિનું નામ "देवकीनंदनः स्रष्टा" છે; એનાં હૃદયનું નામ "त्रिसामा सामगः साम" છે; એના કીલક (એક ઠેકાણે સ્થિર કરનાર ખીલા) નું નામ "शंखभृन्नंदकी चक्री" છે; એના અ-

અનું નામ "शार्ङ्गधन्वा गदाधरः" છે; એના કવચનું નામ "रथाङ्गपाणिरक्षोभ्यः" છે; અને એના પરમ મંત્રનું નામ "उद्भवः क्षोभणो देवः" છે.

श्रीमहाविष्णुप्रीत्यर्थे जपे विनियोगः ।

विश्वं विष्णुर्वषट्कार इत्यङ्गुष्ठाभ्यां नमः ॥

શ્રીમહાવિષ્ણુની પ્રીતિ ( કૃપા ) ને માટે એ મંત્રના જપનો આરંભ કરૂં છું. બે ( હાથના ) અંગુઠાના મૂળ સાથે તર્જનીના અંત ભાગનો સ્પર્શ કરીને विश्वंविष्णुर्वषट्कारः એ મંત્ર બોલી નમસ્કાર કરવા.

अमृतांशूद्भवो भानुरिति तर्जनीभ्यां नमः॥

બે ( હાથની ) તર્જની ( અંગુઠા પાસેની આંગળીઓ ) નો અંગુઠા સાથે સ્પર્શ કરી अमृतांशूद्भवोभानुः એ મંત્ર બોલી નમસ્કાર કરવા.

ब्रह्मण्यो ब्रह्मकृद्ब्रह्मेति मध्यमाभ्यां नमः ॥

બે ( હાથની ) મધ્યમાં ( વચલી ) આંગળી-

ઓનો અંગુઠા સાથે સ્પર્શ કરી-ब्रह्मण्यो ब्रह्मकृद्ब्रह्मा એ મંત્ર બોલી નમસ્કાર કરવા.

**सुवर्णबिन्दुरक्षोभ्य इत्यनामिकाभ्यां नमः ॥**

બે ( હાથની ) અનામિકા ( નામ વિનાની ચોથી ) આંગળીઓનો અંગુઠા સાથે સ્પર્શ કરી सुवर्णबिन्दुरक्षोभ्यः આ મંત્ર ભણીને નમસ્કાર કરવા.

**निमिषोऽनिमिषःस्रग्वीतिकनिष्ठिकाभ्यांनमः**

બે ( હાથની ) ટચલી ( છેલ્લી નાની આંગળીઓ ) નો અંગુઠા સાથે સ્પર્શ કરી निमिषोऽनिमिषः स्रग्वी આ મંત્ર ભણીને નમસ્કાર કરવા.

**रथाङ्गपाणिरक्षोभ्यइतिकरतलकरपृष्ठाभ्यांनमः**

બે હાથની હથેલી અને પાછલા ભાગનો સ્પર્શ કરી रथाङ्गपाणिरक्षोभ्यः એ મંત્ર બોલી નમસ્કાર કરવા.

**इतिकरन्यासः**

કરન્યાસનો વિધિ સમાપ્ત

# अथ हृदयादिषडङ्गन्यासः

## હવે હૃદયાદિ ૭ અંગોનો ન્યાસ કહ્યો છે

सुव्रतः सुमुखः सूक्ष्मःज्ञानाय हृदयाय नमः॥

બે હાથના અગ્ર ભાગ વડે હૃદયનો સ્પર્શ કરી, सुव्रतः सुमुखः सूक्ष्मः ज्ञानाय આ મંત્ર બોલી હૃદયને નમસ્કાર કરવા.

सहस्रमूर्धा विश्वात्माऐश्वर्याय शिरसे स्वाहा॥

બે હાથના અગ્રભાગથી માથાનો સ્પર્શ કરી सहस्रमूर्धा विश्वात्मा ऐश्वर्याय આ મંત્ર બોલી મસ્તકને સ્વાહા કરવું.

सहस्रार्चिः सप्तजिह्वः शक्त्यै शिखायै वषट्॥

બે હાથના અગ્રભાગથી શિખા ( ચોટલી ) નો સ્પર્શ કરી सहस्रार्चिः सप्तजिह्वः शक्त्यै એ મંત્ર બોલી શિખાને વષટ્કાર કરવો.

त्रिसामा सामगः साम बलाय कवचाय हुं॥

બે હાથની હથેલીઓનો પોતપોતાની બાજુના ખભા સાથે સ્પર્શ કરી त्रिसामा सामगः

સામ બલાય એ મંત્ર ભણી કવચ પહેરવાની ભાવના કરવી.

रथाङ्गपाणिरक्षोभ्यः तेजसे नेत्राभ्यां वौषट्॥

એ હાથના અગ્રભાગથી બન્ને નેત્રોનો અને એ ભ્રમર વચ્ચેના અદૃષ્ટ નેત્રનો સ્પર્શ કરી रथांगपाणिरक्षोभ्यः तेजसे એ મંત્ર ભણીને નેત્રોનો વૌષટ્ કરવો.

शार्ङ्गधन्वा गदाधरः वीर्याय अस्त्राय फट् ॥

જમણો હાથ માથે ફેરવી शार्ङ्गधन्वा गदाधरः वीयार्य એ મંત્ર ભણીને ડાબા હાથની હથેલીમાં તાળી વગાડી અસ્ત્રનો ફટ કરવો.

ऋतुःसुदर्शनः कालः भूर्भुवस्स्वरोम्॥दिग्बन्धः

હાથમાં જળ લેઈ ऋतुः सुदर्शन कालः भूर्भुवस्स्वरोम् એ મંત્ર બોલી ચારે દિશામાં પાણી છાંટી દિગબંધ કરવો.

इति हृदयादिषडङ्गन्यासः

આ પ્રમાણે હૃદયાદિ છ અંગનો ન્યાસ પૂર્ણ કરવો.

# अथ ध्यानम्

## ધ્યાનવિધિ

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशम् ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभाङ्गम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यम् ।
वन्दे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् १

શાંત જેની આકૃતિ છે, ભુજગ ( શેષનાગ ) જેનું શયન છે, કમળ જેવી જેની નાભિ છે, સુરો ( દેવતા ) ના જે ઇશ્વર છે, વિશ્વના જે આધાર છે, ગગનના જેવા જે ( નિરાકાર ) છે, મેઘના જેવો જેનો વર્ણ છે, શુભ જેનાં અંગો છે, લક્ષ્મીના જે કાન્ત છે, કમળ જેવાં જેનાં નેત્રો છે, યોગીઓને જે ધ્યાનથી જણાય છે, ભવ (સંસાર) ના ભય જે હરી લે છે, સર્વ લોકોના જે એકજ નાથ છે એવા શ્રીવિષ્ણુને હું વંદન કરું છું.

# ॥ अथ विष्णुसहस्रनाम प्रारंभः ॥

श्रीगणेशायनमः ॥ श्रीगोपालकृष्णायनमः

यस्य स्मरणमात्रेण जन्मसंसारबंधनात् ।
विमुच्यते नमस्तस्मै विष्णवे प्रभविष्णवे १

नमः समस्तभूतानामादिभूताय भूभृते ।
अनेकरूपरूपाय विष्णवेप्रभविष्णवे ॥२॥

જેના સ્મર્ણું માત્રથીજ પ્રાણી માત્ર જન્મ મરણ રૂપી સંસારના બંધથી મુક્ત થાય છે. તે મહાન્ વિષ્ણુ ભગવાનને નમસ્કાર કરૂં છું. તદનંતર સમસ્ત ભૂત–પ્રાણી માત્રના આદિ ભૂત, જગપોષક અને અનેક રૂપવાળા પ્રભ-વૈષ્ણુવ વિષ્ણુ ભગવાનને નમું છું. ॥ ૧–૨ ॥

॥ वैशंपायन उवाच ॥

श्रुत्वा धर्मानशेषेण पावनानि च सर्वशः ।
युधिष्ठिरःशांतनवं पुनरेवाभ्यभाषत ॥३॥

વૈશંપાયન કહે છે કે-હે જનમેજય ! સર્વ પ્રકારથી પવિત્રકારક સર્વ ધર્મોને સાંભળી યુધિષ્ઠિરે ભીષ્મને આ પ્રમાણે પૂછ્યું . ॥ ૩ ॥

॥ युधिष्ठिर उवाच ॥

किमेकं दैवतं लोके किंवाप्येकं परायणम् ।
स्तुवंतःकंकमर्चंतःप्राप्नुयुर्मानवाःशुभम् ॥४॥

યુધિષ્ઠિર પૂછે છે કે-હે પિતામહ ! આ લોકમાં ઉપાસનાને યોગ્ય દેવ તથા સુખ પ્રાપ્તિ થવાને યોગ્ય કોણ છે ? તથા જેની સ્તુતિ અને પૂજા કરવાથી મનુષ્ય મોક્ષ પામે તે દેવ કોણ છે ? ॥ ૪ ॥

को धर्मः सर्वधर्माणां भवतः परमोमतः ।
किंजपन् मुच्यतेजंतुर्जन्मसंसारबंधनात् ॥५

સર્વ ધર્મમાં તમારા મતથી કયો ધર્મ શ્રેષ્ઠ છે ? અને કોનો જાપ જપવાથી મનુ-ષ્ય જન્મ રૂપ સંસાર બંધનથી છુટે છે ? ૫

॥ भीष्म उवाच ॥

जगत्प्रभुं देवदेवमनंतं पुरुषोत्तमम् ।
स्तुवन्नामसहस्रेण पुरुषः सततोत्थितः ॥६॥
तमेव चार्चयन्नित्यं भक्त्या पुरुषमव्ययम् ।
ध्यायन् स्तुवन्नमस्यंश्च यजमानस्तमेवच ७
अनादिनिधनं विष्णुं सर्वलोकमहेश्वरम् ।
लोकाध्यक्षं स्तुवन्नित्यंसर्वदुःखातिगोभवेत् ॥
ब्रह्मण्यं सर्वधर्मज्ञं लोकानां कीर्तिवर्धनम् ।
लोकनाथं महद्भूतं सर्वभूतभवोद्भवम् ॥९॥

એવું સાંભળીને ભીષ્મ બોલ્યા—હે યુધિષ્ઠિર ! જે જગતના સ્વામી એટલે પ્રભુ તથા દેવોના દેવની સ્તુતિ કરે તેમની સ્તુતિ કરવાનાં એ પ્રમાણ ગીતામાં છે યેયથાઽઽતિ અનંત એટલે નાશ પ્રમાણ રહિત, પુરૂષોત્તમ એટલે બંધ અને મુક્ત નથી, વિલક્ષણ છે યસ્માત્ક્ષર ઇતિ. જીવન એવા ભગવાનની સાવધાન થઇ સહસ્ર નામથી સ્તુતિ કરતો કરતો એજ આ-

વિનાશી પુરૂષને પૂજતો પૂજતો અનાદિ નિધન એટલે જેને જન્મ મરણ નથી અને વિષ્ણુ એટલે વ્યાપક છે તથા સર્વ લોકના મહેશ્વર છે તેમનું ધ્યાન, પ્રશંસા, નમસ્કાર, પૂજા કરતો થકો તથા લોકાધ્યક્ષ એટલે સર્વ લોકોના પ્રવર્તક તથા બ્રહ્મણ્ય એટલે વેદ અને બ્રહ્માને પણ હિતકારક સર્વ ધર્મને જાણનાર, લોક જે ભક્તજન તેમની કીર્તિ વધારનાર એથી લોકનાથ, ભક્તોએ કરી યાચવા યોગ્ય કારણ, મહદ્ભુત એટલે મહંત, પૂજા લાયક એટલે પૂજ્ય છે, ભૂત એટલે માણસ જેનાં ધ્યાનાદિ કરીને તથા સર્વ ભૂત પ્રાણીઓના જેમ ઉદ્દારતા છે જેનાથી એવા ભગવાનની સ્તુતિ કરતો થકો સર્વ દુઃખોથી રહિત થાય છે. ॥૬-૯॥

एष मे सर्वधर्माणां धर्मोऽधिक तमो मतः ।
यद्भक्त्यापुंडरीकाक्षं स्तवैरर्चेन्नरःसदा १०

આ સર્વ ધર્મોમાં અતિ અધિક છે એવો

મારો મત એ છે જે ભક્તિ પૂર્વક સ્તુતિ કરીને એટલે ગુણ નામ કરી પુંડરીકાક્ષ ભગવાનનું મનુષ્ય સદા પૂજન કરે. ॥ ૧૦ ॥

परमं यो महत्तेजः परमं यो महत्तपः ।
परमं या महद्ब्रह्म परमं यः परायणम् ॥११

જેનું સર્વોત્તમ તેજ છે, સર્વોત્તમ મોટું તપ છે સર્વોત્તમ વ્યાપક અને સર્વોત્તમ આશ્રય છે.

पवित्राणां पवित्रं यो मंगलानां च मङ्गलम् ।
दैवतं देवतानां च भूतानां योऽव्ययः पिता

જે પવિત્રોમાં પણ શ્રેષ્ઠ પવિત્ર, મંગળોમાં શ્રેષ્ઠ મંગળ, દેવતામાં જે દૈવત એટલે સામર્થ્ય છે અને ભૂત-પ્રાણીના અવિનાશી પિતા છે.

यतः सर्वाणि भूतानि भवंत्यादियुगागमे ।
यस्मिंश्च प्रलयं यांति पुनरेव युगक्षये ॥१३
तस्य लोकप्रधानस्य जगन्नाथस्य भूपते ।
विष्णोर्नामसहस्रंमेश्रृणुपापभयापहम् ॥१४॥

આદિ યુગાગમના સમયમાં જેનાથી સર્વ

ભૂત–પ્રાણી થાય છે અને યુગનો ક્ષય થવાથી જેમાં લીન થઈ જાય છે, લોક પ્રધાન એટલે જેમાં લોક પ્રધાન છે, પ્રકર્ષે કરીને ધારણ કરી છે, જેમાં સર્વ ભૂત માત્ર સ્થિત છે એવા જગતના નાથ વિષ્ણુ ભગવાનનાં સહસ્ત્રનામ હે ભુપતે ! હે યુધિષ્ઠિર ! મારાથી સાંભળો, તે નામ પાપ ભયનાશક છે. ॥ ૧૩–૧૪ ॥

यानिनामानिगौणानिविख्यातानिमहात्मनः
ऋषिभिःपरिगीतानितानिवक्ष्यामिभूतये १५

જે ગુણોએ કરી વિષ્ણુનાં નામ પ્રસિદ્ધ છે અને ઋષિયોએ ગાયાં છે તે નામો ધર્મ, અર્થ, કામ અને મોક્ષ રૂપ સંપત્તિની પ્રાપ્તિના અર્થે કહું છું. ॥ ૧૫ ॥

विष्णोर्नामसहस्रस्य वेदव्यासो महामुनिः
छंदोऽनुष्टुप् तथादेवो भगवान् देवकीसुतः॥
विष्णुंजिष्णुंमहाविष्णुं प्रभविष्णुमहेश्वरं ।
अनेकरूपदैत्यांतं नमामिपुरुषोत्तमम् ॥१७

ॐ नमो भगवते वासुदेवाय ॥

ॐविश्वं विष्णुर्वषट्कारो भूतभव्यभवत्प्रभुः

भूतकृद्भूतभृद्भावो भूतात्मा भूतभावनः ॥१

વિશ્વ એટલે વિશ્વરૂપ સર્વંखल्वीदंब्रह्म ઇત્યાદિ પ્રમાણ છે. વિષ્ણુ વ્યાપક, વષટ્કાર એટલે યજ્ઞ यज्ञोविष्णु ઇતિ ભૂત એટલે થઇ ગયું. ભવ્ય એટલે થશે અને ભવત્ જે વર્તમાન તેના સ્વામી. ભૂતોના કર્તા, ભૂતોનું પોષણ કરનાર, સર્વના પૂજ્ય, સર્વ પ્રાણીના અંતરયામી (આત્મા ) ભૂતભાવન–ભૂતોને ઉત્પન્ન કર્તા. ૧

पूतात्मा परमात्मा च मुक्तानां परमा गतिः

अव्ययः पुरुषः साक्षी क्षेत्रज्ञोऽक्षर एवच २

જેનાથી જીવ શુદ્ધ થાય છે તે પૂતાત્મા(૧૦) આપજ સર્વોત્તમ ( પરમાત્મા ), જેના સાથે મુક્ત માણસોનો સંબંધ છે તે, અને જેનો નાશ નથી તે અવ્યય, પુરૂષ એટલે શરીર તે-

માં પ્રાપ્ત થયેલા એટલે બહુ શરીરોમાં વ્યાપ્ત છે, તથા કર્મ ફળથી તથા પ્રલયમાં બહુ ભુવનોના સંહાર કરનાર જે હોય તેને પુરૂષ કહીએ. સાક્ષાત જુવે તે સાક્ષી, સર્વ ક્ષેત્રોને જાણે તે ક્ષેત્રજ્ઞ, જે ક્ષર ન હોય એટલે જે સંસારમાં ન પડે તે અક્ષર. ॥ ૨ ॥

योगो योगविदां नेता प्रधान पुरुषेश्वरः ।
नारसिंहवपुःश्रीमान् केशवः पुरुषोत्तमः ३

જેથી કરીને આ જીવ ઈશ્વરથી યુક્ત હોય છે તે યોગ યોગરૂપ પણ આપજ છો તેથી યોગ નામ છે તે યોગ જેને પ્રાપ્ત થયો છે, તેને તથા નિર્વાહ કર્તા તેથી યોગ જાણનાર તથા પ્રધાન પ્રકૃતિ પુરૂષ જે જીવ તના ઈશ્વર તે પ્રધાન પુરૂષેશ્વર ( ૨૦ ) નર અને સિંહનું શરીર તે નારસિંહ વપુ, શ્રી વિદ્યમાન રહે છે જેનાથી તે શ્રીમાન્, જેના કેશ પ્રશસ્ત હોય તે કેશવ इशास्यकेशाज्ञमां એ વાક્યથી તેમના

કેશ મેઘ જેવા સર્વના જીવનપણાથી પ્રકાશિત ( જાહેર ) છે, જે બ ધાએલા અને મુક્ત એ બેથી ઉત્તમ તે પુરૂષોત્તમ. ॥ ૩ ॥

**सर्वः शर्वः शिवः स्थाणुर्भूतादिर्निधिरव्ययः**
**संभवो भावनो भर्ता प्रभवः प्रभुरीश्वरः ४**

જે સર્વ વસ્તુમાં વ્યાપ્ત હોય તે, सर्वसर्वसमाप्नोति પ્રમાણથી છે. જે પ્રલયમાં સર્વનો સંહાર કરે તે શર્વ, જે કલ્યાણકારક હોય તે શિવ; જે સર્વમાં સ્થિર હોય તે સ્થાણુ, ભૂતોના આદિ કારણ માટે ભૂતાદિ, આ જગત્ નિરંતર ધારણ કર્યું છે તે નિધિ, ને અવ્યય એટલે અવિનાશી તે નિધિ, અવ્યય [ ૩૦ ) શ્રેષ્ઠ પ્રયોજન માટે જેનો જન્મ છે તે સંભવ, ધર્મ સંસ્થાપન વગેરે પ્રમાણ છે, જે સર્વની ઉત્પત્તિ કર્તા તે ભાવન, સર્વનું ભરણ પોષણ કર્તા તે ભર્તા, સર્વ કર્મ કરવામાં સમર્થ તે પ્રભુ, જે ચાહે તે કરાવે ને કરે તે ઇશ્વર. ૪

स्वयंभूः शंभूरादित्यः पुष्कराक्षो महास्वनः
अनादिनिधनो धाता विधाता धातुरुत्तमः ५

સ્વયં ( પોતે ) પ્રકટ હોવાથી સ્વયંભુ, ભક્તોને સુખ કરે તે શંભુ, અદીતિના પુત્ર વામન તેથી આદિત્ય, પુષ્કર જે કમળ એના જેવાં નેત્ર તે પુષ્કરાક્ષ, ( ૪૦ ) મહાસ્વન એટલે શ્રેષ્ઠ–नमेभक्तइति પ્રમાણ–સ્વન એટલે શબ્દ ( વેદાદિ જેના શ્વાસ છે ) તે મહાસ્વન, જન્મ મરણ રહિત તે અનાદિનિધન, શેષાદિક રૂપોએ કરીને જગતને ધારણ કરે છે તે ધાતા, કર્મ અને ફળનું વિધાન કરનાર તે વિધાતા, ધાતા જે બ્રહ્મા તેનાથી ઉત્તમ તે ધાતુરૂત્તમ. ॥ ૫ ॥

अप्रमेयो हृषीकेशः पद्मनाभोमरप्रभुः ॥
विश्वकर्मामनुस्त्वष्टा स्थविष्ठः स्थविरो ध्रुवः ६

પ્રમાણ કરવામાં ન આવે તે અપ્રમેય, હૃષીકેશ જે ઇંદ્રિયો તેના ઇશ્વર તે હૃષીકેશ, નાભીમાં કમળ થવાથી પદ્મનાભ, દેવતાના પ્રભુ

તે અમર પ્રભુ, આ વિશ્વ જેનું કર્મ છે તે વિ-
શ્વકર્મા, (૫૦) જ્ઞાનીઓમાં શ્રેષ્ઠ છે માટે મનુ,
પ્રલયમાં જગતને સમક્ષ કરે છે તે ત્વષ્ટા, અ-
તિ સ્થુલપણાથી સ્થવિષ્ઠ, વૃદ્ધ થઈને સનાતન
છે તેથી સ્થવિરોધ્રુવ. ॥ ૬ ॥

अग्राह्यः शाश्वतः कृष्णो लोहिताक्षः प्रतर्दनः
प्रभूतस्त्रिककुब्धाम पवित्रं मंगलं परम् ॥७

મન વાણીથી ગ્રહણ ન થાય માટે અગ્રાહ્ય,
સદા રહે છે તેથી શાશ્વત, ભક્તોના મનનું આ
કર્ષણ કરે તેથી કૃષ્ણ, લાલ નેત્રથી લોહિતાક્ષ,
પ્રલયમાં જનોને મારે છે માટે પ્રતર્દન, જ્ઞાન
ઐશ્વર્યાદિક અધિક માટે પ્રભૂત. ( ૬૦ ) ઉ-
ર્ધ્વ અધો અને મધ્ય કકુભના ધામ તેથી ત્રિ-
કકુબ્ધામ, પાવન કરવાથી પવિત્ર, સર્વ મંગ-
ળમાં શ્રેષ્ઠ તે મંગળંપરં એ નામથી છે. ૭

ईशानः प्राणदः प्राणो ज्येष्ठः श्रेष्ठःप्रजापतिः।
हिरण्यगर्भो भूगर्भो माधवो मधुसूदनः ॥८।

સર્વના નિયંતા તેથી ઈશાન, પ્રાણદાતૃપણા-
થી પ્રાણદ, સર્વના ચેષ્ટાકારકપણાથી પ્રાણ,
અતિ મોટાપણાથી જ્યેષ્ઠ, અતિ ઉત્તમપણા-
થી શ્રેષ્ઠ, પ્રજા પાલનપણાથી પ્રજાપતિ, બ્ર-
હ્માંડ અંતર પ્રવેશ કરે છે તેથી હિરણ્યગર્ભ
( ૭૦ ) પૃથ્વીના કારણપણાથી ભૂગર્ભ, માયા-
ના પતિ તે માધવ, મધુ અસુરને માર્યો તેથી
મધુસૂદન નામ થયું. ॥ ૮ ॥

**ईश्वरो विक्रमी धन्वी मेधावी विक्रमः क्रमः**
**अनुत्तमो दुराधर्षः कृतज्ञः कृतिरात्मवान् ९**

સર્વ સમર્થ તેથી ઈશ્વર, વૈભવ હોય તે વિ-
ક્રમી, ધનુ જેને હોય તે ધન્વી, જેની બુદ્ધિ
ધારણ કરનારી હોય તે મેધાવી, વિક્રમ નામ
ગરૂડ તેના ઉપર બેસી ગમન કરે તે વિક્રમ,
જેનાથી ઉત્તમ નથી તે અનુત્તમ, ( ૮૦ )
શત્રુના ધર્ષણમાં ન આવે તે દુરાધર્ષ, પ્રાણી-
નાં પુણ્ય પાપકૃત કર્મ જાણે તે કૃતજ્ઞ, પુરૂ-

પોના પ્રયત્નપણાથી કૃતિ, આત્મા જે અનંત જીવ જેમાં છે તેથી આત્મવાન. ॥ ૯ ॥

**सुरेशः शरणं शर्म विश्वरेताः प्रजाभवः ।**
**अहःसंवत्सरो व्यालःप्रत्ययः सर्वदर्शनः १०**

સુરો જે દેવતા તેમના ઇશ–સુરેશ, સર્વના રક્ષણપણાથા શરણુ, દુઃખનાશકપણાથી અને સુખ કરવાપણાથી શર્મ, વિશ્વ જેના રેતથી ( વિર્યથી ) છે તે વિશ્વરેતા, જેનાથી પ્રજા ઉત્પન્ન થાય છે તે પ્રજાભવ, પ્રકાશ રૂપ હેવાથી અહું ( ૯૦ ) ક્ષણુથી આદિ લઇને અયન પર્યંત કાળ જેમા રહે છે તે સવત્સર, અખંડ કાળ રૂપપણાથી વ્યાલ. સર્વે જીવોમાં પ્રાપ્ત છે તેથી પ્રત્યય, સર્વને દેખે છે તેથી સર્વદર્શન. ॥ ૧૦ ॥

**अजः सर्वेश्वरः सिद्धःसिद्धि सर्वादिरच्युतः**
**वृषाकपिरमेयात्मा सर्वयोगविनिः सृतः ११**

જેનો જન્મ નથી તે અજ, સર્વના ઇશ્વર તેથી સર્વેશ્વર, નિત્ય જ્ઞાનવાન તે સિદ્ધ, જ્ઞાન રૂપપણાથી સિદ્ધિ નામ છે, સર્વનું આદિ કારણ છે તેથી સર્વાદિ, જેનું સ્વરૂપથી પડવું ન થાય ને સદા એકરસ રહે તે અચ્યુત. ( અહિં ૧૦૦ નામોનું શતક પુરૂં થયું ) અ- રિષ્ટાસુરને સર્વ પ્રકારે કંપિત કર્યો તેથી વૃ- ષાકપિ, જેના આત્માનું પ્રમાણ કરવામાં ન આવે તે અમેયાત્મા, સર્વ સંબંધથી રહિત તે સર્વયોગવિનિસ્રુત–असंगोह्ययंपुरुषइतिश्रुते

वसुर्वसुमनाःसत्यः समात्मा संमितः समः ।
अमोघः पुंडरीकाक्षो वृषकर्मा वृषाकृतिः१२

જેમાં સર્વ પ્રાણી વસે છે અને જે સર્વમાં વ- સે છે તે વસુ, વસુ જે ભીષ્મ તેમાં છે મન જેનું અથવા સર્વ પ્રાણીમાં વસનાર મન છે તે- થી વસુમના, સર્વદા–નિરંતર સત્યપણાથી સ- ત્ય, સમ એટલે એકરસ, આત્મા એટલે જેનું

ચિત્ત તે અમાત્મા, જેની સંમતી નહીં તે અ-
સંમિત્, સર્વદા વિકાર રહીત તે સમ, જેનો સં-
કલ્પ વ્યર્થ ન જાય તે સત્ય સંકલ્પ વા અમોઘ
(૧૦) જે પુંડ્રીક યજ્ઞ કરીને ઈચ્છીત ફળ આ-
પે તે પુંડ્રીકાક્ષ, વૃષ જે ધર્મ તે ધર્મરૂપ જેનાં
કર્મ તે વૃષાકર્મ, એજ ધર્મને માટે અકૃતિ (અ-
વતાર) ધરે તે વૃષાકૃતિ. ૧૨ सहस्त्रशिर्षा-
इतिश्रुते

**रुद्रो बहुशिरा बभ्रुर्विश्वयोनिः शुचिश्रवाः ।**
**अमृतः शाश्वतः स्थाणुर्वरारोहो महातपाः१३**

સંહાર કાળમાં પ્રજાને રૂદન કરાવે તે રૂદ્ર,
બહુ માથાં છે તેથી બહુશિરા, લોકોને વિ-
ત્રની' એટલે ધારણ કરે છે તેથી બભ્રુ, વિશ્વના
કારણપણાથી વિશ્વયોની, શુચિકારક શ્રવ
એટલે યશ જેનો તે શુચિશ્રવા, જેનું મરણ
ન થાય તે અમૃત, ને શાશ્વત એટલ સદા
સ્થિત છે તે શાશ્વત સ્થાણુ, ( ૨૦ ) વર છે
આરોહણ જેનું એટલે શ્રેષ્ઠ છે પ્રાપ્તિ જેની તે

વશરોહ નસપુનરાવર્તતેઇતિ શ્રુતિ પ્રમાણ છે મહાન્ પુરૂષોનું જેના અર્થે તપ છે તે મહા-તપા. ॥ ૧૩ ॥

**सर्वगः सर्वविद्भानुर्विष्वक्सेनो जनार्दनः ।**
**वेदो वेदविदव्यंगो वेदांगो वेदवित् कविः**

સર્વમાં ગમન કરે તે સર્વગ, સર્વને જાણે તે સર્વવિદ્, સર્વવિદ્ પ્રકાશથી સર્વ વિદ્ભાનુ, ચારે તરફ—સર્વ તરફ સેન જેનું છે તે વિષ્વક્સેન, જનોનો એટલે દુર્જનોનો નાશ કરે તે જનાર્દન, નિજ તત્ત્વને ઉઘાડું કરે તે વેદ, વેદને સારી રીતે જાણે તે વેદવિત્, સર્વ અંગથી પૂર્ણ તે અવ્યંગ, વેદ છે અંગ એટલે પાર્ષદ રૂપ જેના તે વેદાંગ. ( ૩૦ ) વેદને વિચારે છે તે વેદવિદ્, કવિ ( ક્રાંતદર્શી ) સારાસાર જોવાપણાથી કવિ નામ થયું. ૧૪

**लोकाध्यक्षः सुराध्यक्षो धर्माध्यक्षः कृताकृतः । चतुरात्मा चतुर्व्यूहश्चतुर्दंष्ट्रश्चतुर्भुजः १५**

સર્વ લોકોના પ્રધાનપણાથી પ્રત્યક્ષ ઉપદ્રષ્ટા છે તે લોકાધ્યક્ષ, સુરાદિ દેવ તેમના અધ્યક્ષ તેથી સુરાધ્યક્ષ, ધર્મ કરીને પ્રત્યક્ષ થાય તે ધર્માધ્યક્ષ, ઉપકારનું જે સર્વ પ્રકારથી પ્રત્યુપકાર કરે છે તેથી કૃતાકૃત, જે સૃષ્ટિકાળમાં બ્રહ્મા, દક્ષાદિક પ્રજાપતિ સૃષ્ટિકાળ અને સર્વ જીવ એ ચાર તથા રક્ષણ કાળમાં વિષ્ણુ, મન્વાદિકરજા સ્થિતિકાળ અને જીવ તથા પ્રલયકાળમાં રૂદ્ર, કાળ, મૃત્યુ અને જીવ એ ચાર ચાર કરીને ચતુરાત્મા, વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ એ ચતુર્વ્યૂહ, નૃસિંહ અવતારમાં ચાર દાઢથી યુક્ત માટે ચતુર્દંષ્ટ્ર, ચાર છે હાથ જેને તે ચતુર્ભુજ. (૪૦)

भ्राजिष्णुर्भोजनं भोक्ता सहिष्णुर्जगदादिजः
अनघो विजयो जेता विश्वयोनिः पुनर्वसुः १६

પ્રકાશ રૂપપણાથી ભ્રાજીષ્ણુ, ભોગ્ય રૂપ છે તેથી ભોજન, સર્વ પદાર્થના ભોગવનાર તે

ભોક્તા, સહનશીલપણાથી સહિષ્ણુ, જગતના આદિ જે બ્રહ્મા તે જેનાથી ઉત્પન્ન થયા તેથી જગદાદિજ અથવા જગતના આદિ એ હિરણ્ય ગર્ભ રૂપથી પ્રકટ થયા તેથી જગદાદિજ, નિષ્પાપ છે તેથી અનઘ, જ્ઞાન વૈરાગ્ય અને ઐશ્વર્યાદિકે કરીને વિજય પામે છે તેથી વિજય, સર્વથી ઉત્કૃષ્ટ છે તેથી જેતા, વિશ્વયોની યોનીનામ કારણ પણ છે તેથી કહ્યું, પુનર્વસુ ફરી ફરી તે તે અવતારોમાં વસે છે તે પુનર્વસુ. ( ૫૦ ) ॥ ૧૬ ॥

उपेंद्रो वामनः प्रांशुरमोघः शुचिरूर्जितः ।
अतींद्रः संग्रहःसर्गो धृतात्मा नियमो यमः १७

અનુજત્વે કરીને ઇંદ્રના ઉપરીગત ઇંદ્ર તેથી ઉપઇંદ્ર, વામન રૂપ ધર્યાથી વામન, જ્યારે ત્રિવિક્રમ રૂપ અતિ ઉંચા થયા ત્યારે પ્રાંશુ, જે કોઇ કાળમાં મિથ્યા ન હોય તે અમોઘ અંતર શુદ્ધપણાથી શુચિ, બલીરાજાને છળ્યા

ત્યારે અને અર્જુનને વિશ્વરૂપ દર્શન સમયમાં વધારે મોટું રૂપ ધર્યું તેથી ઉરજીત, પારીજાતનું હરણ થયું ત્યારે ઇંદ્રનો અતિક્રમણ કરી ગયા તેથી અતિંદ્ર, ભક્તોના વા સર્વ પ્રાણીનો સંહાર સમર્થ સંગ્રહ કરે છે તેથી સંગ્રહ, જગત્ તદરૂપતાથી ધારણ કર્યું છે તે સર્ગ, આત્મા અનંત જીવોને ધારણ કરે તે ધૃતાત્મા, ( ૬૦ ) પ્રાણીયોને અધિકારમાં નિમે છે તે નિયમ, અંતરયામીપણાથી પરમાત્માને પ્રાપ્ત કરેછે તેથી યમનામ થયું

**वेद्यो वैद्यः सदायोगी वीरहा माधवो मधुः।**
**अतींद्रियो महामायो महोत्साहो महाबलः॥**

જાણવાને યોગ્ય તેથી વેદ્ય, સર્વવિદ્યા અધ્યયનથી વૈદ્ય, જે સદા યોગી છે તે સદા યોગી, વીર રૂપ દૈત્યોને મારનારા વીરહા, માયા જે ભગવદ્‌વિદ્યા તેના સ્વામી માધવ, મધુ જે વસંત તેની માફક ઉત્પન્ન કરતાપણાથી મધુ,

ઇંદ્રિયોથી અગોચર છે તેથી અતિ ઇંદ્રિય, પ્રીતિ માયાળુને પણ મોહ પમાડે તેથી મહામાયા, (૭૦) જેની ક્રિયા મહતિ હોય તે મહામાયા, જેને મહાન્ ઉત્સાહ તે મહોત્સાહ, જેને ઘણું બળ છે તે મહાબળ. ॥ ૧૮ ॥

महाबुद्धिर्महावीर्यो महाशक्तिर्महाद्युतिः ।
अनिर्देश्यवपुः श्रीमानमेयात्मा महाद्रिधृक्॥

જેની મહા બુદ્ધિ છે તે મહા બુદ્ધિ, મહા પરાક્રમથી મહાવીર્ય, સર્વોત્તમ શક્તિથી મહા શક્તિ, સર્વોત્તમ કાંતિથી મહા દ્યુતિ, એ પરમાત્માનું શરીર એવું કહેવામા ન આવે એટલે સર્વથી વિલક્ષણ તે અનિર્દેશ્યવપુઃ, જેમાં હંમેશ સંપદા રહે તે શ્રીમાન્, કોઇના પ્રમાણમાં ન આવે તે અપ્રમેયાત્મા, ગાયોનું રક્ષણ કરતી વા અમૃત મથન કરતી વખતે ગોવર્ધન અને મંદરાચળ ધારણ કર્યો તેથી મહાદ્રિધૃક્. (૮૦) ॥ ૧૯ ॥

महेष्वासो महीभर्ता श्रीनिवासः सतांगतिः
अनिरुद्धः सुरानंदो गोविंदो गोविदांपतिः॥

જેનું સર્વોત્તમ ધનુષ છે તે મહેષ્વાસ, પૃથ્વી ધારણ પોષણ કરતા તે મહીભર્તા, લક્ષ્મી જ્યાં રહે છે તે શ્રી નિવાસ, સજ્જનોને પ્રાપ્ત થવાને યોગ્ય તે સતાંગતિ, જે કોઇ પણ શત્રુના બાંધ્યામાં ન આવે તે અનિરૂદ્ધ, સુરોને આનંદ આપે તે સુરાનંદ, ગો જે પૃથ્વી તેને વરાહરૂપથી પ્રાપ્ત થયા તેથી ગોવિંદ, ગો એટલે વેદલક્ષણા વાણીને જાણુનારના પાલક તેથી ગોવિંદ પતિ. ॥ ૨૦ ॥

मरीचिर्दमनो हंसः सुपर्णो भुजगोत्तमः ।
हिरण्यनाभः सुतपाः पद्मनाभः प्रजापतिः२१

તેજસ્વીયોમાં પણ તેજસ્વી તે મરીચિ, ( ૯૦ ) વૈવસ્તાદિ રૂપોથી પ્રજાને દમનપણું તે દમન, સંસારનો બંધ તોડે તે હંસ, ગરૂડ રૂપથી સુપર્ણ, શેષ રૂપથી ભુજગોત્તમ,

જે ભગવાનની નાભિમાં હીરણ્ય પેઠે કમળ પ્રકાશે છે તે હીરણ્યનાભ, બદ્રિકાશ્રમ નરનારાયણ રૂપથી સુંદર તપ કરે છે તેથી સુતપા, કમળની પેઠે ગોળ વર્તુલાકાર નાભિ છે તે પદ્મનાભ, સર્વ પ્રજાના પાલનપણાથી પ્રજાપતિ.

अमृत्युः सर्वदृक्सिंहः संधातासंधिमान्स्थिरः
अजोदुर्मषणःशास्ताविश्रुतात्मासुरारिहा २२

મૃત્યુ રહિત છે તે અમૃત્યુ, સર્વને જુવે છે તેથી સર્વદ્રક્, રાવણાદિ દુષ્ટોને મારવાથી સિંહ, ( અહીં બસો નામ સંપૂર્ણ થયાં ૨૦૦ ) સંધાન કરવાથી સંધાતા, સંધી જે સ્નેહ ભક્ત વિષયીક પ્રીતિ જેનામાં છે તે સંધીમાન્, ભક્તોના હૃદયમાં સ્થિર છે તેથી સ્થિર, અ એટલે વાયુ અનેજ એટલે ગતિ અર્થાત્ જેની ગતિ વાયુ સરખી છે તે અજ, જે દુઃખ દૈત્યોથી પણ સહન થાય તે દુર્મર્ષણ, દુષ્ટોને દંડ આપે તે શસ્તા વિશ્રત એટલે પ્રસિદ્ધ

થાય છે આત્મા ( જીવ ) જેનાથી એટલે જેના ભજનથી જ્ઞાન મેળવે છે ૧ વિશ્રુતાત્મા, સુરારી દૈત્યોનો મારનાર તેથી સુરારીહા. ૨૨

गुरुर्गुरुतमो धाम सत्यः सत्यपराक्रमः ।
निमिषोऽनिमिषः स्रग्वीवाचस्पतिरुदारधीः

ગીતાદિક ઉપદેશથી ગુરૂ, સર્વ ગુરૂઓમાં શ્રેષ્ઠ છે તેથી ગુરૂતમ, ૧૦ સર્વને ધારણ કરે છે તેથી ધામ, નિરંતર છે તેથી સત્ય, અખંડ પરાક્રમથી સત્ય પરાક્રમ, નિરંતર જોવાથી નિમિષ; નેત્રોના પલક ન લાગે તે અનિમિષ, સ્રગ્ જે વૈજયંતી માળા જેને છે તેથી સ્રગ્વી, વાચા જે દેવવાણી તેના પતિ વાચસ્પતિ, એથી છે બુદ્ધિ ઉદાર જેની તે ઉદારધી તે વાચસ્પતિ દારધી ॥ ૨૩ ॥

अग्रणीर्ग्रामणीःश्रीमान्न्यायोनेतासमीरणः
सहस्रमूर्धाविश्वात्मासहस्राक्षः सहस्रपात् २४

સર્વથી અગ્રણી એટલે પૂજ્ય હોય તે અગ્ર-ણી, ગ્રામ જે દ્રુત વિલંબિત અને મધ્ય ત્રણ ત્રણ ગ્રામ ( ગાયન વિશેષ સ્વર ) આદિએ કરી પૂજ્ય તે ગ્રામણી, જે ઋગવેદ સામવેદ અને યજુરવેદ રૂપ શ્રી છે જેને તે શ્રીમાન **ऋच: सामायजूंड.** ઇત્યાદિ સ્તુતિ, નીતિરૂપ છે તેથી ન્યાય, કર્મફળ આપે તે નેતા, વા જ-ગતયંત્રનો નિર્વાહક તે નેતા ઇત્યાદિ. શ્વાસ રૂપે ભૂતોને વીંટે છે તે એટલે વેદરૂપ વાણીથી વિંટાએલા છે જે તે સમીરણ, જેને સહસ્ર માથાં છે તે સહસ્રમૂર્ધા, વિરાટ વિશ્વના અંતરયામી તે વિશ્વાત્મા, જેને સહસ્ર અક્ષ એટલે ચક્ષુઓ તે સહસ્રાક્ષ, જેને સહસ્ર પગ છે તે સહસ્રપાત, **सहस्रशीर्षं** ઇત્યાદિ શ્રુતિ પ્રમાણ એ વિષ્ણુનું નામ છે. ॥ ૨૪ ॥

**आवर्तनो निवृत्तात्मा संवृतःसंप्रमर्दनः ।**
**अहः संवर्तको वन्हिरनिलो धरणीधरः २५**

ધર્મ સ્થાપન કરવા માટે અવતાર લે છે તેથી આવર્તન. વિષયાદિકોથી નિવૃત્તિ પામેલું ભગવાનનું ચિત્ત તેથી નિવૃત્તાત્મા, યોગ માયાથી સંવૃત વા આચ્છાદિકે કરીને વીંટાયેલો છે જેનાથી તે સંવૃત્ત, (૩૦) દુષ્ટોને સમ પ્રકારે મર્દન કરનાર નાશ પમાડનાર તેથી સંપ્રમર્દન, અહ જે દિવસ તેમાં સૂર્યના પ્રકાશથી વર્તમાન ક્રિયા કરે છે તે અહસ વર્તક, અગ્નિ રૂપથી હુત હવ્યને દેવતા માટે લે છે અને દેવતાઓને આપે છે તે વન્હિ, રૂકમણી પ્રાપ્તિ માટે ઇલા જે નિંદ્રા ન રહી તેથી અનિલ નામ ધર્યું. ધરણી જે પૃથ્વી શેષ દિગ્ગજ–આદિ વરાહ રૂપથી ધારણ કરી તેથી ધરણીધર. ॥ ૨૫ ॥

सुप्रसादः प्रसन्नात्मा विश्वधृग्विश्वभुग्विभुः ।
सत्कर्ता सत्कृतः साधुर्जन्हुर्नारायणोनरः२६

જેની સર્વોત્તમ પ્રસન્નતા તેથી સુપ્રસાદ, વા શિશુપાલાદિકને મોક્ષ આપનાર તે સુપ્રસાદ, જેનું અંતઃકરણ પાપથી નિર્મળ છે એટલે મુક્ત છે તેથી પ્રસન્નાત્મા—પ્રસન્નાત્મા કરૂણાર્દ્રસ્વભાવ વા પ્રસન્ન સ્વભાવ અર્થાત્ કારૂણિક, જેણે વિશ્વને ધારણ કર્યું છે તે વિશ્વધૃક્, વિશ્વને ભજવાથી વિશ્વભુક્ વિવિધ પ્રકારના થવાથી વિભુ (૬૦) ગૌ બ્રાહ્મણના સત્કાર કરનાર સત્કર્તા, ભક્તોના સત્કાર કર્યો છે તેથી સત્કૃત, ભક્તનાં કાર્ય સાધે તે સાધુ, ગંગાજળ પી [illegible] કહ્યું તેથી જન્હુ. નર સમૂહને [illegible] નારાયણ.

असंख्येयोऽप्रमेयात्मा विशिष्टः शिष्टकृच्छुचिः
सिद्धार्थः सिद्धसंकल्पः सिद्धिदः सिद्धिसाधनः

[illegible] ન આવે તે અસંખ્યેય [illegible] પ્રમાણમાં ન આવે તે અપ્રમેયાત્મા, સર્વથી વિશેષ છે

તેથી વિશિષ્ટ, અશિષ્ટ જે દુરાચારી તેમને પણ શાસન કરો છો તેથી શિષ્ટકૃત ( ૮૦ ) શૃંગારરૂપ છે તેથી શુચિ, જેને નિવૃત્ત અર્થ સિદ્ધ થયો છે તે સિદ્ધ થે, જેનો સંકલ્પ સિદ્ધ છે તે સિદ્ધસંકલ્પ, સિદ્ધિને આપનાર તે સિદ્ધિદ, સિદ્ધિના સાધનરૂપપણાથી સિદ્ધિ સાધન. ॥ ૨૭ ॥

**वृषाही वृषभो विष्णुर्वृषपर्वा वृषोदरः ।**
**वर्धनो वर्धमानश्च विविक्तः श्रुतिसागरः ॥२८॥**

વૃષ જે ધર્મ તે ધર્મરૂપ દ્વાદશાહાદિક અહ એટલે દિવસ છે જેનાથી તે વૃષાહી, કામનાના વરસાદ વરસે તે વૃષભ સર્વમાં વ્યાપી રહેલ છે તે વિષ્ણુ, જે ધર્મ સંબંધી પર્વ એટલે ઉત્સવ જેને છે તે વૃષપર્વા, જેના ઉદરમા ધર્મ છે તે વૃષોદર ( ૯૦ ) ભક્તોએ અલ્પ અર્પણ કરેલું વર્ધન કરનાર તે વર્ધન, પોતે પ્રપંચ રૂપ કરીને વધવું તે વર્ધમાન, પ-

વિભ્રતાથી વિવિક્ત. શ્રુતિના સાગર તેથી શ્રુતિસાગર. ॥ ૨૮ ॥

**सुभुजो दुर्धरो वाग्मी महेंद्रो वसुदोवसुः ।**
**नैकरूपो बृहद्रुपः शिपिविष्टः प्रकाशनः २९**

સુંદર ભુજાઓએ કરી યુક્ત તે સુભુજ, બહુ દુઃખથી ધારણ કરે તે દુર્ધર, પ્રશસ્ત વાણી જેની છે તે વાગ્મી, મહા ઇંદ્ર છે તે મહેંદ્ર, ધન આપનાર તે વસુદ અને વસુરૂપ પણ પોતેજ છે તેથી વસુ, (૭૦) અનેકરૂપ છે તેથી નૈકરૂપ, બહુ રૂપથી બૃહદ્રૂપ, શિપિ જે યજ્ઞપશુ તેમાં પ્રવેશ કરે છે તેથી શિપિવિષ્ટ, અહીં શ્રુતિપ્રમાણ છે. પ્રકાશ કરવાથી પ્રકાશ નામ થયું. ॥ ૨૯ ॥

**ओजस्तेजो द्युतिधरः प्रकाशात्मा प्रतापनः ।**
**ऋद्धःस्पष्टाक्षरोमंत्रश्चंद्रांशुर्भास्करद्युतिः ३०**

પ્રાણ બળ તેજ પ્રતાપ દ્યુતિ શરીર કાન્તી એટલાં ધારણ કરેલ તે ઓજસ્તેજોદ્યુતિધર,

જેનો પ્રકાશરૂપ આત્મા વિશ્રુત છે તે પ્રકા-
શાત્મા, સૂર્યતાથી પણ વધારે તપાવે તે પ્ર-
તાપન, પરિપૂર્ણતાથી ઋદ્ધ, સ્પષ્ટ અક્ષર જે
પ્રણુવ તે જેનો વાચક છે તેથી સ્પષ્ટાક્ષર,
મંત્ર રૂપ છે તેથી મંત્ર, ( ૯૦ ) તાપના બળે
લાને ચંદ્રકિરણની પેઠે આનંદકારકપણાથી
ચંદ્રાંશુ, ભાસ્કર—સૂર્ય માફક કાન્તીમાન તે
ભાસ્કર દ્યુતિ. ॥ ૩૦ ॥

अमृतांशूद्भवो भानुः शशबिंदुः सुरेश्वरः ।
औषधं जगतः सेतुः सत्यधर्मपराक्रमः ३१

અમૃતાંશુ જે ચંદ્રમા તેને સમુદ્ર મથન
કરી પ્રકટ કર્યો તે અમૃતાંશુદ્ભવ, પ્રકાશરૂ-
પથી ભાનુ, શશલક્ષ ચંદ્ર તે શશબિંદુ,
સુરોના ઈશ્વર તે સુરેશ્વર, સંસારરૂપ રોગ-
ના નિવર્તક તે ઔષધ, જગતના સેતુરૂપથી
જગતઃસેતુ ( પાળ, ) જેનાં સત્યધર્મ પરાક્રમ
છે તે સત્યધર્મપરાક્રમ. ॥ ૩૧ ॥

भूतभव्यभवन्नाथः पवनः पावनोऽनलः ।
कामहाकामकृत् कांतःकामःकामप्रदःप्रभुः ॥

ભૂત, ભવિષ્ય, વર્તમાનના નાથ તે ભૂત ભવન્નાથ (૯૦) પવન—વાયુ પવિત્ર કરનાર તેથી પાવન, થાય તે અગ્નિરૂપ તે અનળ, ભક્તોની કામનાને હણે તે કામહા, કામ જે પ્રદ્યુમ્ન તેમને ઉત્પન્ન કરનાર તે કામકૃત, ઘણા સ્વરૂપવાન તે કાંત, મુમુક્ષુજનની કામના એટલે ચાહનાતુર તે કામ કામને આપે તે કામપ્રદ, ઉત્તમ પ્રકારથી ભક્તોના રક્ષણ માટે વારંવાર પ્રકટ થાય તે પ્રભુ. ॥ ૩૨ ॥

युगादिकृद्युगावर्तो नैकमायो महाशनः ।
अदृश्योऽव्यक्तरूपश्चसहस्रजिदनंतजित् ३३

યુગનો આરંભ કરે તે યુગાદિકૃત્ (૩૦૦) અહીં ત્રણસો નામ થયાં. કાળરૂપ થઇ યુગોનું આવર્તન કરે છે તે યુગાવર્ત, અનેક

માયા તે નૈકમાય, જગતરૂપ આહાર કરનાર મહાશન, જોવામાં ન આવે તે અદૃશ્ય, અ-પ્રસિધ્ધરૂપથી અવ્યક્તરૂપ, હજારો અસુ-રોને જીતનાર સહસ્રજીત્ અને તે અસુરોને જીતવાથી અનંતજીત. ॥ ૩૩ ॥

इष्टोविशिष्टः शिष्टेष्टः शिखंडी नहुषो वृषः ।
क्रोधहा क्रोधकृत्कर्ताः विश्वबाहुर्महीधरः ३४

સર્વના પ્રિય તે ઇષ્ટ, વિશેષ કરીને સદા-ચારી થાય છે તેથી વિશિષ્ટ, શિષ્ટ જે સદાચા રી તેમના ઇષ્ટ તે શિષ્ટેષ્ટ, ( ૧૦ ) શિખંડ જે મોર તેનો મુકુટ ધારણ કરવાથી શિખંડી, ભૂતોને માયાવડે કરીને બાંધે તે નહુશ, કા-મના વરસાવવાથી વૃષ, ભક્તોના ક્રોધને હનન કરે તે ક્રોધહા, ક્રોધકારી જે અસુર તેમનું કર્તન કરવાથી ક્રોધકૃત કર્તા, જગત્ કરનાર સર્વત્ર છે હાથ જેનામાં તે વિશ્વબાહુ, પૃથ્વીને ધારણ કરવાથી મહીધર. ॥ ૩૪ ॥

अच्युतः प्रथितःप्राणःप्राणदो वासवानुजः ।
अपांनिधिरधिष्ठानमप्रमत्तः प्रतिष्ठितः ॥३५

ભક્તોથી કદી પણ ચ્યુત થતા નથી એટલે તેથી ન્યારા નહી તે અચ્યુત–સર્વદા પ્રસિદ્ધ-પણાથી પ્રથિત, ( ૨૦ ) સર્વમાં ચેષ્ટા કરનાર તે પ્રાણ, ભક્તોને સામર્થ્ય આપે તે પ્રાણદ, વાસવ જે ઇંદ્ર તેનો અનુજ વાસવાનુજ, સમુદ્રરૂપથી અપાંનિધિ, જગદાધારપણાથી અધિષ્ઠાન સદા સાવધાનપણાથી અપ્રમત્ત, સર્વ જનમાં સ્થિતપણાથી પ્રતિષ્ઠિત અથવા સર્વમાં પ્રતિષ્ઠિત થવાથી પ્રતિષ્ઠિત ॥ ૩૫ ॥

स्कंदः स्कंदधरो धुर्यो वरदो वायुवाहनः ।
वासुदेवो बृहद्भानुरादिदेवः पुरंदरः ॥३६॥

સર્વમાં પ્રાપ્ત થાય તે સ્કંદ, વાયુને ધરનાર તે સ્કંદધર, જગઉત્પાદિક ધુર ચલાવવાથી ધુર્ય, ( ૩૦ ) વર આપવાથી વરદ, વાયુરૂપ

વેગવાન ગરૂડ વાહન થવાથી વાયુવાહન, વસુદેવના પુત્ર તેથી વાસુદેવ, મે હોટા કિરણ એટલે ભાનુ, ચંદ્રમાથી મોટા કિરણ તે બૃહદ્ભાનુ, દેવના આદિ દેવ શત્રુ વિદારણ કરનાર પુરંદર. ॥ ૩૬ ॥

अशोकस्तारणस्तारः शूरः शौरिर्जनेश्वरः ।
अनुकूलः शतावर्तः पद्मी पद्मनिभेक्षणः ३७

શોકરહિત અશોક, ભક્તોને તારવાથી તારણ, શત્રુને પણ તારે તે તાર, શુરપણાથી શુર, શુરવંશમાં જન્મવાથી શૌરી, ( ૪૦ ) જનોના ઈશ્વર જનેશ્વર, સર્વને અનુકુળ તે અનુકુળ, અપરિમિત અવતારથી શતાવર્ત, પદમ હાથમાં છે તેથી પદ્મી, પદ્મના સરખાં નેત્ર તે પદ્મનિભેક્ષણ ॥ ૩૭ ॥

पद्मनाभोऽरविंदाक्षः पद्मगर्भः शरीरभृत् ।
महर्द्धिरृद्धो वृद्धात्मा महाक्षो गरुडध्वजः ३८

નાભિમાં પદ્મ હોવાથી પદ્મનાભ, અરવિંદ સરખાં નેત્ર તે અરવિંદાક્ષ, બ્રહ્મારૂપથી પદ્મગર્ભ, સર્વ શરીરોનું ભરણ પોષણ કરે તે શરીરભૃત, મોટી એટલે બહુ સમૃદ્ધિવાળા તે મહર્દ્ધી, સંસારરૂપ વધવાથા રૃદ્ધ (૫૦) જ્ઞાન વધારનાર વૃદ્ધાત્મા, સારી ઇંદ્રિયવાન તે મહાક્ષ, જેની ધજામાં ગરૂડની મૂર્તિ છે તે ગરૂડધ્વજ. ॥ ૩૮ ॥

अतुलःशरभोभीमःसमयज्ञो हविर्हरिः ।
सर्वलक्षणलक्षण्यो लक्ष्मीवान् समितिंजयः ।

જેની તુલા એટલે ઉપમા તેના બરાબર નહી તે અતુલ, શર જે બાણ તેથી પ્રકાશે તે શરભ, જેનાથી શત્રુ ભય પામે તે ભીમ, સર્વના સમયને જાણે તે સમયજ્ઞ, હવિને હરે તે હવિર્હરી, સર્વ લક્ષણ લક્ષણે કરી લક્ષણ કરવા યોગ્ય તે સર્વ લક્ષણ લક્ષણ્ય (૬૦) જેને નિત્ય લક્ષ્મી છે તે લક્ષ્મીવાન, સર્વને

જીતે તે સમિતિંજય. ॥ ૩૯ ॥

**विक्षरो रोहितो मार्गो हेतुर्दामोदरः सहः ।**
**महीधरो महाभागो वेगवानमिताशनः ४०**

ક્ષર જે નાશ રહિત તે વિક્ષર, મત્સરૂપ તે રોહિત, માગ જે વેદ તેનું કારણ તે માર્ગ, હેતુ ઉપાદાન અને નિમિત્ત રૂપ દામ જે દોરી યશોદાજીની બાંધેલી ઉદરમાં તેથી દામોદર, માર્ગશિર્ષ માસથી સહ, મહી ધરે તે મહીધર, મોટા ભાગ્યથી મહા ભાગ, વધારે વેગ તે વેગવાન ( ૭૦ ) અમિત અશન એટલે આહાર પ્રમાણ નહીં તે. ॥ ૪૦ ॥

**उद्भवः क्षोभणो देवः श्रीगर्भः परमेश्वरः ।**
**करणं कारणं कर्ता विकर्ता गहनो गुहः ४१**

સંસારના ઉદ્ભવપણાથી ઉદ્ભવ, ક્ષોભ કરવાથી ક્ષોભણ, ક્રિડા કરવાથી દેવ શ્રી જે જગત રૂપ સંપદા તેનો ગર્ભ, સર્વોત્તમ ઈશ્વર

તેથી પરમેશ્વર, સાધન રૂપથી કરણ, જગતનું મૂળ કારણ તેથી કારણ, કરતાર તે કર્ત્તા, વિવિધ કર્ત્તા તે વિકર્ત્તા ( ૮૦ ) જાણવામાં ન આવે તે ગહન, શરીર ગુપ્ત કરવાથી ગુહ્ય. ૪૧

व्यवसायोव्यवस्थानः संस्थानःस्थानदोध्रुवः
परर्धिःपरमःस्पष्टस्तुष्टःपुष्टःशुभेक्षणः ॥४२॥

નિશ્ચયપણાથી વ્યવસાય, વ્યવસ્થાન્ સ્થાન રૂપથી સંસ્થાન, ભક્તોને સ્થાન આપનાર સ્થાનદ, અચળ તે ધ્રુવ, શ્રેષ્ઠ બુદ્ધિવાળા પરાધ, સર્વોત્તમ તે પરમ, સ્વપ્રકાશ રૂપ જ્ઞાન તે સ્પષ્ટ, પરમાનંદ તે તુષ્ટ ( ૯૦ ), પૂરણપણાથી પુષ્ટ, સુંદર અવલોકન તે શુભેક્ષણ. ॥ ૪૨ ॥

रामाविरामो विरजोमार्गो नेयोनयोऽनयः।
वीरः शक्तिमतांश्रेष्ठोधर्मोधर्मविदुत्तमः ॥४३

સર્વમાં રમે છે તે રામ, જેમા જગત વિશ્રામ પામે તે વિરામ, રજરહિત તે વીરજ, માર્ગ

બતાવે તે માર્ગ, ભક્તોના હૃદયમાં લેવા યોગ્ય નેતા, ભક્તોનું થોડું પૂજન લેવાથી નય, અભક્તનું પૂજન ન લેવાથી અનય (૪૦૦) અહીંયાં ચારસો નામ થયાં. યુદ્ધમાં શુર તે વીર, શક્તીવાળામા શ્રેષ્ઠ શક્તિમતાં શ્રેષ્ઠ, ધર્મ કહેવાથી ધર્મ, ધર્મ જાણનારમાં ઉત્તમ તે ધર્મ વિદુત્તમ ॥ ૪૩ ॥

वैकुंठः पुरुषः प्राणः प्राणदः प्रणवः पृथुः ।
हिरण्यगर्भःशत्रुघ्नोव्याप्तोवायुरधोक्षजः ॥४४

વી ગઈ થઈ છે કુંઠ પ્રતિ ઘાત એવા ભક્ત જન સંબંધી જે છે તે વૈકુંઠ, પુરૂષ જે નાના પ્રકારનાં શરીર તેમાં વસવાથી પુરૂષ પ્રકૃષ્ટ છે, વેદ રૂપ અણુ નામ શબ્દ જે ઇશ્વરથી છે તે પ્રાણ, પ્રાણ શક્તિ દેનાર પ્રાણદ, દેવતા જેને પ્રકૃષ્ટ કરીને નમન કરે છે તે પ્રણવ, પૃથુ-રાજા રૂપ તે પૃથુ (૧૦) હિરણ્ય રૂપ વડના પત્ર ઉપર બાળ થયા તેથી હિરણ્ય ગર્ભ, શત્રુ

નાશ કરનાર શત્રુઘ્ન, સર્વમાં વ્યાપ્ત છે તે વ્યાપ્ત, સઘળે પ્રાપ્ત થવાથી વાયુ, જેનો નીચે ક્ષય નથી તે અધોક્ષજ. ॥ ૪૪ ॥

ऋतुः सुदर्शनः कालः परमेष्ठि परिग्रहः ।
उग्रःसंवत्सरोदक्षोविश्रामोविश्वदक्षिणः॥४५

વસંત રૂપ છે તેથી ઋતુ, મેક્ષ રૂપી ફળ વાળું જેનું સુંદર જ્ઞાન છે તે સુદર્શન, સદા ચલાવેથી કાળ, વૈકુંઠમાં રહે તે પરમેષ્ટિ, મુમુક્ષુના પરિગૃહ કરે તે પરિગ્રહ, ઉત્તમ તુંય તેને ગીરન એટલે ભક્ષણુ કરે તે ઉગ્ર ( ૨૦ ), સમગ્ર સર્વ કાળમાં કર્મના કાળ રૂપથી વસે તે સંવત્સર, સત્કામમાં ચતુર તે દક્ષ, જગતને વિશ્રામ આપે તે વિશ્રામ, વિશ્વમાં ચતુર તે વિશ્વ દક્ષિણુ. ॥ ૪૫ ॥

विस्तारःस्थावरःस्थाणुःप्रमाणंबीजमव्ययम् ।
अर्थोऽनर्थोमहाकोशोमहाभोगोमहाधनः ४६

જેમાં જગત વિસ્તરેલું છે તે વિસ્તાર, સ્થાવરમાં પણ સ્થિાત તે સ્થાવર સ્થાણું, નિત્ય

મર્યાદા રૂપ તે પ્રમાણ, સર્વનું અવિનાશી બીજ તે બીજ અવ્યય, પ્રયોજન રૂપ તે અર્થ (૩૦) અર્થ રહિત અનર્થ, આનંદમય રૂપ જેનું કામ તે મહાકોશ, શ્રેષ્ઠ સુખવાળો તે મહા ભોગ, મહાન થયું છે અધન જેને તે મહાધન. ॥ ૪૬ ॥

अनिर्विण्णः स्थविष्ठो भूर्धर्मयुपो महामखः ।
नक्षत्रनेमिर्नक्षत्रीः क्षमः क्षामः समीहनः॥४७

ભક્તોનું કર્ય કરવામાં નિર્વેદ તે અનિર્વીણ, અતિ સ્થુલ તે સ્થવિષ્ઠ, અજન્મા હોવાથી ભૂ. ધર્મના સ્થંભ તે ધર્મયુપ, જેનું સર્વોત્તમ પુ. જન છે તે મહામખ, ચંદ્રની પેઠે આનંદદાયકતાથી નક્ષત્રનેમી, (૪૦) જેના. સમાન બીજો ક્ષત્રી નહીં તે નક્ષત્રી, થોડી પૂજાથી મોટા અપરાધ ખમે તે ક્ષમ, અસુરોને દુર્બળ કરે તે ક્ષામ, સમગ્ર જે ચેષ્ટાવાન તે સમીહન.

यज्ञ इज्यो महेज्यश्च क्रतुः सत्रं सतां गतिः।

सर्वदर्शी विमुक्तात्मा सर्वज्ञो ज्ञानमुत्तमम् ॥४८

યજ્ઞરૂપ તે યજ્ઞ, પુજત્વપણાથી ઈજ્ય, નાના પ્રકારની ક્રિયાથી ક્રતુ, સદ્પુરૂષોના ત્રાતા તે સત્રં, સજ્જન પુરૂષોને પ્રાપ્ત થવાનું છે સ-તાંગતિ ( ૫૦ ) સર્વને દેખનાર તે સર્વદર્શી, વિશેષ કરીને જેનાથી આત્મા મુક્ત થાય તે વિમુક્તાત્મા, સર્વ જાણે તે સર્વજ્ઞ, ઉત્તમ જ્ઞાન જે ભક્તિરૂપપણાથી તે જ્ઞાનમુત્તમ. ૧૮

सुव्रतः सुमुखः सूक्ष्मः सुघोषः सुखदः सुहृत् ।
मनोहरो जितक्रोधो वीरबाहुर्विदारणः ॥४९

શરણાંગત રૂપ રક્ષણ સુંદર વ્રત તે સુવ્રત, સુંદર મુખ તે સુમુખ, દુર્વિજ્ઞપણાથી સુક્ષ્મ, સુંદર ઘોષ ( શબ્દ ) સુઘોષ, સુખદાયક તે સુખદ પ્રત્યુપકાર ન ચહાતાં ઉપકાર કરે તે સુહૃદ ( ૬૦ ) મનને હરનાર મનોહર, જેણે ક્રોધ જીત્યો છે તે જીત ક્રોધ, વીર છે બાહુ જેના તે વીરબાહુ, અધાર્મિક જનનો નાશ

કરનારા વિદારણ. ॥ ૧૯ ॥

स्वापनःस्ववशोव्यापीनैकात्मानैककर्मकृत् ।
वत्सरोवत्सलोवत्सीरत्नगर्भोधनेश्वरः ॥५०॥

પ્રાણીના આત્મ સંબોધથી ભ્રષ્ટ કરી માયાનામાં સુવાડે તે સ્થાપન, સ્વતંત્ર તે સ્વવશ, આકાશની પેઠે વ્યાપે તે વ્યાપી, જગત ઉત્પત્તિ રૂપ તે નૈકાત્મા, જગત ઉત્પતિ, સંપત્તિ અને વિપત્તિ કર્મો ન કરે તે નૈકકર્મકૃત, જેમાં વર્ષ રહે તે વત્સર (૭૦), ભક્તોને સ્નેહ કરે તે વત્સલ, જેમાં સ્નેહ હોય તે વત્સલ, જગત રૂપ બાળકને પિતા તુલ્ય પાલન કરે તે વત્સી, રત્નનો સમુદ્ર તે રત્ન ગર્ભ, ધનનો ઇશ્વર ધનેશ્વર. ॥ ૫૦ ॥

धर्मगुब्धर्मकृद्धर्मी सदसत्क्षर मक्षरम् ।
अविज्ञातासहस्रांशुर्विधाताकृतलक्षणः ॥५१॥

ધર્મનું રક્ષણ કરે તે ધર્મગુપ, ધર્મ મર્યાદા સ્થાપન કરે તે ધર્મકૃત; ધર્મને ધારણ કરે તે

તે ધર્મી, અવિનાશ પરબ્રહ્મ તે સત્ય, અપર પ્રપંચ રૂપ સર્વે અસત્ય (૮૦) ક્ષરમાન ન ક્ષયવાન અક્ષર કુટસ્થ–જેનો નાશ નહીં, જેના સમાન બીજો નથી તે અવિજ્ઞાતા, સહસ્ર કિરણ છે તે સહસ્રાંશુ, વિશેષ કરીને જગત ધારણ કરે તે વિધાતા, શ્રી વત્સલક્ષણ ચિન્હ વક્ષસ્થળમાં પોતે કરેલું છે તે કૃત લક્ષણ.

गभस्तिनेमिः सत्त्वस्थः सिंहो भूतमहेश्वरः ।
आदिदेवो महादेवो देवेशो देवभृद्गुरुः ५२

સૂર્ય ચક્રના મધ્યે સ્થિતિ છે તેથી ગભસ્તિનેમી, સત્વગુણમાં સ્થિત તે સત્વસ્થ, અસુર મારવામાં સિંહ સમાન પરાક્રમ તેથી સિંહ, ભૂતોના બહુ એટલે ઉત્સાહના ઈશ્વર તે ભૂત મહેશ્વર, આદિ કારણ રૂપ તેથી આદિદેવ (૯૦) જ્ઞાનયોગ ઐશ્વર્ય ભોગવે છે તેથી મહાદેવ, દેવોના ઈશ તે દેવેશ, દેવોનું ભરણ પોષણ કરે છે તેથી દેવભૃત, જે શક્ર (ઈંદ્ર)

તેના ગુરૂ તે દેહભૃદ્ગુરૂ. ॥ ૫૨ ॥

**उत्तरो गोपतिर्गोप्ता ज्ञानगम्यः पुरातनः ।**
**शरीरभूतभृद्भोक्ता कपींद्रो भूरिदक्षिणः ५३।**

સર્વથી ઉત્તર તે ઉત્તર, ગાયોના પાળનાર ગોપવેશધર તે ગોપતિ સર્વનું રક્ષણ કરનાર ગોપ્તા, જ્ઞાનથી ગમ્ય તે જ્ઞાનગમ્ય, પ્રાચીનપણાથી પુરાતન, શરીર રૂપ કરી આકાશાદિ ભૂતોને ધારણ કરવાથી શરીર ભૂત ભૃત, સર્વના પાલક તે ભોક્તા, (૫૦૦) અહીંયાં પાંચસો નામ પુરા થયાં. સુગ્રીવ રૂપ વાનરોના ઇંદ્ર તે કપીંદ્ર વા રામચંદ્ર, રામાદિક અવતારોમા યજ્ઞ દક્ષણા આપે ને ભૂરિ દક્ષિણ.

**सोमपोऽमृतपः सोमः पुरुजित्पुरुसत्तमः ।**
**विनयोजयःसत्यसंधोदाशार्हःसात्वतांपतिः ।**

યજ્ઞમાં સોમ પીયે તે સોમપ, અમૃત જે દેવતા તેમના પાલક અમૃતપ, કીર્તી રૂપ ઉમા સહીત શિવ તે સોમ, બહુ પુરૂષોને

જીતે તે પુરૂજીત, તે પુરૂષમાં શ્રેષ્ઠ, પુરૂષોત્તમ, દુષ્ટોને કષ્ટ દેનાર વિનય, સમગ્ર ભૂમિનો જય કરે–જીતે છે તે જય, ( ૧૦ ) સત્ય પ્રતિજ્ઞાવાળો તે સત્ય સંધ, દાનને યોગ્ય તે દાશાર્હ, ભક્ત જનના પતિ તે સાત્વતાંપતિ.

जीवोविनयितासाक्षीमुकुंदोऽमितविक्रमः ।
अंभोनिधिरनंतात्मामहोदधिशयोऽंतकः ५५

પ્રાણને ક્ષેત્રરૂપ ધારણ કરે તે જીવ, વિનયથી સર્વનો સાક્ષી તે વિનયિતાસાક્ષી, મુક્તિદાતા મુકુંદ, અમિત પરાક્રમવાળો અમિત પરાક્રમ, અભંસ જે દેવ, મનુષ્ય પિતૃ અને અસુર તેનના આધાર તે અંભોનિધિ, અનંત જે બળરામ તેમનામાં જેનો આત્મા છે તે અનંતાત્મા, સાગરમા સુનાર તે મહોદધિશય, નાશ કરનાર છે તે અંતક. ( ૨૦ ) ॥ ૫૫ ॥

अजोमहार्हःस्वाभाव्योजितामित्रःप्रमोदनः ।
आनंदोनंदनानंदःसत्यधर्मात्रिविक्रमः ॥५६

જેનો જન્મ નહીં તે અજ, મહાપુજાને યો-ગ્ય તે મહાર્હ, ભક્તોએ ભાવના કરવા યોગ્ય તેથી સ્વાભાવ્ય, અમિત્ર આભ્યંતર રાગદ્વેષા-દિક વા બાહાર રાવણાદિકને જીતનાર જીતા-મિત્ર, શ્રેષ્ઠ મોદને પ્રાપ્ત તે પ્રમોદન, સુખરૂપથી આનંદ, આનંદકારક તે નંદન, સમૃદ્ધિવાન તે નંદ, જેનો સત્યધર્મ તે સત્યધર્મ, ત્રણલો-કમાં વેગથી ગમન કરનાર ગરૂડસહિત તે ત્રિવિક્રમ, ( ૩૦ ) ॥ ૫૬ ॥

महर्षिः कपिलाचार्यः कृतज्ञो मेदिनीपतिः ।
त्रिपदास्त्रदशाध्यक्षो महाशृंगःकृतांतकृत् ५७

મહારૂષિ કપિલાચાર્ય, તે મહર્ષિ કપિલાચાર્ય, કરેલા ઉપકારને જાણે તે કૃતજ્ઞ, મેદની જે પૃથ્વી તેના પતિ તે મેદનીપતિ, જેને ત્રણ પદ છેતે ત્રિપદ, ત્રિદશા જે દેવતા તેમના અધ્ય-ક્ષ, મત્સ્યરૂપમા શીંગડું હતુ તેથી મહાશૃંગ, સિદ્ધાંત કરનાર તે કૃતાંતકૃત, વા સકળનો

અંતકરનાર તે કૃતાંતકૃત ॥ ૫૭ ॥

**महावराहो गोविंदः सुषेण कनकांगदी ।**
**गुह्यो गभीरो गहनो गुप्तश्चक्रगदाधर ॥५८**

મહાન્ લોકથી વિલક્ષણ વરાહ તે મહાવરાહ, ગાય ચરાવા વનમાં ગયા તેથી ગોવિંદ, શોભાયમાન સેના જેની તે સુષેણ (૪૦) કનકમય અંગદ જેનો છે તે કનકાંગદી, હૃદયાકાશમાં રહેલાં તે ગુહ્ય. ગુઢ અભિપ્રાય જેનો છે તે ગંભીર, અભક્તને દુઃખદાયક તે ગહન, ઇંદ્રિયોથી અગ્રાહ્ય તેથી ગુપ્ત, ચક્ર ગદા ધરણ કરે તે ચક્રગદાધર. ॥ ૫૮ ॥

**वेधाः स्वांगोऽजितः कृष्णो दृढः संकर्षणोऽच्युतः । वरुणो वारुणो वृक्षः पुष्कराक्षो महामनाः ॥५९॥**

ભક્તના હિતને વિશેષ ધારણ કરે તે વેધા, સ્વકીય ભક્ત અંગ પડે તે સ્વાંગ. શત્રુએ કરી ન જીતાએલા તે અજીત, કૃષ્ણ વરણથી કૃષ્ણ

(૫૦) સામર્થ્યથી દઢ, ભક્તના દુઃખને ખેંચે તે સંકર્ષણ, પ્રલય રૂપમાં પણ પોતાના ભક્તોનું પડવું નહીં તેથી અચ્યુત, તે સંકર્ષણોઽચ્યુત (સંકર્ષણનું વિશેષણ,) આપણી પ્રાપ્તિને માટે ચાહે તે વરૂણ, વરૂણના પુત્ર વાલ્મીકિરૂપ થયા તેથી વારૂણ, ભક્તોના કલ્પવૃક્ષ તેથી વૃક્ષ, પુષ્કર જેવાં નેત્ર તેથી પુષ્કરાક્ષ, મહાન છે મન જેનું તે મહામના. ॥ ૫૯ ॥

भगवान् भगहा नंदी वनमाली हलायुधः ।
आदित्यो ज्योतिरादित्यः सहिष्णुर्गतिस-
त्तमः ॥६० ॥

ઐશ્વર્ય, ધર્મ, યશ, શ્રી, વૈરાગ્ય, જ્ઞાન એ છ ભાગ સમગ્ર જેને છે તે ભગવાન, સંહાર સમયે ઐશ્વર્યાદિક ભગને સંહારે છે તે ભગહા (૬૦) ભક્તોને આનંદ આપનાર તે આનંદી, વનમાલા છે જેને તે વનમાલી, હળ શત્રુને વિદારણ નાશ કરવાનું આયુધ તે હલાયુધ,

અદિતીપુત્ર તેથી આદિત્ય, સવિતા મંડળમાં જ્યોતિરૂપ પ્રકાશકારક જ્યોતિરાદિત્ય, અપરાધ સહન કરે તે સહિષ્ણુ, વા ટાઢ તડકાનું સહન કરવું તે સહિષ્ણુ, ગતિ જેની ઉત્તમ છે તે ગતિસત્તમ. ॥ ૬૦ ॥

सुधन्वा खंडपरशुर्दारुणो द्रविणप्रदः ।
दिवस्पृक्सर्वदृग्व्यासोवाचस्पतिरयोनिजः ॥

સારૂં છે ધનુષ તે સુધન્વા, શત્રુને ખંડવા પરશુરામ-રામ અવતારમાં ફરશીવાળા તે ખંડપરશુ, અસુરને ભયંકર દારૂણ (૭૦) ભક્તોને દ્રવિણ આપનાર દ્રવિણપ્રદ, વિશ્વરૂપ દેખાડવા આકાશ જે ચંદ્ર તેને સ્પર્શ કર્યો તે દિવસ્પૃક્, સર્વદર્શીરૂપ વ્યાસ થયા તે સર્વ દૃગ્વ્યાસ, વિદ્યાના પતિ તે વાચસ્પતિ, યોનિ વિના પ્રકટ તે અયોનિ. ॥ ૬૧ ॥

त्रिसामासामगःसामनिर्वाणंभेषजंभिषक् ।
संन्यासकृच्छमःशांतोनिष्ठाशांतिः परायणः ।

અર્થે કાળમાં સમ શાન્તિ તે ત્રિસામા, સામવેદ ગાયન તે સામગ, પરમાનંદરૂપથી નિર્વાણ, સંસારરૂપ રોગ નાશ પામે તેવું ઔષધ (૯૦), ધન્વન્તરી રૂપથી ભિષક્, સર્વકર્મફળ ત્યાગ સંકલ્પ ત્યાગ મોક્ષ સાધનકારક તે સન્યાસકૃત, શમતાવાળા તે શમ, સદા શાંતપણાથી શાન્ત, પ્રલય કાળમાં સમસ્ત પ્રાણીઓ જેની અંદર રહે છે તે નિષ્ઠા, સકળ અવિદ્યાના અંતક હોવાથી શાન્તિરૂપ, તે શાન્તિરૂપ પરમાત્માજ જન્મ મરણ રહિત એવું સ્થાન છે તેથી પરાયણ. ॥ ૬૨ ॥

**शुभांगः शांतिदः स्रष्टा कुमुदः कुवलेशयः ।**
**गोहितो गोपतिर्गोप्ता वृषभाक्षो वृषप्रियः ॥**

સર્વ અંગ શુભ તે શુભાંગ, શાન્તિદાતા તે શાન્તિદ, સર્વને સજવાથી સ્રષ્ટા (૯૦), પૃથ્વીમાં મોદ આનંદ પામે તે કુમુદ, કુ તે પૃથ્વી વળતી એટલે ચાલતી તે કુવલ-કુવલ કે

જળ તેમાં શયન કરતા તે કુવલેશય, ગો જે પૃથ્વી તેનું હિત તે ગોહિત, ગૌના પાલક તે ગોપતિ, જગતના રક્ષણુ કરતા તે ગોપ્તા ધર્મ છે નેત્ર જેને તે વૃષભાક્ષ, ધર્મ જેને પ્રિય તે વૃષપ્રિય. ॥ ૬૩ ॥

**अनिवर्ती निवृत्तात्मासंक्षेप्ता क्षेमकृच्छिवः ।**
**श्रीवत्सवक्षाः श्रीवासः श्रीपतिः श्रीमतांवरः ॥**

લોક સંગ્રહાર્થે કર્મથી નિવૃત્ત થએલા તે અનિવર્તી, વિષયથી નિવૃત્ત ચિત્ત છે જેનું નિવૃત્તાત્મા, વિસ્તાર પામેલા જગતને સંહારમાં સૂક્ષ્મ રાખો છો તેથી સંક્ષેપ્ત, પ્રાપ્ત થયાનું રક્ષણુ કરવું તે ક્ષેમકૃત, નામ સ્મરણુથી પાવન કરે તે શિવ. (અહીંયાં ૬૦૦ નામ થયાં) જેના વક્ષસ્થળમાં શ્રીવત્સ ચિન્હ છે તે શ્રીવત્સવક્ષા, શ્રી જેમાં રહે છે તે શ્રીવાસ, શ્રીના પતિ તે શ્રીપતિ, શ્રીમંતોમાં શ્રેષ્ઠ તે શ્રીમતાંવર.

**श्रीदः श्रीशः श्रीनिवासः श्रीनिधिः श्री-**

विभावनः । श्रीधरः श्रीकरः श्रेयः श्रीमाँ-ल्लोकत्रयाश्रयः ॥ ६५ ॥

ભક્તોને શ્રી આપનાર તે શ્રીદ, શ્રીના ઇશ તે શ્રીઇશ, શ્રીમનની અંદર નિવાસ કરેલ તે શ્રી નિવાસ, શ્રી જે શ્રીમંત તેના આધાર શ્રીનિધી (૧૦) કર્માનુરૂપ વિવિધ પ્રકારે શ્રીની ભાવના કરે તે શ્રીવિભાવન, શ્રી જે લક્ષ્મી તેને ધારે તે શ્રીધર, સ્મર્ણું માત્રથી શ્રીમાન કરે તે શ્રીકર, મુક્તિરૂપ કલ્યાણકારક શ્રેય, જેને સર્વ પ્રકારના શ્રીય હોય છે તે શ્રીમાન, ત્રણ લોકના આશ્રય કરનારા તે લોકત્રયાશ્રય. ॥ ૬૫ ॥

स्वक्षः स्वंगः शतानंदो नंदिर्ज्योतिर्गणेश्वरः विजितात्माविधेयात्मासत्कीर्तिश्छिन्नसंशयः

સુંદર છે નેત્ર જેનાં તે સ્વક્ષ, જેનું અંગ સુંદર તે સ્વંગ, એક પરમાત્મા ઉપાધિથી શતધા તેથી શતાનંદ, પરમાનંદ વિગ્રહ તે નંદી, (૨૦)જ્યોતિ ગણના ઇશ્વર તે જ્યોતિર્ગણે

અર્થ, વિશેષે કરી જીત્યું છે મન આત્મા જેણે તે વિજીતાત્મા, જેની આજ્ઞાથી સર્વ વર્તે છે તે વિધેયાત્મા, સાચી કીર્તિ તે સત્કીર્તિ, નષ્ટ થાય સંશય તે છિન્ન સંશય. ॥ ૬૬ ॥

उदीर्णः सर्वतश्चक्षुरनीशः शाश्वतः स्थिरः ।
भूशयो भूषणोभूतिर्विशोकःशोकनाशनः ॥

સર્વથી અધિક તે ઉદિર્ણ સર્વ તરફ છે ચક્ષુ તે સર્વતચક્ષુ, એના સિવાય ઇંશ નથી તેથી અનીશ, કદાપિ વિક્રીયાન પ્રાપ્ત થાય તે શાશ્વત સ્થિર, લંકામા પ્રવેશ કરતી વખતે સમુદ્ર તીરે ભૂમી ઉપર સૂતા તેથી ભૂશય (૩૦) જગતને ભૂષિતકરવાથી ભુષણ, સંપદારૂપ તે ભૂતિ, શોક રહિત તે વિશોક, શોકનાશક તે શોકનાશન.

अर्चिष्मानर्चितः कुंभोविशुद्धात्माविशोधनः
अनिरुद्धोऽप्रतिरथः प्रद्युम्नोऽमितविक्रमः॥

સૂર્ય આદિકમાં રહેલી જે અર્ચી તેજ જેમાં છે તે અર્ચિષ્માન, સર્વ પ્રકારે પૂજનીય છે તે

અર્હિત, સર્વ, જીવને માટીએ કરી આચ્છાદન કરે તે કુંભ, જીવ જેના ભજવાથી શુદ્ધ થાય છે તે વિશુદ્ધાત્મા, જીવોના પાપોને શોધન કરે તે વિશોધન, કયાંએ પણ રૂદ્ધ ન હોય તે અનિરૂદ્ધ (૪૦), જેના આગળ પાછળ નહીં તે અપ્રતિરથ, પ્રકૃત છે દ્યુમ્ન ધન તે પ્રદ્યુમ્ન, જેના પરાક્રમનો પાર નહીં તે અમિતવિક્રમ. ૯૮

**कालनेमिनिहा वीरः शौरिः शूरजनेश्वरः ।**
**त्रिलोकात्मात्रिलोकेशःकेशवःकेशिहाहरिः**

કાળનેમિ અસુરને માર્યો તેથી કાલનેમિહા, શૂરો તે વીર, શુરના કુળમાં થયા તે શૌરી, શુરા જનોનો પણ ઈશ્વર તે શુરજનેશ્વર, ત્રણ લોકના આત્મા તે ત્રિલોકાત્મા, ત્રણલોકના ઈશ તે ત્રિલોકેશ, જે કેશ સંજ્ઞિત સૂર્ય તેને પ્રકાશ કરે છે તે કેશવ, બ્રહ્મા વિષ્ણુ, શિવ, શક્તિ તે કેશવસંજ્ઞા (૫૦), કેશી અસુરને મારનાર તે કેશિહા, સ્મરણ કરવાથી પાપોને હરે તે હરિ.

**कामदेवः कामपालः कामीकांतः कृतागमः।**
**अनिर्देश्यवपुर्विष्णुर्वीरोऽनंतो धनंजयः ॥**

ભક્તોની કામના પ્રાપ્તિ કરે તે કામદેવ, તેમની કામનાને પાળે તે કામ પાળ, જેને ભક્તની કામના છે તે કામી, બ્રહ્મ તેનો જે અંત તે કાંત, કર્યા છે વેદ અગમ જેણે તે કૃતાગમ, સર્વ ચેતન અચેતનથી વિલક્ષણ શરીર જેનું છે તે અનિર્દેશ્યવપુ. સર્વ વ્યાપી તે વિષ્ણુ, ગતિ માત્ર જેના વિષે છે તે વીર (૬૦) જેના ગુણોનો પાર નહી તે અનંત, અર્જુન રૂપથી ધનંજય. ॥ ૭૦ ॥

**ब्रह्मण्यो ब्रह्मकृत् ब्रह्मा ब्रह्म ब्रह्मविवर्धनः**
**ब्रह्मविद्ब्राह्मणोब्रह्मीब्रह्मज्ञोब्राह्मणप्रियः ॥**

તપ આદિક બ્રહ્મ તેમનું હિત બ્રહ્મણ્ય, બ્રહ્મ જે વેદ તેના કર્ત્તા બ્રહ્મકૃત, સૃષ્ટીના માટે બ્રહ્મા થયા તે બ્રહ્મા, સર્વેશ્વરપણાથી બ્રહ્મ તપ આદિક બ્રહ્મના વર્ધક તે બ્રહ્મવિવર્ધન, બ્રહ્મ જે

વેદ તેને જાણે તે બ્રહ્મવિદ્ , બ્રહ્મ જે વેદ તેને પ્રવર્ત કરે તે બ્રાહ્મણ, બ્રહ્મદેવત્વ જેમાં છે તે બ્રહ્મી, બ્રહ્મને એટલે વેદને જાણે તે બ્રહ્મજ્ઞ, જેને બ્રાહ્મણ પ્રિય તે બ્રાહ્મણપ્રિય. ॥ ૭૧ ॥

महाक्रमो महा कर्मा महातेजा महोरगः ।
महाक्रतुर्महायज्वा महायज्ञो महाहविः ७२

પગોને ઊંચા મુકવા રૂપ ક્રમ છે જેને તે મહાક્રમ, મહાન છે કર્મ જેનાં તે મહાકર્મા, મહાન તેજયુક્ત મહાતેજા, વાસુકીરૂપ તે મહોરગ, અશ્વમેધાદિક તેથી મહાક્રતુ, મહાયજ્ઞના કર્તા મહાયજ્વા, જપયજ્ઞરૂપ (૮૦) મહાયજ્ઞ, બ્રહ્માર્પણ હવિરૂપ તે મહાહવિ. ॥ ૭૨ ॥

स्तव्यःस्तवप्रियःस्तोत्रंस्तुतिः स्तोतारणप्रियः
पूर्ण पूरयिता पुण्यः पुण्य कीर्तिरनामयः ॥

સ્તુતિ કરવા યોગ્ય તે સ્તવ્ય, સ્તુતિ જેને પ્રિય છે તે સ્તવપ્રિય, ગુણપ્રતિપાદક રૂપથી સ્તોત્ર, પુરાણ કીરતન ક્રીયારૂપ તેથી સ્તુતિ,

સ્તુતિનો કર્તા સ્તોતા, રણુ પ્રિય છે તેથી રણુ-પ્રિય, અનંત કલ્યાણુ ગુણપણાથી પૂર્ણુ, ભક્તો-ની કામના પૂરી કરવાનો સ્વભાવ તે પૂરયિતા, મનોહરત્વથી પુણ્ય, પુણ્યકારક જેની કીર્તિ તે પુણ્યકીર્તિ ( ૬૯૦ ), રોગ રહિત તે અનામય.

**मनोजवस्तीर्थकरो वसुरेता वसुप्रदः ।**
**वसुप्रदो वासुदेवो वसुर्वसुमना हविः ७४**

મનના બરોબર વેગવાળા તે મનોજવ, પવિ-ત્રકારકતાથી તીર્થંકર, વસુવર્ણુરેત એટલે વીર્ય છે તે વસુરેતા, પ્રકર્ષયુક્ત ધન આપનાર તે વસુ-પ્રદ, વસુ જે ભીષ્મ તેને ઉત્તમ મોક્ષ આપનાર વસુપ્રદ, વસુદેવના પુત્ર વાસુદેવ, સર્વ વસે છે તેથી વસુ, સર્વત્ર વસવામાં મન છે તે વસુમના, હવ્યરૂપ તેથી હવિ. ( ૭૦૦ ) ॥ ૭૪ ॥

**सद्गतिः सत्कृतिः सत्तासद्भूतिः सत्परायणः ।**
**शूरसेनो यदुश्रेष्ठः सन्निवासः सुयामुनः ७५**

સત્પુરૂષોને પ્રાપ્ત થવાને યોગ્ય તે સદ્ગતિ,

સત્પુરૂષોને માટે કૃતિ છે ને સતકૃતિ, સર્વત્ર અસ્તિપણાથી સત્તા, સત્પુરૂષોને ભૂતિસંપદા જેનાથી તે સદ્ભૂતિ, સત્યભક્તના અભિષ્ટરૂપ સત્યપરાયણ, હનુમાનાદિક શુર સેન્યા છે તેથી શૂરસેન, યાદવમાં શ્રેષ્ઠ યદુશ્રેષ્ઠ, સત્પુરૂષોનો નિવાસ સન્નિવાસ, સુંદર યમનાનું જળ વિષ રહિત થયું તેથી સુયામુન. ॥ ૭૫ ॥

**भूतावासो वासुदेवः सर्वासुनिलयो नलः ।**
**दर्पहा दर्पदो दृप्तो दुर्धरोऽथापराजितः ७६**

ભૂતોનો અવાસ તે ભૂતાવાસ; (૧૦) વિશુદ્ધ સત્વમાં પ્રતિત થનાર તે વાસુદેવ, સર્વ પ્રાણના આશ્રય સર્વાસુનિલય, જનોને પ્રકાશ કરે છે તેથી અનલ, દુષ્ટોના ભયને હણે છે તે દર્પહા, અસુરોને ભય દેનાર તે દર્પદ, નિજાનંદ અનુભવ તેથી દૃપ્ત, દુઃખથી ધારવામાં ન આવે તે દુર્ધર, શત્રુથી ન જીતાય તે અપરાજીત. ॥ ૭૬ ॥

विश्व मूर्तिर्महामूर्तिर्दीप्तमूर्तिरमूर्तिमान् ।
अनेकमूर्तिरव्यक्तः शतमूर्तिःशताननः ॥ ७७

વિશ્વ છે મૂર્તિ જેની તે વિશ્વમૂર્તિ, મહત્ પૂજ્ય મૂર્તિ જેની તે મહામૂર્તિ, પ્રકાશમાન મૂર્તિ તે દીપ્તમૂર્તિ, જેના સમાન મૂર્તિમાન નથી તે અમૂર્તિમાન, ભક્તોની ઇચ્છારૂપ અનેક રૂપ તે અનેકમૂર્તિ, એ એમજ છે તે જાણવામાં ન આવે તેથી અવ્યક્ત, અસંખ્યમૂર્તિ તેથી શતમૂર્તિ, શતમૂર્તિ છે તેથી શતાનન. ૭૭

एकोनेकः सवकः किं यत्तत्पदमनुत्तमम् ।
लोकबंधुर्लोकनाथो माधवो भक्तवत्सलः ॥

સૂક્ષ્મ જગત રૂપથી એક, સ્થુળથી અનેક; સંતાનરૂપથી સર્વ, સુખરૂપથી કઃ ( ૩૦ ), વિચારરૂપથી કિં, જેને ભક્ત ચહાય છે તે તે, થાય છે યતત્, ભક્તોનું પ્રતિષ્ઠરૂપ પદ, જેના સમાન ઉત્તમ નહીં તે પદ અનુત્તમ, લોકના બંધુ લોક બંધુ, લોકોના નાથ લોકનાથ,

મા–લક્ષ્મી તેના પતિ માધવ, જેનો પ્યાર ભક્તો પર છે તે ભક્તવત્સલ. ॥ ૭૮ ॥

सुवर्णवर्णो हेमांगो वरांगश्चंदनांगदी ।
वीरहाविषमःशून्याघृताशीरचलश्चलः ॥७९

સુવર્ણ સરખો વર્ણ તે સુવર્ણ વર્ણ, હેમના જેવું અંગ તે હેમાંગ ( ૪૦ ) શ્રેષ્ઠ અંગ છે તેથી વરાંગ, ચંદન અને અંગદ છે તે ચંદનાંગદી, અસુર વીરોને મારવાથી વીરહા, જેના બરાબર નહીં તે વિષમ, આકાશરૂપથી શૂન્ય, ભક્તોના આશીર્વાદ ધારણ કર્યા છે તે ધૃતાશી, સ્વરૂપથી ન ચળે તે અચળ, સર્વ પ્રાણી ચળવાથી ચળ. ॥ ૭૯ ॥

अमानी मानदो मान्यो लोकस्वामी त्रिलोकधृक् । सुमेधा मेधजो धन्यः सत्यमेधा धराधरः ॥ ८० ॥

દેહ અભિમાન રહિત અમાની, ભક્તોને માન આપનાર માનદ ( ૫૦ ) સર્વને માનવા

લોક્ય માન્ય, લોકોના સ્વામી લોકસ્વામી, ત્રણ લોકને ધારણ કરનાર ત્રિલોકધૃક્, સુંદર મેધા એટલે પ્રજ્ઞા છે તે સુમેધા, ધરા જે પૃથ્વીને ધારણ કરે તે ધરાધર. ॥ ૮૦ ॥

**તેજો વૃષો દ્યુતિધરઃ સર્વશસ્ત્રભૃતાં વરઃ ।**
**પ્રગ્રહો નિગ્રહો વ્યગ્રો નૈકશૃંગો ગદાગ્રજઃ ॥ ૮૧**

સૂર્યરૂપ તેજથી વર્ષા કરે તે તેજોવૃષ, દ્યુતિના ધરવાથી દ્યુતિધર ( ૬૦ ) સર્વ શસ્ત્રધારીઓમાં શ્રેષ્ઠ તે સર્વશસ્ત્રભૃતાંવર, ભક્તોની પૂજા ગ્રહણ કરે તેથી પ્રગ્રહ, દુર્જનોના નિગ્રહથી નિગ્રહ, વિવિધ જીવોના અગ્રજ તે ગદાગ્રજ. ॥ ૮૧ ॥

**ચતુર્મૂર્તિશ્ચતુર્બાહુશ્ચતુર્વ્યૂહશ્ચતુર્ગતિઃ ।**
**ચતુરાત્મા ચતુર્ભાવશ્ચતુર્વેદવિદેકપાત્ ॥ ૮૨ ॥**

રામ, લક્ષ્મણ, ભરત, શત્રુઘ્ન એ અવતાર તેથી ચતુર્મૂર્તિ, જેને ચાર બાહુ તે ચતુર્બાહુ, વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અને અનિરુદ્ધ એ

ચાર ચતુર્મુખ, એ ચાર આશ્રમોનો આશ્રય તે ચતુર્ગતિ ( ૭૦ ) રાગ દ્વેષ રહિત ચતુર; અને મન બુદ્ધિ ચિત્ત અહંકાર એ ચારે રૂપથી ચતુરાત્મા, ચારે પુરુષાર્થ જેથી ઉત્પન્ન થાય તે ચતુર્ભાવ, ચાર વેદને જાણે તે ચતુર્વેદવિત્, આ જગત્ જેનું એક પદ છે તેથી એકપાત્.

**समावर्तो निवृत्तात्मा दुर्जयो दुरतिक्रमः ।**
**दुर्लभो दुर्गमो दुर्गो दुरावासो दुरारिहा ८३**

સંસાર ચક્રનું સમાવર્તન કરવાથી સમાવર્ત, સંસારથી આત્મા નિવૃત્ત છે તે નિવૃત્તાત્મા, દુઃખથી પણ ન જીતાય તે દુર્જય, દુઃખથી અતિક્રમણ ન થાય તે દુરતિક્રમ, ભક્તિએ કરી મળચો દુર્લભ તે દુર્લભ, જ્ઞાનીને દુઃખથી પ્રાપ્ત થાય તેથી દુર્ગમ ( ૮૦ ), સર્વને દુઃખથી પણ ન મળી શકે તે દુર્ગમ, દુઃખથી ધ્યાનમાં વસી શકે તે દુરાવાસ, દુષ્ટોને મારે તે દુરારિહા. ॥ ૮૩ ॥

शुभांगो लोकसारंगः सुतंतुस्तंतुवर्धनः ।
इंद्रकर्मा महाकर्मा कृतकर्मा कृतागमः ८४

શુભ અંગ જેને છે તે શુભાંગ, લોકના અલંકાર રૂપ તેથી લોકસારંગ, સુંદર તેને આ સંસાર તે સુતંતુ, એનેજ વધારનાર તંતુવર્ધન, શ્રેષ્ઠ કર્મ છે જેનાં તે ઇંદ્રકર્મા, મહાકર્મ જેનાં છે તે મહાકર્મા, કર્યાં છે કર્મ જેણે તે કૃતકર્મા (૯૦) જેણે આગમ શાસ્ત્ર કર્યું છે કૃતાગમ.

उद्भवः सुंदरः सुंदो रत्ननाभः सुलोचनः ।
अर्को वाजसनः श्रृंगी जयंतः सर्वविज्जयी८५

જેનાથી જગત્ ઉત્પન્ન થયું તે ઉદ્ભવ, અતિ શોભિત સુંદર લોકને શોભાયમાન કરે ત સુંદર, દયાના દરીયા તે સુંદ, ભૂતવંસ છે જેને તે રત્નનાભ, સારાં લોચન છે જેનાં તે સુલોચન, લોકમાં અર્ચિંત તે અર્ક; વાજ અનંત લોકોને આપે તે વાજસન, મત્સાવતારમાં શૃંગ ધારણ કર્યું તેથી શૃંગી, જીતે તે જયંત, (૮૦૦)

સર્વને જાણે ને જીતે તે સર્વવિજ્જયી. ૮૫

सुवर्णबिंदुरक्षोभ्यः सर्ववागीश्वरेश्वरः ।
महाह्रदोमहागर्तो महाभूतो महानिधिः ८६

સુંદર વર્ણ બિંદુ એટલે અંગ જેનું તે સુવર્ણ બિન્દુ, જે ક્ષોભને પ્રાપ્ત ન થાય તે અક્ષોભ્ય, સર્વ વાણીના ઈશ્વરેશ્વર વાગીશ્વરેશ્વર, યોગીંદ્ર હ્રદય તે મહાહ્રદય વા મોટું હ્રદય છે જેનું તે મહાહ્રદય, જ્યારે ગોવરધન ઉચક્યો અને તેની નીચે ગરદમાં વા ઘેરાવામાં ગોવાળ અને ગાયો પેસાડી રક્ષણ કર્યું ત્યારે મહાગર્ત, મહા ભૂત થયા તેથી મહાભૂત, મહા આધાર તે મહાનિધિ ॥ ૮૬ ॥

कुमुदः कुंदरः कुंदः पर्जन्यः पावनोऽनिलः —
अमृतांशोऽमृतवपुः सर्वज्ञः सर्वतोमुखः ८७

કુ જે પૃથ્વી તેનો ભાર ઉતારી હર્ષ કરનાર તે કુમુદ, કુત્સિત જે દુર્જન માણસ તેને મારનારથી કુંદર, અથવા કુ જે ધરા તે ફાડનાર

હિરણ્યાક્ષને મારવા વારાહરૂપ ધર્યું તે કુંદર (૧૦) કુ જે પૃથ્વીને કશ્યપને આપી તેથી કુંદ, વર્ષાની માફક તાપનાશક પર્જન્ય, વાયુ સમ વેગ તે પવન, એથી પર કોઇ નહીં તે અનિલ, દેવતાઓને અમૃત ખવરાવે તે અમૃતાંશ, મરણ રહિત શરીર તે અમૃતવપુ, સર્વને જાણે તે સર્વજ્ઞ, સર્વના તરફ મુખ તે સર્વમુખ. ॥ ૮૭

सुलभः सुव्रतः सिद्धः शत्रुजिच्छत्रुतापनः ।
न्यग्रोधोदुंबरोश्वत्थश्चाणूरांध्रनिषूदनः ८८

સનુજ નામ ભક્તિ કીર્તનાદિકથી પ્રાપ્ત થાય તે સુલભ, સુંદર વરદાયક વ્રત તે સુવ્રત (૨૦) પોતે સમર્થ તે સિદ્ધ, શત્રુ જીતવાથી શત્રુજીત, શત્રુને તપાવાથી શત્રુતાપન, સર્વ પ્રાણીનો અવરોધન કરે તે ન્યગ્રોધ [illegible] [illegible]ते એ પ્રમાણથી—ઓદુંબર જે અનાદિક વસ્તુ તેથી કરી જગતનું પોષણ કરે તે ઓદુંબર, સંસાર વૃક્ષરૂપથી અશ્વત્થ

આહુર નામ અંત્રદેશવાસી મત્સ્યરૂપ અસુરને મારવાથી આહુરાંધ્રનિષૂદન. ॥ ૮૮ ॥

सहस्रार्चिःसप्तजिह्वः सप्तैधाःसप्तवाहनः ।
अमूर्तिरनघोऽचिंत्यो भयकृद्भयनाशनः ८९

સહસ્ર છે અર્ચિ એટલે કિરણ જેને તે સહસ્રાર્ચિ, જે અગ્નિની કાલી, કરાલી, મનોજવા સુલોહિતા, સુધુમ્રવર્ણા, સ્ફુલિંગિની અને વિશ્વરુચિ એ સાત જીહ્વા તે સપ્તજીહ્વા, તેથેરૂપ જે સાત સમીધિયે। સપ્તૈધા ( ૩૦ ) સાત ઘોડેવાહન સૂર્યરૂપ છે તે સપ્તવાહન (સૈ ક ઘોડા સાત ઘોડાનું વાહન છે એ શ્રુતિ છે) જેની મૂર્તિ નથી અમૂર્તિ, પાપરહિત અનઘ, ચિંતવનમાં ના આવે તે અચિંત્ય, ભક્તિહીન-પુરૂષોને ભયકારક તેથી ભયકૃત, ભક્તના ભયનાશક તે ભયનાશન. ॥ ૮૯ ॥

अणुर्बृहत्कृशःस्थूलो गुणभृन्निर्गुणो महान् ।
अधृतःस्वधृतः स्वास्यः प्राग्वंशो वंशवर्धनः ॥

સૂક્ષ્મરૂપથી અણુ, સ્થુલરૂપથી સ્થુલ (૪૦) કલ્યાણ ગુણોને ધારણ કરે તે ગુણભૃત, ગુણ રૂપ જે સુખદુઃખાદિકથી રહિત નિર્ગુણ, સર્વના પૂજ્ય તેથી મહાન્, પૃથ્વી આદિને ધારણ કરનારને પણ ધારણ કર્યું છે તેથી અધૃત, અર્થાત્ બીજાથી ન ધારણ થાય એવું ત્યારે કોઈ શંકા કરે કે આ શી રીતે હમણાં ધારણ કરી રહેલ છે? તો સ્વધૃત અર્થાત્ પોતે ધારણ કર્યું છે તેથી સ્થિર, જેનો શ્વાસ રૂગ્વેદ, આદિક સ્તુતિરૂપ તેથી સ્વાસ્ય, પ્રથમ એટલે પૂર્વ બ્રહ્માદિકવંશ તે પ્રાગ્વંશ, વંશની વૃદ્ધિ કરે તે વંશવર્ધન. ॥ ૯૦ ॥

भारतभृत् कथितो योगी योगीशःसर्वकामदः
आश्रमः श्रमणः क्षामःसुपर्णो वायुवाहनः९१

શેષ રૂપ ધરી ભૂભાર ધારણ કર્યો તેથી ભારભૃત, વેદોએ કરી કહેવામાં આવે તે કથિત (૫૦), જેને યોગ છે તે યોગી, યોગીના ઈશ

તે યોગીશ, સર્વ કામના આપે તે સર્વકામદ, સંસારમાં ભમતા જનોને વિશ્રામ સ્થાનરૂપ તેથી આશ્રય, અભકતોને શ્રમ પ્રાપ્ત કરે તે શ્રમણ, પ્રલયકાળમા પ્રજાને દુર્બળ કરે તેથી ક્ષામ, સંસાર વૃક્ષરૂપ તેનાં વેદરૂપ સુંદરપર્ણ તેથી સુપર્ણ, છંદ જેનાં પાંદડ છે, ઇત્યાદિ સ્રુતિ પ્રમાણથી વાયુને ચલાવે તે વાયુવાહન.

धनुर्धरो धनुर्वेदो दंडो दमयिता दमः ।
अपराजितः सर्वसहोनियंतानियमोयमः ९२

ધનુષને ધરે તે ધનુર્ધર, ધનુષના ગુણદોષોને જાણે તે ધનુર્વેદ (૯૦) લોકોને દમન કરે તે દંડ, મનુઆદિકપતદમન કરાવ્યું તેથી દમયિતા, જે દંડનું ફળ તે દમ, અપરા જે - ઓપી તેનાથી જીતાયા તે અપરાજીત, સર્વને સહન કરે છે તેથી સર્વસહ, પોતપોતાના અધિકાર નિયમિત કરે તે નિયંતા, જેમાં અન્યકૃત્ય નિયમ નહીં તે અનિયમ, જેનું

મૃત્યુ નહીં તે અયમ. ॥ ૯૨ ॥

सत्ववान् सात्त्विकः सत्यः सत्यधर्मपरायणः
अभिप्रायःप्रियार्होऽर्हःप्रियकृत्प्रीतिवर्धनः ॥

શુદ્ધ સત્વ જેમાં છે તે સત્વવાન, સત્વગુણ પ્રધાન તે સાત્વિક (૭૦), સત્યસ્વરૂપ સત્ય, સત્યધર્મમાં તત્પર તે સત્યધર્મપરાયણ, સર્વ પુરૂષાર્થ ચાહનાર તે અભિપ્રતરૂપ તે અભિપ્રાય, પ્રિયવસ્તુના યોગ્ય તે પ્રિયાર્હ, પૂજાને યોગ્ય અર્હ, પ્રિય જે સુખને કરે તે પ્રિયકૃત, પ્રીતિને વધારે તે પ્રીતિવર્ધન. ॥ ૯૩ ॥

विहायसगतिर्ज्योतिः सुरुचिर्हुतभुग्विभुः ।
रविर्विरोचनः सूर्यः सविता रविलोचनः ९४

વિહાયસ જે ગરૂડ તે ઉપર ગતિ છે તેથી વિહાયસગતિ, પ્રકાશમાન તેથી જ્યોતિ, સુંદર કાન્તિ છે તેથી સુરૂચિ, સર્વ દેવના નિમિત્ત હુત પદાર્થને ભોગવે તે હુતભુક્, સામર્થ્ય તાથી વિભુ, સૂર્યરૂપ રવિ વિશેષે કરી પ્રકાશ

કરે તે વિરોચન, સૂર્યના અંતર્યામી તેથી સૂર્ય, જેથી જગત પ્રસન્ન થાય તે સવિતા, ભાનુ છે લોચન-આંખ જેને તે રવિલોચન.

अनंतो हुतभुग्भोक्ता सुखदो नैकजोऽग्रजः ।
अनिर्विण्णः सदामर्षी लोकाधिष्ठानमद्भुतः ॥

જેનો અંત નહિં તે અનંત, અગ્નિરૂપથી હુત ભોગવે તે હુતભુગ, સર્વ વસ્તુ ભોગવે તે ભોક્તા (૯૦), સુખ આપે તે સુખદ, અનેક રૂપથી પ્રગટ માટે અનેકજ, બ્રહ્મારૂપ સૃષ્ટિથી અગ્રજ માટે અગ્રજ, સાધનપણાથી અનિર્વિણ્ણ, સદા સહનશીલ સદામર્ષી, લોકોના આધાર માટે લોકાધિષ્ઠાન, અનેક શક્તિપણાથી અદ્ભુત. ॥૯૫॥

सनात्सनातन तमः कपिलः कपिरव्ययः ।
स्वस्तिदः स्वस्तिकृत्स्वस्ति स्वस्तिभुक् स्वस्तिदक्षिणः ॥ ९६ ॥

સન જે સર્વ દૃત્ત તે પદાર્થ જેને પ્રાપ્ત થાય તે

સનાત, અતિશય સનાતન તે સનાતન તમ, કપિલ અવતારથી કપિલ, (૯૦૦), વરાહ અવતારથી કપિ, પ્રલયરૂપથી અવ્યય, ભક્તોને સ્વસ્તિ આપે તે સ્વસ્તિદ, લોકની સ્વસ્તિ કરવાથી સ્વસ્તિકૃત, કલ્યાણથી સ્વસ્તિ, ભક્તોનું મંગળ પાલન કરે તે સ્વસ્તિભુક્, સ્વસ્તિ જે કલ્યાણ તેમાં દક્ષિણ ચતુર સ્વસ્તિદાક્ષણ. ॥ ૯૬ ॥

अरौद्रःकुंडली चक्री विक्रम्यूर्जितशासनः ।
सब्दातिगः शब्दसहः शिशिरः शर्वरीकरः॥

રૌદ્ર કર્મ જેને નથી તે અરૌદ્ર, જેને કુંડળ છે તે કુંડળી, જેને ચક્ર છે તે ચક્રી (૧૦) વિક્રમ જેને છે તે વિક્રમી, જેનું શાસન તે ઉરજીત શાસન, ઉરજીત શબ્દનું પણ ઉલંઘન કરે તે શબ્દાતિગ, શબ્દ જે વડે વેદ સહ એટલે પરાક્રમ તે શબ્દસહ, સંસાર તાપ નાશકથી શિશિર, સંસારીને જ્ઞાનરૂપ

અને જ્ઞાનીને સંસારરૂપ રાત્રી કરે છે તે શર્વરીકર. ॥ ૯૭ ॥

अक्रूरः पेशलो दक्षो दक्षिणः क्षमिणांवरः।
विद्वत्तमो वीत्तभयः पुण्यश्रवणकीर्तनः ९८

જે ક્રૂર નહિં તે અક્રૂર, જે સર્વદા રૂચિર તે પેશલ, શીઘ્ર કાર્ય કરનાર દક્ષ તે સરળ, ઉદાર તે દક્ષિણ (૨૦), ક્ષમાવનમાં શ્રેષ્ઠ તે ક્ષમિણાંવર, અતિશય વિદ્વાન તે વિદ્વત્તમ, ભય રહિત વીતભય, પુણ્ય શ્રવણ કીર્તન જેને છે તે પુણ્યશ્રવણકીર્તન. ॥ ૯૮ ॥

उत्तारणो दुष्कृतिहापुण्यो दुः स्वप्ननाशनः।
वीरहा रक्षणः संतो जीवनः पर्यवस्थितः९९

સંસારથી તારે તે ઉત્તારણ, દુષ્ કૃતિને હણે તે દુષ્કૃતિહા, પુણ્ય કરે અને કહે તે પુણ્ય, દુઃસ્વપ્ન નાશ કરે તે દુઃસ્વપ્નનાશન, વિવિધ પ્રકારે સંસારીને ગતિ મુક્તિ આપે ને અજ્ઞાન હણે તે વીરહા, રક્ષણ કરે તે રક્ષણ,

સન્માર્ગવર્તી તે સંત, પ્રાણીઓને જીવાડે તે જીવન, પરીત એટલે સંસારનાં વ્યાપી અવસ્થિત તે પર્યવસ્થિત. ॥ ૯૯ ॥

अनंतरूपोऽनंतश्रीर्जितमन्युर्भयापहः ।

चतुरस्रोगभीरात्मा विदिशो व्यादिशो दिशः ॥

અનેક રૂપવાળો તે અનંત, અનંત સંપદા જેને છે તે અનંતશ્રી, જેણે ક્રોધ જીત્યો છે તે જીતમન્યુ, ભય હણે તે ભયાપહ, ચારે વેદ અસ્ત્ર ચતુષ્કોણ જેનાં છે તે ચતુરસ્ર, [illegible]ીર છે આત્મા જેનો તે ગભીરાત્મા, ભક્તોને વિવિધ ફળ આપે તે વિદિશ (૪૦), વિશેષ ઉપદેશ કરે તે વ્યાદિશ, વેદરૂપથી કર્મફળનો ઉપદેશ કરે તે દિશ. ॥ ૧૦૦ ॥

अनादिर्भूर्भुवो लक्ष्मीः सुवीरो रुचिरांगदः

जननो जनजन्मादिर्भीमो भीमपराक्रमः १

જેનું આદિકારણ નહિ તે અનાદિ, ભૂમી જે પૃથ્વી સરખા સર્વના આધાર તે ભૂત ભૂલો-

કની લક્ષ્મી શોભારૂપ તેથી કરી ભૂષુંવોલ-ક્ષ્મી, સુંદર વીર એટલે પૂજ છે જેને તે સુ-વીર, રૂચિર છે અંગદ જેનો તે રૂચિરાંગદ, પ્રદ્યુમ્નાદિકને પેદા કરવાથી જનન, જનેતા જન્મઆદિ કારણ તેથી જનજન્માદિ, ભયના કારણથી ભીમ, ભયકર પરાક્રમ તે ભીમપરાક્રમ. ( ૫૦ ) ॥ ૧૦૧ ॥

आधारनिलयो धातापुष्पहासः प्रजागरः ।
ऊर्ध्वगः सत्पथाचारः प्राणदः प्रणवः पणः ॥

આધાર જે દેહ તેનું નિલય એટલે સ્થાન તે આધારનિલય, જેનો ધાતા–ધારણ કર-નાર બીજો કોઇ નથી તે અધાતા, પુષ્પ સદૃશ આનંદકારક જેનું હાસ્ય છે તે પુષ્પહાસ, પ્રકર્ષ કરીને જાગરણ જેનું એટલે અખંડ જ્ઞાની તે પ્રજાગર, સર્વેના ઉપર વૈકુંઠ તે ઉર્ધ્વગ, સત્પુરૂષોને સત્ય આચરણ કરાવે તે સત્પથાચાર, પ્રાણ આપનાર પ્રાણદ, જેની

જન–માણુસો સ્તુતિ કરે પ્રણવ, વ્યવહાર કરે તે પણ. ॥ ૧૮૨ ॥

**प्रमाणंप्राणनिलयः प्राणभृत्प्राणजीवनः ।**
**तत्त्वंतत्त्वविदेकात्माजन्ममृत्युजरातिगः ३**

યાદવને મર્યાદારૂપ તેથી પ્રમાણુ (૬૦), પ્રાણુ જે જીવ તેનો આધાર પ્રાણુનિલય, અનાદિ રૂપ કરીને પ્રાણનું પોષણ કરે તે પ્રાણુભૃત, પ્રાણુને જીવાડનાર પ્રાણુજીવન, તત્વરૂપથી તત્વ, તત્વને જાણે તે તત્વવિદ, તત્વ એક વાચી શબ્દ છે માટે એકાત્મા, જન્મ મૃત્યુ વૃદ્ધાવસ્થાને ઉલંઘન કરે તે જન્મ મૃત્યુ જરાતિગ. ॥ ૧૦૩ ॥

**भूर्भुवः स्वस्तरूस्तारः सपिताप्रपितामहः ।**
**यज्ञोयज्ञपतिर्यज्वा यज्ञांगो यज्ञवाहनः १०४**

ભૂલોક ભુવર્લોક અને સ્વર્ગલોક ને કલ્પતરૂપ ઇચ્છિતદાયક ભૂર્ભુવઃ સ્વસ્તરૂ, ભક્તોનો તારક તે તાર, સાધારણ સર્વના પિતા તે સ-

પિતા (૭૦), પિતામહ પણ પિતા તેથી પ્ર-
પિતામહ, જે યજન કરવામાં આવે તે યજ્ઞ,
યજ્ઞના પાલક તે યજ્ઞપતિ, યજ્ઞ કરનાર યજ્વા,
યજ્ઞ જેનું અંગ છે તે યજ્ઞાંગ, યજ્ઞ જે પૂજન
તે વાહન પ્રાપ્તિકારક જેનું તે યજ્ઞવાહન.

**यज्ञभृद्यज्ञकृद्यज्ञी यज्ञभुग्यज्ञसाधनः ।**
**यज्ञांतकृद्यज्ञगुह्यमन्नमन्नाद एवच ॥ १०५ ॥**

સૃષ્ટિની આદિમાં યજ્ઞને ધારણ કરવાથી
યજ્ઞભૃત, સૃષ્ટિની આદિ અંતમાં યજ્ઞ કરે તે
યજ્ઞકૃત, યજ્ઞ અવતાર છે તે યજ્ઞી, યજ્ઞમાં સર્વ
દેવરૂપથી ભોજન કરવાથી યજ્ઞભુક્ (૮૦), યુ-
ધિષ્ઠિરનો યજ્ઞ સાધવાથી યજ્ઞસાધન, યજ્ઞનો
અંત જે ફળના કર્તા તે યજ્ઞાંતકૃત, યજ્ઞ ક-
રીને ગુહવામાં જોવામાં આવે વા મળે તે
યજ્ઞગુહ્ય, જેને જન ખાય છે તે અન્ન, એ
અન્નને ખાય તે અન્નાદ, એવચ એટલે (એક
પુરૂષ વા સ્ત્રી છે) અર્થાત્ એક બ્રહ્મ. ૧૦૫

आत्मयोनिः स्वयंजातोवैखानः सामगायनः
देवकीनंदनः स्रष्टाक्षितीशः पापनाशनः ॥६

પોતે હોતાનું કારણ તેથી આત્મયોનિ, સ્વયં જન્મવાથી સ્વયંજાત, પૃથ્વી ખોદી પાતાળમાં જઇ હિરણ્યાક્ષનો વધ કર્યો તેથી વૈખાન, સામવેદ જેનું ગાન કરે તે સામગાયન, દેવકીના પુત્ર દેવકીનંદન ( ૯૦ ), પ્રજા ઉત્પન્ન કરવાથી સ્રષ્ટા, ક્ષિતી જે પૃથ્વી તેના ઇશ તે ક્ષિતીશ, એવા રામચંદ્રનું કીર્તન પૂજન ધ્યાન સ્મર્ણ પાપરાશીને નાશકારક છે માટે પાપનાશન. ॥ ૧૦૬ ॥

शंखभृन्नंदकी चक्री शार्ङ्गधन्वा गदाधरः ।
रथांगपाणिरक्षोभ्यः सर्वप्रहरणायुधः १०७

શંખને ધારણ કરવાથી શંખભૃત, નંદન જે કૃષ્ણ તે નંદકી, જેને ચક્ર છે તે ચક્રી, શાર્ઙ્ગ ધનુષ જેને છે તે શાર્ઙ્ગધન્વા, ગદા ધારણથી ગદાધર, રથાંગ જે ચક્ર જેના હા-

થમાં છે તે રથાંગપાણી, શત્રુએ કરીને જેને ઉદ્વેગ નહીં તે અક્ષોભ્ય, સર્વ હથીઆર પ્રહાર યોગ્ય છે માટે સર્વ પ્રહરણાયુધ. ૧૦૭

सर्वप्रहरणायुधोनम इति । इतीदं कीर्तनीयस्य केशवस्य महात्मनः । नाम्नां सहस्रं दिव्यानामशेषेण प्रकीर्तितम् ॥ १०८ ॥

એ પ્રકારે આ કીર્તન કરવા યોગ્ય મહાત્મા કેશવનાં દિવ્ય સહસ્રનામ સંપુર્ણ રીતે મેં કહ્યાં. ॥ ૧૦૮ ॥

य इदं श्रृणुयान्नित्यं यश्चापि परिकीर्तयेत् । नाशुभं प्राप्नुयात्किंचित्सोऽमुत्रेह च मानवः

આ સહસ્રનામ જે માણસ નિત્ય શ્રવણ કીર્તન કરે તે આ લોકમાં ને પરલોકમાં દુર્ગતિ પામતો નથી. ॥ ૧૦૯ ॥

वेदांतगोब्राह्मणःस्यात्क्षत्रियोविजयीभवेत् । वैश्यो धनसमृद्धःस्याच्छूद्रःसुखमवाप्नुयात् ॥

આ સહસ્રનામ ભણવાથી, સાંભળવાથી

બ્રાહ્મણ વેદ પારંગત થાય, ક્ષત્રી વિજયી થાય, વૈશ્ય ધનવાન થાય અને શુદ્ર સુખને પ્રાપ્ત કરે. ॥ ૧૧૦ ॥

धर्मार्थी प्राप्नुयाद्धर्ममर्थार्थी चार्थमाप्नुयात् ।
कामानवाप्नुयात्कामी प्रजार्थीप्राप्नुयात्प्रजाम्

આ સહસ્રનામથી ધર્માર્થી ધર્મને, અર્થાર્થી અર્થને, કામાર્થી કામનાઓને, અને પ્રજાર્થી પ્રજાને પામે છે. ॥૧૧૧॥

भक्तिमान्यः सदोत्थाय शुचिस्तद्गतमानसः
सहस्रं वासुदेवस्य नाम्नामेतत्प्रकीर्तयेत् ११२
यशः प्राप्नोति विपुलं ज्ञातिप्राधान्यमेव च ।
अचलांश्रियमाप्नोति श्रेयःप्राप्नोत्यनुत्तमम् ॥
न भयं कंचिदाप्नोति वीर्यं तेजश्च विंदति ।
भवत्यरोगो द्युतिमान्बलरूपगुणान्वितः ११४

જે ભક્તજન નિત્ય પ્રભાતે ઉઠીને, સ્નાન કરી, પવિત્ર થઇ, મનમાં આ શ્રી વિષ્ણુનાં સ-

હસ્રનામનો પાઠ કરે છે તે મોટો યશ મેળવે છે, જ્ઞાતિમાં મહત્તા પામે છે, અચળ સંપત્તિ મેળવે છે અને ઉત્તમ પ્રકારનું સુખ મેળવે છે. તે કોઈથી ભય પામતો નથી તે વીર્ય અને તેજને પામે છે. તથા નિરોગી, કાંતિવાળો, બળવાન, રૂપવાન અને ગુણવાન થાય છે.

रोगार्तो मुच्यते रोगाद्बद्धो मुच्येत बंधनात् ।
भयान्मुच्येत भीतस्तुमुच्येतापन्नः आपदः ॥

રોગથી પીડાએલો, બંધાએલો, ભય પામેલો અને આપદા પામેલો આ સહસ્ત્ર નામના કીર્તનથી મુક્ત થાય છે. ॥ ૧૧૫ ॥

दुर्गाण्यतितरत्याशु पुरुषः पुरुषोत्तमम् ।
स्तुवन्नामसहस्रेण नित्यंभक्तिसमन्वितः ११६

જે પુરુષ નિત્ય ભક્તિયુક્ત પુરુષોત્તમને ભજે સ્તુતિ કરે તે અતિ સંકટોમાંથી શીઘ્ર છુટી જાય-તરી જાય છે. ॥ ૧૧૬ ॥

वासुदेवाश्रयो मर्त्यो वासुदेवपरायणः ।

सर्वपापविशुद्धात्मायातिब्रह्मसनातनम् ११७

જે માણસ કેવળ વાસુદેવ પરાયણ થઈ વાસુદેવનો આશ્રયજ રાખે છે તે સર્વ પાપરહિત સનાતન બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ॥ ૧૧૭ ॥

नवासुदेवभक्तानामशुभं विद्यतेक्कचित् ।
जन्ममृत्युजराव्याधिभयं नैवोपजायते ११८

વાસુદેવના ભક્તને કદી અશુભ, જન્મ મૃત્યુ જરા અને રોગનો ભય થતો નથી. ૧૧૮

इमं स्तवमधीयानः श्रद्धाभक्तिसमन्वितः ।
युज्येतात्मसुखक्षांतिश्रीधृतिस्मृतिकीर्तिभिः ॥

આ સહસ્ર નામનો શ્રદ્ધા ભક્તિ સંયુક્ત પાઠ કરે તો આત્મસુખ, ક્ષમા, સંપદા, ધૈર્યધારણ, સ્મર્ણશક્તિ અને કીર્તિ મેળવેછે. ૧૧૯

न क्रोधो न च मात्सर्यं न लोभो नाशुभामति
भवंति कृतपुण्यानां भक्तानां पुरुषोत्तम१२०

જે પુરૂષોત્તમના ભક્ત છે તેમને ક્રોધ, ઈર્ષ્યા, લોભ અને અશુભ મતિ થતી નથી; કારણ

તેમણે બહુ પુણ્ય કર્યું છે.

द्यौःसचंद्रार्कनक्षत्रा खं दिशो भूर्महोदधिः ।
वासुदेवस्य वीर्येण विधृतानि महात्मनः१२१

સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, અંતરીક્ષ, આકાશ, સર્વ દિશા, પૃથ્વી અને સમુદ્ર એ સઘળું માહાત્મા વાસુદેવના પરાક્રમે કરી ટકી રહ્યાં છે. ૧૨૧

ससुरासुरगंधर्वं सयक्षोरगराक्षसम् ।
जगद्वशे वर्ततेदं कृष्णस्य सचराचरम् १२२

દેવતા, દૈત્ય, ગંધર્વ, યક્ષ, સર્પ-આદિ સહિત આ સચરાચર જગત્ શ્રીકૃષ્ણને વશ વર્તી રહ્યું છે. ॥ ૧૨૨ ॥

इंद्रियाणि मनोबुद्धिःसत्त्वं तेजोबलंधृतिः ।
वासुदेवात्मकान्याहुःक्षेत्रंक्षेत्रज्ञएवच १२३

ઇંદ્રિયો, મન, બુદ્ધિ, સત્વ, તેજ, બલ, ધૈર્ય, ધારણા, શરીર, ( ક્ષેત્ર ) શરીર જાણે તે જીવ (ક્ષેત્રજ્ઞ) એ સઘળા વાસુદેવના આધારે છે એમ વેદમાં કહ્યું છે. ॥ ૧૨૩ ॥

सर्वागमानामाचारः प्रथमं परिकल्पते ।
आचारप्रभवो धर्मो धर्मस्य प्रभुरच्युतः१२४

સર્વ શાસ્ત્રમાં આચરણ એટલે શુચિતા પ્રથમ કહી છે તે શુદ્ધતાથી ધર્મ છે અને ધર્મથી પ્રભુ પરમાત્મા છે. ॥ ૧૨૪ ॥

ऋषयः पितरो देवा महा भूतानि धातवः ।
जंगमाजंगमं चेदं जगन्नारायणोद्भवम् १२५

રૂષિ, પિતૃદેવ, મહાભૂત, ધાતુ અને સ્થાવર તથા જંગમ રૂપ આ જગત નારાયણથી થયું છે. ૧૨૫

योगोज्ञानंतथासांख्यंविद्याःशिल्पादिकर्मच ।
वेदाःशास्त्राणिविज्ञानमेतत्सर्वंजनार्दनात् ॥

યોગ, જ્ઞાન, સાંખ્ય, સર્વ વિદ્યા, શિલ્પાદિક કર્મ, સર્વ વેદશાસ્ત્ર અને વિજ્ઞાન એ સર્વ જનાર્દનથી ઉત્પન્ન થયું છે. ॥ ૧૨૬ ॥

एको विष्णुर्महद्भूतं पृथग्भूतान्यनेकशः । त्रीन्

लोकान्व्याप्य भूतात्मा भुंक्ते विश्वभुगव्ययः॥

વિષ્ણુજ એક એવા મહાભૂત રૂપ છે કે જે અનેક રૂપે વહેંચાઇ જઇને ભિન્ન ભિન્ન ભૂત વિશેષમાં ઘણાં રૂપ ધરે છે, ત્રણ લોકોમાં વ્યાપીને સર્વ ભૂતોના આત્મા તે સર્વને ભોગવે છે, તે વિશ્વને ભોગવે છે, તે અવિનાશી છે. ૧૨૭

इमं स्तवं भगवतो विष्णोर्व्यासेन कीर्तितम्।
पठेद्य इच्छेत्पुरुषः श्रेयः प्राप्तुं सुखानि च १२८

આ વિષ્ણુ પરમાત્માનું સ્તોત્ર વ્યાસથી કીર્તિત છે. નિત્ય આ ભણવાથી—પાઠ કરવાથી પુરૂષ સુખ અને શ્રેય જે અતિ ઉત્તમ મોક્ષ તેને પ્રાપ્ત થાય છે. ॥ ૧૨૮ ॥

विश्वेश्वरमजं देवं जगतः प्रभवाप्ययम्।
भजंति ये पुष्कराक्षं न ते यांति पराभवम् १२९

જે પુરૂષ વિશ્વના ઇશ્વર અજન્મા સર્વના પ્રકાશક જગતને ઉત્પન્ન રક્ષણ પ્રલયરૂપ

કમળ નયન વિષ્ણુને ભજે છે તે સંસારમાં ફરી પ્રાપ્ત થતા નથી. ॥ ૧૨૯ ॥

॥ अर्जुन उवाच ॥

पद्मपत्रविशालाक्ष पद्मनाभ सुरोत्तम ।
भक्तानामनुरक्तानां त्राता भव जनार्दन १३०

અર્જુન કહે છે કે હે જનાર્દન ! હે કમળ સરખાં નેત્રવાળા ! હે દેવોમાં ઉત્તમ ! હે પદ્મનાભ ! તમારે વિષે આસક્તિવાળા ભક્તજનોના તમે નિરંતર રક્ષણ કરનારા થાઓ. ૧૩૦

॥ श्रीभगवानुवाच ॥

यो मां नाम सहस्रेण स्तोतुमिच्छति पांडव ।
सोऽहमेकेन श्लोकेन स्तुत एव न संशयः १३१

શ્રી ભગવાન કહે છે કે હે અર્જુન ! જે ભક્ત મને વિષ્ણુસહસ્રથી સ્તુતિ કરવાને ઇચ્છે છે, તે જો એક શ્લોકથી પણ મારી સ્તુતિ કરે તો તેણે સઘળી મારી સ્તુતિ કરી એમાં કાંઇ સંશય નથી. ॥ ૧૩૧ ॥

नमोऽस्त्वनंताय सहस्त्रमूर्तये सहस्त्रपादाक्षि शिरोरुबाहवे । सहस्त्रनाम्ने पुरुषाय शाश्वते सहस्त्रकोटीयुगधारिणे नमः ॥१३२॥

ભક્તજનોએ નીચે પ્રમાણે ભગવાનની સ્તુતિ કરવી. અનન્ત મૂર્તિવાળા, અનન્ત આંખ, પગ, શિર, ઉરૂ, અને બાહુવાળા અનન્ત નામવાળા, પુરૂષરૂપ, અનન્ત કોટિયુગને ધારણ કરનારા અને અનન્તરૂપ ભગવાનને હું નમસ્કાર કરૂં છું. ॥ ૧૩૨ ॥

नमः कमलनाभाय नमस्ते जलशायिने । नमस्ते केशवानंत वासुदेव नमोस्तुते ।१३३

કમળ સરખી નાભિવાળા વિષ્ણુને નમસ્કાર, જલમાં શયન કરનાર ભગવાનને નમસ્કાર, હે કેશવ ! હે અનન્ત ! તમને નમસ્કાર કરૂં છું, હે વાસુદેવ ! તમને નમસ્કાર કરૂં છું.

वासनाद्वासुदेवस्य वासितं भुवनत्रयम् । सर्वभूतनिवासोऽसि वासुदेव नमोऽस्तुते ॥

વાસુદેવના નિવાસથી ત્રણ જગત્ વ્યાપ્ત થયેલું છે અને હે વાસુદેવ ! તમે સર્વ જગતના નિવાસરૂપ છો, તમને નમસ્કાર કરૂં છું.

नमोब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ।
जगद्धिताय कृष्णाय गोविंदाय नमो नमः॥

બ્રહ્મના ભક્ત એવા વિષ્ણુદેવને નમસ્કાર કરૂં છું, ગાય અને બ્રાહ્મણનું હિત કરનાર સર્વ જગતનું હિત કરનાર ગોવિંદ કૃષ્ણને વારંવાર નમસ્કાર કરૂં છું. ॥ ૧૩૫ ॥

आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम्
सर्वदेव नमस्कारः केशवं प्रतिगच्छति १३६

આકાશથી પડેલું પાણી જેમ સમુદ્રમા જાય છે, તેમ સર્વ દેવોને કરેલા નમસ્કાર કેશવ પ્રત્યેજ જાય છે. ॥ ૧૩૬ ॥

एष निष्कंटकः पंथा यत्र संपूज्यते हरिः ।
कुपथं तंविजानीयाद्गोविंदरहितागमम् १३७

જે ઠેકાણે હરની પૂજા થાય છે તે માર્ગને

નિષ્કંટક માર્ગ સમજવો અને ઇશ્વરના પૂજન રહિત જે શાસ્ત્ર છે તેને કુમાર્ગ જાણવો.

सर्ववेदेषुयत्पुण्यंसर्वतीर्थेषुयत्फलम् ।
तत्फलंसमवाप्नोतिस्तुत्वादेवं जनार्दनम् १३८

સર્વ વેદો ભણવાથી જે પુણ્ય થાય છે અને સર્વ તીર્થો કરવાથી જે પુણ્ય થાય છે, તે ફળ ભગવાનની સ્તુતિ કરવાથી મનુષ્ય પામે છે.

यो नरः पठतेनित्यं त्रिकालं केशवालये ।
द्विकालमेककालं वा क्रूरं सर्वं व्यपोहति १३९

જે પુરૂષ એક વખત બે વખત અથવા ત્રણ વખત ભગવાનના મંદિરમાં આ સ્તોત્રનો પાઠ કરે છે તેનાં સર્વ દુષ્ટ કર્મો નાશ પામે છે.

दह्यंते रिपवस्तस्य सौम्याः सर्वे सदा ग्रहाः ।
विलीयंतेचपापानिस्तवेह्यस्मिन्प्रकीर्तिते ॥

આ સ્તોત્રનો જે પુરૂષ પાઠ કરે છે તેના શત્રુઓ નાશ પામે છે, તથા તેના સર્વ ગ્રહ અનુકૂળ થાય છે અને સર્વ પાપ લય પામી જાય છે.

येन ध्यातः श्रुतोयेन येनायं पठ्यतेस्तवः ।
दत्तानिसर्वदानानिसुराःसर्वसमर्चिताः १४१

આ સ્તોત્રનું જેણે ધ્યાન કર્યું અથવા આ સ્તોત્રનો જેણે પાઠ કર્યો, તેણે સર્વ દાન આપ્યાં અને સર્વ દેવની પુજા કરી એમ સમજવું.

इह लोके परे वापि न भयं विद्यते क्वचित् ।
नाम्नांसहस्त्रं योऽधीतेद्वादश्यांममसन्निधौ ॥

ભગવાન કહે છે કે, મારી સમીપમાં બારસને દિવસે જે મનુષ્ય આ વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરશે, તેને આ લોક અને પરલોકની અંદર કોઈ ઠેકાણે ભય નથી એમ સમજવું.

शनैर्दहति पापानि कल्पकोटि शतानिच ।
अश्वत्थसन्निधौपार्थतुलसीसन्निधौतथा १४३

હે અર્જુન ! પીંપળાની સમીપમાં અથવા તુલસીની સમીપમાં જે વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરે છે તેનાં અનન્ત કલ્પનાં કોટિ પાપ ધીમે ધીમે બળે છે અને તેને કરોડ ગાય

આપવા જેટલું ફળ થાય છે. ॥ ૧૪૩ ॥

पठेन्नामसहस्रंतु गवां कोटि फलंलभेत् ।
शिवालये पठेन्नित्यं तुल्सीवनसंस्थितः१४४

नरोमुक्तिमवाप्नोति चक्रपाणेर्वचोयथा ।
ब्रह्महत्यादिकं घोरं सर्वपापं विनश्यति १४५

જે મનુષ્ય શિવાલયમાં બેસીને અથવા તુલસીના વનમાં બેસીને નિરંતર આ વિષ્ણુસહસ્ર નામનો પાઠ કરે છે તે મનુષ્ય મોક્ષ પામે છે એવું ભગવાનનું વચન છે અને તેનાં બ્રહ્મહત્યા વગેરે ઘોર પાપ હોય તો તે પણ સર્વ નાશ પામે છે.

इतिश्रीमन्महाभारतेशतसाहस्र्यांसंहितायां
वैयासिक्यामानुशासनिकेपर्वणिदानधर्मे
भीष्मयुधिष्ठिरसंवादेश्रीविष्णोर्दिव्य
सहस्रनामस्तोत्रं संपूर्णम् ॥
॥ श्रीकृष्णार्पणमस्तु ॥

# ॥ अथ भीष्मस्तवराज ॥



श्रीगणेशायनमः ॥ श्रीगोपालकृष्णायनमः

जनमेजय उवाच ॥

शरतल्पे शयनास्तु भारतानां पितामहः ।
कथमुत्सृष्टवान् देहं कं च योगमधारयत् ?

જન્મેજય વૈશંપાયન રૂષિને પૂછે છે–હે મહારાજ! બાણશય્યામાં પેઢેલા કૌરવપાંડવના વૃદ્ધ દાદાજી જે ભીષ્મપિતામહ તેમણે કયા યોગની ધારણા કરી પોતાના દેહનો ત્યાગ કર્યો? (શું આત્મ સાધન વિચાર્યું?) ॥૧॥

॥ वैशंपायन उवाच ॥

श्रृणुष्वावहितो राजन् शुचिर्भूत्वा समाहितः
भीष्मस्य कुरुशार्दूल देहोत्सर्गं महात्मनः २

વૈશંપાયન રૂષિ કહે છે–હે કૌરવોમાં સિંહ તુલ્ય વૃત્તિવાળા જન્મેજય ભૂપાળ! મહાત્મા

એવા ભીષ્મ પિતામહે જે રીતે પોતાના દેહનો ત્યાગ કર્યો તે કથા હું તને કહું છું તે તું સ્વસ્થ ચિત્તે પવિત્ર હૃદયથી શ્રવણ કર. ॥ ૨ ॥

निवृत्तमात्रे त्वयन उत्तरे वै दिवाकरे ।
समावेशयदात्मानमात्मन्येव समाहितः ३

જ્યારે ઉત્તરાયણ એટલે મકર સંક્રાંતીનો સૂર્ય થયો ત્યારે મહાત્મા એવા ભીષ્મ પિતામહે પોતાના આત્માની પરમાત્મા સાથે ઐક્યતા ( એકપણું ) કરી. ॥ ૩ ॥

शुक्लपक्षस्य चाष्टम्यां माघमासस्य पार्थिव ।
प्राजापत्ये च नक्षत्रे मध्यं प्राप्ते दिवाकरे ॥

હે રાજન્ ! ત્યારે માઘ માસની શુકલપક્ષની આઠમ હતી અને સૂર્ય મધ્યાન્હ સમયે પ્રાજાપત્ય ( રોહણી ) નક્ષત્રમાં હતો. ॥ ૪ ॥

विकर्णांशुरिवादित्यो भीष्मः शरशतैश्चितः ।
शुशुभे परया लक्ष्म्या वृतो ब्राह्मणसत्तमैः ५

આહા ! જેવી રીતે પોતાનાં પ્રકાશિત

કિરણોથી આદિત્ય જે સૂર્યનારાયણ શોભે છે તદ્વત-તે જ પ્રકારે બાણુશય્યામાં સૂતેલા અને વિપ્રગણોએ વિંટાએલા એવા મહાત્મા ભીષ્મ પિતામહ પણ શોભી રહ્યા હતા. ॥ ૫ ॥

व्यासेन वेदविदुषा नारदेन सुरर्षिणा ।
देवरातेन वात्स्येन तथा तेन सुमंतुना ॥६

વેદનો પાર પામેલા એવા નારદમુનિ, તથા દેવતાઓને પ્રિય એવા નારદમુનિ, દેવરાતમુનિ, વાત્સ્ય અને સુમંતુ, ॥ ૬ ॥

तथा जैमिनिना चैव पैलेन च महात्मना ।
शांडिल्यदेवलाभ्यांचमैत्रेयेण च धीमता ॥७

જૈમિનિ, પૈલ, શાંડિલ્ય, દેવળ તથા બુદ્ધિમાન એવા મૈત્રેય, ॥ ૭ ॥

असितेन वसिष्ठेन कौशिकेन महात्मना ।
हारीतरोमशाभ्यांच तथात्रेयेन धीमता ॥ ८

અસિત, વશિષ્ઠ, કૌશિક, હારીત, રોમશ અને આત્રેય, ॥ ૮ ॥

बृहस्पतिश्च शुक्रश्च च्यवनश्च महामुनिः ।
सनत्कुमारकपिलौ वाल्मीकिस्तुंबुरुः कुरुः ९

બૃહસ્પતિ, શુક્રાચાર્ય, ચ્યવન, સનત્કુમાર, કપિલ, વાલ્મિકિ, તુંબરૂ અને કુરૂ. ॥ ૯ ॥

मौद्गल्यो भार्गवो रामस्तृणबिंदुर्महामुनिः ।
पिप्पलादश्च वायुश्च संवर्तः पुलहः कचः १०

મૌદ્ગલ્ય, ભાર્ગવ, રામ, તૃણબિંદુ, પિપ્પલાદ, વાયુ, સંવર્ત, પુલહ અને કચ, ॥ ૧૦ ॥

कश्यपश्च पुलस्त्यश्च क्रतुर्दक्षः पराशरः ।
मरीचिरंगिराःकण्वोगौतमोगालवोमुनिः ११

કશ્યપ, પુલસ્ત્ય, કૃતુ, દક્ષ, પરાશર, મરિચિ, અંગિરા, કણ્વ, ગૌતમ અને ગાલવ મુનિ,

धौम्यो विभांडो मांडव्यो धौम्रः कृष्णानुभौतिकः । उलूकः परमा विप्रो मार्कंडेयो महामुनिः ॥१२ ॥

ધૌમ્ય, વિભાંડ, માંડવ્ય, ધૌમ્ર, કૃષ્ણ, અનુ-

ભૌતિક્, પરમ, વિપ્ર ઉલુક, અને માર્કંડેય ૠષિ, ॥ ૧૨ ॥

भास्करः पूरणः कृष्णः सूतः परमधार्मिकः ।
शैब्येन याज्ञवल्क्येन शंखेन लिखितेन च १३

ભાસ્કર, પૂરણ, કૃષ્ણ, પરમ ધર્મને જાણનારા સૂત પુરાણી, શૈબ્ય, યાજ્ઞવલ્ક્ય, શંખ અને લિખિત, ॥ ૧૩ ॥

एतैश्चान्यैर्मुनिगणैर्महाभागैर्महात्मभिः ।
श्रद्धादमपुरस्कारैर्वृतश्चंद्र इव ग्रहैः ॥१४॥

એ વગેરે બીજા કેટલાએક મહાન્ ભાગ્યવાળા અને મહાત્મા તથા શ્રદ્ધાવાળા પ્રાણાયામાદિ નિયમને જાણનારા મુનિશ્વરોથી ચારે બાજુએ વિંટાએલા પિતામહ ભીષ્મ, પણ ગ્રહોથી વિંટાએલા ચંદ્રની પેઠે શોભતા હતા. ॥ ૧૪ ॥

भीष्मस्तु पुरुषव्याघ्र कर्मणा मनसा गिरा ।

शरतल्पगतःकृष्णंप्रदध्यौप्रांजलिःशुचिः १५

પુરૂષ વર્ગમાં વ્યાઘ્ર જેવા બાણશય્યામાં સૂતેલા એવા ભીષ્મપિતામહ, મનસા, વાચા અને કર્મ વડે ( મન, વચન અને કર્મ—ક્રિયા ) કરીને તથા બે હાથ જોડીને શ્રીકૃષ્ણ ભગવાનનું ધ્યાન ધરવા લાગ્યા. ॥ ૧૫ ॥

स्वरेण हृष्टपुष्टेन तुष्टाव मधुसूदनम् ।
योगेश्वरं पद्मनाभं विष्णुं जिष्णुं जगत्प्रभुम् १६

યોગકર્મના ઇશ્વર જે પદ્મનાભ અને જગતનું પાલન કરનાર એવા જે વિષ્ણુ ભગવાન, તેમની મોટા સ્વરવડે સ્તુતિ કરવા લાગ્યા

कृतांजलिः शुचिर्भूत्वा वाग्विदां प्रवर प्रभुः।
भीष्मः परमधर्मात्मा वासुदेवमथास्तुवत् १७

પરમ પરમાત્મા એવા ભીષ્મ પિતામહ પવિત્રપણે હાથ જોડીને વાણીના ઉચ્ચાર કરતા વાસુદેવ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા. ૧૭

॥ भीष्म उवाच ॥

आरिराधयिषुः कृष्णंवाचं जिगदिषाम्यहम् ।
तया व्याससमासिन्या प्रीयतां पुरुषोत्तमः॥

ભીષ્મ સ્તુતિ કરે છે–વ્યાસમુનિએ આપેલી એવી વાણીવડે કરીને સ્તુતિ કરવાને ઇચ્છતો એવો જે હું તે મારી વાણીથી હે પ્રભુ ! સ્તુતિ કરૂં છું કે હે પૂર્ણ પુરૂષોત્તમ ભગવાન્ ! મારા ઉપર પ્રસન્ન હો. ॥ ૧૮ ॥

शुचिं शुचिपदं हंसं तत्पदं परमेष्ठिनम् ।
युक्त्वा सर्वात्मनात्मानं तं प्रपद्ये प्रजापतिम्॥

હવે હું મારા દેહનો ભય ત્યાગ કરીને પવિત્રમાં પવિત્ર જે ધામ છે જેનું અને સર્વ કરતાં શ્રેષ્ઠ તથા તત્પદના અર્થ રૂપ એવા પરમેષ્ઠીને સર્વ પ્રકારથી આત્માને છુટો કરીને પ્રજાના અધ્યક્ષને શરણે જાઉં છું. ॥ ૧૯ ॥

अनाद्यं तत् परं ब्रह्म न देवा नर्षयो विदुः।
एकोऽयं भगवान् देवो धाता नारायणोहरिः॥

તે આદિ અને અંતરહિત પરબ્રહ્મને દેવો તથા ઋષિયો જાણતા નથી એવા એક પાલન કરનાર ભગવાન ધાતા, નારાયણ, હરિ છે. ॥ ૨૦ ॥

नारायणादृषिगणास्तथा सिद्धमहोरगाः ।
देवा देवर्षयश्चैव तं विदुः परमव्ययम् ॥२१

તે નારાયણથી સિદ્ધલોક, ઋષિગણો, ઉરગ (નાગ) લોક તથા દેવ, દેવર્ષિયો અને દેવતાઓ ઉત્પન્ન થયા છે અને તેઓ તેને પરમ અવિનાશીરૂપ જાણે છે. ॥ ૨૧

देवदानवगंधर्वा यक्षराक्षसपन्नगाः ।
यं न जानंति को ह्येषःकुतो वा भगवानिति॥

દેવ, દાનવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ, સિદ્ધ, ચારણ અને પન્નગ (નાગ લોક) પણ જેને જાણતા નથી કે શ્રી ભગવાન કોનાથી ઉત્પન્ન થયા છે. ॥ ૨૨ ॥

भूतयस्मिन्विश्वानिानि तिष्ठंति च विशंतिच।

गुणभूतानि भूतेशे सूत्रे मणिगणा इव ॥ २३

જેમ સુતરના દોરામાં મણી પરોવેલાં હોય છે તેમ સર્વ પ્રાણી માત્રના ઈશ્વર જે પરમાત્મા તેમને વિષે આ વિશ્વ ( જગત ) અને નાના પ્રકારના ગુણવાળા પદાર્થો તથા પ્રાણી માત્ર પરોવાઈને રહ્યાં છે અને અંતે જેમાંથી જે ઉત્પન્ન થયા છે તેમાંજ તે લય પામે છે. ॥ ૨૩ ॥

यस्मिन्नित्ये तते तंतौ दृढे स्रगिव तिष्ठति।
सदसद्ग्रथितं विश्वं विश्वांगे विश्वकर्मणि२४

કે જે નિત્ય, વ્યાપક, દઢ, વિશ્વના અંગભૂત વિશ્વકર્મા (પરમાત્મા) માં, જેમ વિસ્તારવાળા મજબુત તંતુમાં પુષ્પની માળા રહે છે તેમ સત્ અને અસત્ વસ્તુથી ગુંથાએલું અર્થાત્ સૂત્રાત્મા અને અંતર્યામી રૂપે આ વિશ્વ રહેલું છે.૨૪

हरिंसहस्रशिरसं सहस्रचरणेक्षणम् ।
सहस्रबाहुमुकुटं सहस्रवदनोज्ज्वलम्॥२५॥

સહસ્ર મસ્તકવાળા, સહસ્ર મુકુટવાળા, સહસ્ર નેત્રવાળા, સહસ્ર મુખવાળા, સહસ્ર હાથવાળા, અને સહસ્ર ચરણવાળા, શોભાયમાન ભગવાનને, ૨૫

प्राहुर्नारायणं देवं यं विश्वस्य परायणम् ।
अणीयसामणीयांसं स्थविष्ठं चस्थवीयसाम्॥

વિશ્વના આધારરૂપ એવા તથા નાનામાં નાના અને સ્થિતિવાળા પદાર્થોમાં સ્થિર એવા નારાયણ કહે છે. ॥ ૨૬ ॥

गरीयसां गरिष्ठं च श्रेष्ठं च श्रेयसामपि ।
यं वाकेष्वनुवाकेषु निषत्सूपनिषत्सु च २७

મોટામાં મોટા અને હિતકારીમાં પણ હિતસ્વી તથા વાણીમાં ( વાકયમાં ), વિવાદમાં, વેદ અને વેદાંતમાં પણ જે મુખ્ય છે. ॥ ૨૭

गृणंति सर्वकर्माणं सत्यं सत्येषु सामसु ।
चतुर्भिश्चतुरात्मानंसत्त्वस्थं सात्वतांपतिम्२८

સત્યમાં રહેલા અને ભક્તજનોનું પાલન

કરવામાં તત્પર તેમજ સર્વ કર્મના કરનારઅને સત્યમાં તથા સમજણ (બુદ્ધિ) માં સત્યપણાથી રહેલા એવા એક છતાં પણ જે વાસુદેવ, સંકર્ષણ, પદ્યુમ્ન અને અનિરૂધ્ધ એમ ચારરૂપ વડે કરીને રહેલા એવા ભગવાન છે. ૨૮

यं दिव्यैर्देवमर्चन्ति गुह्यैः परमनामभिः ।
यस्मिन्नित्यं तपस्तप्तं यदंगेष्वनुतिष्ठति ॥ २९

જે પરમેશ્વરને ગુહ્ય અને દિવ્ય નામોથી ભક્તજનો અર્ચન કરે છે તથા જેને પ્રસન્ન કરવા માટે નિત્ય તપશ્ચર્યા કરવામાં આવે છે, જે પરમાત્માનાં સર્વ અંગોને તે કરેલું તપ પ્રસન્ન કરે છે તેને હું શરણ છું. ॥ ૨૯ ॥

सर्वात्मा सर्ववित्सर्वः सर्वगः सर्वभावनः ।
यं देवं देवकी देवी वसुदेवादजीजनत् ३०

જે સર્વના આત્મા છે, જે સર્વના વેત્તા (જાણનાર) છે અને સર્વ સ્વરૂપ છે તથા જે સર્વને ઉત્પન્ન કરનારા છે તે પરમાત્માને હું

શરણે જાઉં છું. જેમ અરણીના કાષ્ઠમાંથી સ્વતઃ પ્રકાશિત એવો અગ્નિ ઉત્પન્ન થાય છે તેમ દેવી દેવકીએ પૃથ્વી, બ્રાહ્મણ દેવ અને યજ્ઞોની રક્ષા કરવા માટે વાસુદેવ–શ્રીકૃષ્ણ પરમાત્માને ઉત્પન્ન કર્યા છે. ॥ ૩૦ ॥

भूमेश्च ब्राह्मणो गुप्त्यै दीप्तमग्निमिवारणिः ।
यमनन्यो व्यपेताशीरात्मानं वीतकल्मषम् ३१

જેમ અરણીના લાકડામાં પ્રકાશિત એવો અગ્નિ રહેલો છે છતાં તે કાષ્ઠનું રક્ષણ કરે છે તેમ પૃથ્વી અને બ્રહ્મનું રક્ષણ કરવાને ગુપ્ત રહેલા એવા જેના આત્માને સુખ આપનાર અન્યથા બીજો નથી અને જેનો–પોતાનો આત્મા દુઃખથી રહિત છે. ॥ ૩૧ ॥

दृष्ट्वाऽनंतघायगोविंदंपश्यत्यात्मानमात्मनि ।
अतिवाय्विंद्रकर्माणमतिमूर्याग्नितेजसम् ॥ ३२

એવા અનંત ભગવાનને પૂજવાથી આત્મા-

માં રહેલા પરમાત્માને ( અવિનાશી ) દેખે છે વાયુના આધાર, ઇંદ્રિયોના આધાર, કર્મના આધાર, સૂર્ય અગ્નિ અને તેજના આધાર એવા શ્રી હરિને હું શરણે છું. ॥ ૩૨ ॥

अतिबुद्धींद्रियात्मानं तं प्रपद्ये प्रजापतिम् ।
पुराणे पुरुषं प्रोक्तं ब्रह्म प्रोक्तं युगादिषु ३३

બુદ્ધિના તથા સર્વે ઇંદ્રિયોના આધારરૂપ એવા પરમાત્માને અને પ્રજાના સ્વામિને નમસ્કાર કરૂં છું. વળી પુરાણમાં જેને પુરૂષ કહેલા છે અને યુગોના યોગમાં જેને બ્રહ્મ કહેલા છે. ॥ ૩૩ ॥

क्षये संकर्षणं प्रोक्तं तमुपास्यमुपास्महे ।
यमेकं बहुधात्मानं प्रादुर्भूतमधोक्षजम् ॥३४

અને ક્ષય કર્મ જે લય તેમાં સંકર્ષણ કહેલા છે એવાને હું ઉપાસના કરતાં પામું છું. જે પોતે એક છતાં બહુ પ્રકારે પ્રકટ થયેલા છે એવા પરમાત્માને નમસ્કાર કરૂં છું. ॥ ૩૪

नान्यं भक्ताः क्रियावंतो यजंते सर्वकामदम्।
यं प्राहुर्जगतः कोशं यस्मिन्सन्निहिताःप्रजाः

જેને ક્રિયાઓ કરવાવાળા ભક્તજનો પણ નહીં જાણવાથી સર્વ કામનાઓને અનન્યફળ આપનાર સિદ્ધ રૂપે ભગવાનને પૂજે છે. જેને જગતના નિવાસ રૂપ કહે છે અને જેમાં સર્વ પ્રજાઓ સમાએલી છે. ॥ ૩૫ ॥

यस्मिन् लोकाःस्फुरंतीमे जलेशकुनयोयथा।
ऋतमेकाक्षरं ब्रह्म यत्तत्सदसतः परम् ॥३६

જેમ જળના સમૂહ સમુદ્રમાં જલતરંગ ઉત્પન્ન થાય છે અને તેમાંજ તે લય પામે છે તેમ જેને વિષે આ લોક ઉત્પન્ન થયેલું છે એવા સત્ય સ્વરૂપ—નાશ નહીં પામનાર અને બ્રહ્મ સ્વરૂપ તથા સત્ અને અસત્ પદાર્થથી રહિત એવા પરમાત્માને શરણે છું.

अनादिमध्यपर्यंतं न देवा नर्षयो विदुः ।
यं सुरासुरगंधर्वाः ससिद्धर्षिमहोरगाः ३७

જેના ( આદિ પુરૂષના ) આદિ, મધ્ય અને અંત્ય તને દેવતાઓ પણ યથાસ્થિત જાણતા નથી તથા દેવ, દૈત્ય, ગંધર્વ, રાક્ષસ અને ઉરગ ( નાગ ) લોક પણ, ॥ ૩૭ ॥

भक्ता नित्यमर्चंति परमं दुःखभेषजम् ।
अनादिनिधनं देवमात्मयोनिं सनातनम् ३८

પોતાના દુ:ખને ટાળનાર પરમ અમૃતરૂપ અને ઉત્પત્તિ તથા નાશ વગરના તથા પોતાના થકી જેની ઉત્પત્તિ સ્થિતિ છે એવા પરમાત્માને નિરંતર પૂજે છે. ॥ ૩૮ ॥

अवितर्क्यमविज्ञेयं हरिंनारायणं प्रभुम् ।
यं वै विश्वस्य कर्तारंजगतस्तस्थुषां पतिम् ३९

દૈવી તથા માનુષી તર્કમાં પણ ન કળી શકાય એવા આ વિશ્વના ઉત્પન્ન કરનાર તથા સચરાચર જગતના અધિપતિ એવા શ્રી નારાયણ ભગવાનને, ॥ ૩૯ ॥

वदंति जगतोऽध्यक्षमक्षरं परमं पदम् ।
हिरण्यवर्णो यो गर्भो दितेर्दैत्यनिषूदनः॥४०

જેને આ સકળ વિશ્વના અધિપતિ કહે છે એવા નાશ વગરના પરમપદરૂપ તથા દૈત્યને નાશ કરનાર અને સુવર્ણના સરખા તેજસ્વી દિતિના ગર્ભથી, ॥ ૪૦ ॥

एको द्वादशधा जज्ञे तस्मै सूर्यात्मने नमः ।
शुक्ले देवान् पितॄन् कृष्णे तर्पयत्यमृतेन यः॥

જે પોતે એક છતાં પણ બાર આદિત્ય રૂપે ઉત્પન્ન થયેલા છે એવા સૂર્યના આત્માને તથા શુકલપક્ષમાં દેવતાઓને અને કૃષ્ણ પક્ષમાં પિતૃઓને અમૃતથી જે તૃપ્ત કરે છે તેમને હું નમસ્કાર કરૂં છું. ॥ ૪૧ ॥

यश्च राजा द्विजातीनां तस्मै सोमात्मने नमः।
महतस्तमसः पारे पुरुषं ह्यतितेजसम् ॥४२

જે બ્રાહ્મણોના રાજારૂપ છે એવા ચંદ્રમાને નમસ્કાર કરૂં છું. જે ઘણા અંધકારથી છેટે

રહેલા એવા અતિ તેજસ્વી પુરૂષને નમસ્કાર કરૂં છું. ॥ ૪૨ ॥

यं ज्ञात्वा मृत्युमत्येति तस्मै ज्ञेयात्मने नमः।
ऋग्यजुःसामाथर्वाणं दशार्धहविरात्मकम् ४४

જેને જાણવાથી મૃત્યુ તરી જવાય છે એવા જ્ઞાનના આત્માને નમસ્કાર કરૂં છું, રૂગ્વેદ યજુર્વેદ અને સામવેદના સ્વરૂપવાળા ને પાંચ પ્રકારનું હવિષ્યાન્ન જેનું છે, ॥ ૪૩ ॥

यं बृहंतं बृहत्युक्थ्ये यमाग्नेयं महाध्वरे।
यं विप्रसंघा गायंति तस्मै वेदात्मने नमः ॥
यं सप्ततंतुं तन्वंति तस्मै यज्ञात्मने नमः ४४

તથા યમાદિને જાણનારા બ્રાહ્મણો યજ્ઞમાં ઘણે પ્રકારે રહેલા પરમાત્માને ઘણા પ્રકારથી પૂજે છે તથા જેને બ્રાહ્મણોના સમૂહ વારંવાર ગાય છે એવા વેદના આત્માને નમસ્કાર કરૂં છું. જેનાથી સાત તંતુઓ વિસ્તાર પામેલા છે એવા યજ્ઞના આત્માને નમસ્કાર કરૂં છું. ૪૪

चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पंचभिरेव च ।
हूयते च पुनर्द्वाभ्यां तस्मै होमात्मने नमः४५

ચાર વડે કરીને અને બીજીવાર ચાર વડે કરીને અને પછી બે વડે કરીને વળી પાંચવડે કરીને પછી બે વડે કરીને જે હોમ કરે છે તે હોમના આત્માને હું નમસ્કાર કરૂં છું. ૪૫

यः सुपर्णो यजुर्नाम छंदोमात्रस्त्रिवृच्छिराः।
रथंतरं बृहत्साम तस्मै स्तोत्रात्मने नमः४६

જે યજુ નામના વાહનને વેદમય અવયવો છે તથા ત્રણ મસ્તક છે તથા જેનામાં ઘણી બુદ્ધિ છે એવા અને રથના મધ્ય ભાગમાં રહેલા એવા સ્તોત્રના આત્માને હું નમસ્કારકરૂં છું.

यः सहस्रसमे सत्रे यज्ञे विश्वसृजामृषिः ।
हिरण्यपक्षः शकुनिस्तस्मै तार्क्ष्यात्मने नमः॥

જ્યારે બ્રહ્મદેવે સઘળા ઋષિગણોની સભા ભરી યજ્ઞ કર્યો ત્યારે સોનાના સરખી પાંખ જેણે ધારણ કરી ગરૂડનું સ્વરૂપ ધારણ કર્યું

એવા ગરૂડના આત્માને હું નમસ્કાર કરૂં છું.

पदांगसंधिपर्वाणं स्वरव्यंजनभूषणम् ।
यमाहुश्चाक्षरं नित्यं तस्मै वागात्मने नमः ॥

જેનું પદ નામનું અંગ છે, જોડાક્ષર જેના અવયવ છે, સ્વર અને વ્યંજન જેનાં આભૂષણ છે એવા અને જેને નિત્યે નાશ વગરના કહે છે એવા વાણીના પરમાત્માને નમસ્કાર કરૂં છું. ॥ ૪૮ ॥

यज्ञांगा यो वराहो वै भूत्वागामुज्जहार ह ।
लोकत्रयहितार्थाय तस्मै वीर्यात्मने नमः४९

યજ્ઞના શરીરને ધારણ કરનાર જે પરમાત્મા લોકના હિતને અર્થે વરાહનું શરીર ધારણ કરી રસાતાળ ( પાતાળ ) માં ગએલ પૃથ્વીને તાણી લાવ્યા એવા મહા પરાક્રમીના આત્માને નમસ્કાર કરૂં છું. ॥ ૪૯ ॥

यः शेतेयोगमास्थाय पर्यंके नागभूषिते ।
फणासहस्त्ररचिते तस्मै निद्रात्मने नमः ५०

નાગની સહસ્ર ફણાઓથી સુશોભિત રચેલા એવા પર્યંક ( પલંગ ) ઉપર યોગ ધારણ કરી શયન ( સૂવું ) કરનારા નિદ્રાના આત્માને નમસ્કાર કરૂં છું. ॥ ૫૦ ॥

यश्चिनोति सतां सेतुमृतेनामृतयोनिना ।
धर्मार्थं व्यवहारार्थं तस्मै धर्मात्मने नमः ५१

અમૃતમાંથી ઉત્પન્ન થએલી મૃતિકાવડે કરીને ધર્મને અર્થે અથવા વ્યવહારને અર્થે સત્પુરૂષોનો માર્ગ બાંધે છે એવા સત્યના આત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૫૧ ॥

यं पुनर्धर्मचरणाः पृथग्धर्मफलैषिणः ।
पृथग्धर्मैः समर्चंति तस्मै धर्मात्मने नमः ५२

ફરીને ધર્મ માર્ગને આચરનારા, જુદા જુદા ધર્મમાં જુદા જુદા ફળની ઇચ્છાથી જુદા જુદા ધર્મવડે કરીને જેને દેવ અને મનુષ્યો પૂજે છે એવા ધર્મના આત્માને હું નમસ્કાર કરૂં છું.

यतः सर्वे प्रसूयंते ह्यनंगात्मैव देहिनः ।

उन्मादः सर्वभूतानां तस्मै कामात्मने नमः॥

જે મનુષ્યોના અંગમાંથી કામ ઉત્પન્ન થાય છે અને જે કામદેવથી આ સકળ વિશ્વ ઉત્પન્ન થએલું છે એવા સર્વ પ્રાણી માત્રના મનને મદ ચઢાવનાર કામદેવના આત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૫૩ ॥

यत्तद्व्यक्तस्थमव्यक्तं विचिन्वंति महर्षयः ।
क्षेत्रक्षेत्रज्ञमासीनं तस्मै क्षेत्रात्मने नमः ५४

આ જગતમાં માયાને અતિ વ્યાપીને રહેલા જે પરમાત્મા જેમને મોટા ઋષિયો શોધે છે એવા અને ક્ષેત્રમાં ક્ષેત્રને જાણનાર એવા પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૫૪ ॥

यं त्रिधात्मानमात्मस्थं वृतं षोडशभिर्गुणैः ।
प्राहुःसप्तदशं सांख्यास्तस्मै सांख्यात्मनेनमः

જે પોતાના આત્માને ત્રણ પ્રકારે કરીને સર્વેના આત્મામાં રહેલા છે એવા તથા સોળ ગુણવડે કરીને વિંટાએલા છે તથા જેને

સાંખ્ય યોગવાળા સત્તરમા કહે છે એવા સાં-
ખ્યના આત્માને નમસ્કાર કરૂં છું. ॥ ૫૫ ॥

यं विनिद्राजितश्वासाःशांतादांताजितेंद्रियाः ।
ज्योतिःपश्यंतियुंजानास्तस्मै योगात्मने नमः

જેને નિંદ્રા ત્યાગ કરી શ્વાસોશ્વાસ જીત-
નારા એવા શાંત ગુણવાળા અને ઇંદ્રિયોને
જીતનારા તથા અત્યંત ડહાપણવાળા પુરૂષો
જ્યોતિ સ્વરૂપને જુએ છે એવા યોગમાર્ગના
આત્મા જે પરમાત્મા તેમને હું નમસ્કાર
કરૂં છું. ॥ ૫૬ ॥

अपुण्यपुण्योपरमे यं पुनर्भवनिर्भयाः ।
शांताःसंन्यासिनोयांतितस्मैमोक्षात्मनेनमः ॥

અપવિત્રને પવિત્ર કરનારા તથા પરમાત્મામાં
પુનર્જન્મ થવા સંબંધીનો ભય ત્યાગ કરનારા
શાંત ગુણવાળા જેમાં સંન્યાસીઓ અનંદથી
પ્રવેશ કરે છે એવા મોક્ષને આપનારા પરમા-
ત્માને નમસ્કાર કરૂં છું. ॥ ૫૭ ॥

योऽसौ युगसहस्रांते प्रदीप्तार्चिर्विभावसुः ।
संक्षोभयतिभूतानि तस्मै घोरात्मने नमः५८

જે ઘણું સ્વરૂપે એવા હજારો યુગ ગયા પછી પોતાની જ્વાળાને પ્રકાશ કરી સર્વ ભૂતોનો ક્ષય કરે છે એવા મહા ભયંકર આત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૫૮ ॥

संभक्ष्य सर्वभूतानि कृत्वा चैकार्णवं जगत् ।
बालःस्वपितियश्चैकस्तस्मैमायात्मने नमः५९

સર્વ પદાર્થને ભસ્મ કરી ( લય કરી ) જગતને એક સમુદ્રરૂપ કરીને પોતે એક બાળક સ્વરૂપે જે એકલા સુવે છે એવા આ જગતની માયાના આત્મા જે પરમાત્મા તેમને હું નમસ્કાર કરૂં છું. ॥ ૫૯ ॥

अजस्य नाभ्यां संभूतंयस्मिन्विश्वंप्रतिष्ठितम् ।
पुष्करं पुष्कराक्षस्य तस्मै पद्मात्मने नमः६०

બ્રહ્માની નાભિકમળ થકી ઉત્પન્ન થએલું અને જેમાં જગત્ રૂડા પ્રકારથી રહેલું છે

એવા કમળને તથા કમળના સરખાં જેનાં નેત્ર છે એવા કમળના આત્મરૂપ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૬૦ ॥

सहस्रशिरसे चैव पुरुषायामितात्मने ।
चतुःसमुद्रपर्यंके योगनिद्रात्मने नमः॥६१॥

સહસ્ર ( હજાર ) શિર્ષ ( માથાં ) વાળા તથા જેના આત્માનો પાર નથી એવા અનંતાત્મા અને ચાર સમુદ્રના મધ્યમાં પર્યંક ઉપર પોઢેલા એવા નિદ્રાના આત્માને નમસ્કાર કરૂં છું.

यस्य केशेषु जीमूता नद्यः सर्वांगसंधिषु ।
कुक्षौ समुद्राश्चत्वारस्तस्मै तोयात्मने नमः६२

જેના કેશમાં પર્વત રહેલા છે અને જેના સર્વ અંગના સાંધાઓમાં સરિતાઓ ( નદીઓ ) રહેલી છે અને જેની કુખમાં ચાર સમુદ્ર રહેલા છે એવા જળના આત્મરૂપ જે પરમાત્મા તેમને નમસ્કાર કરૂં છું. ॥ ૬૨ ॥

यस्मात्सर्वाः प्रसूयंते सर्वप्रलयविक्रियाः ।

यस्मिंश्चैव प्रलीयंतेतस्मै हेत्वात्मने नमः६३

જેનાથી આ જગતની ઉત્પત્તિ અને લય કરનારા સર્વ વિકારો ઉત્પન્ન થયા છે અને તે વિકારો જેમાં લય પામે છે એવા હેતુ ભૂતના આત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૬૩ ॥

यो निषण्णो भवेद्रात्रौ दिवा भवतिधिष्ठितः

इष्टानिष्टस्य च द्रष्टा तस्मै द्रष्ट्रात्मने नमः६४

જે શયન કરે છે ત્યારે રાત્રી થાય છે અને જે ઉઠે છે ત્યારે દિવસ થાય છે, વળી ગમતા અને અણગમતા પદાર્થના જોનાર એવા પ્રેક્ષકના આત્મા જે પરમાત્મા તેને હું નમસ્કાર કરૂં છું. ॥ ૬૪ ॥

अकुंठं सर्वकार्येषु धर्मकार्यार्थमुद्यतम् ।

वैकुंठस्य हि तद्रूपं तस्मै कार्यात्मने नमः६५

સર્વ કામનાં પ્રવેશ કરેલા અને ધર્મ કામમાં સંપુર્ણ ઉદ્યોગ કરનારા તથા વૈકુંઠના રૂપવાળા કાર્યના આત્મરૂપ એવા પરમાત્માને

હું નમસ્કાર કરૂં છું. ॥૬૫॥

विभज्य पंचधात्मानं वायुभूतः शरीरगः ।
यश्चेष्टयति भूतानि तस्मै वाय्वात्मने नमः ६६

વાયુરૂપ શરીરને ધારણ કરનારા અને પાંચ પ્રકારે પોતાના આત્માને વહેંચીને જે ભૂત માત્રની ક્રિયાઓ કરે છે એવા વાયુના આત્મરૂપ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૬૬ ॥

ब्रह्म वक्त्रं भुजाः क्षत्रं कृत्स्नमूरूदरं विशः ।
पादौ यस्याश्रिताः शूद्रास्तस्मै वर्णात्मनेनमः

બ્રાહ્મણો જેનું મુખ છે, ક્ષત્રીઓ જેના હસ્ત ( હાથ ) છે, વૈશ્ય જેની છાતી અને પેટ છે તેમજ શૂદ્રો જેના ચરણને આશ્રયે છે એવા ચારે વર્ણના આત્માને હું નમસ્કાર કરૂંછું.

युगेष्वावर्तमानेषु मासर्त्वयनहायनैः ।
सर्वप्रलययोः कर्ता तस्मै कालात्मने नमः ६८

નિયમિત અનુક્રમે કરીને વર્તાતા એવા

યુગ યુગ પ્રત્યે માસ, રૂતુ અને વરસવડે કરીને આ જગતની ઉત્પત્તિ અને લયના કરનાર એવા કાળના આત્મારૂપ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૬૮ ॥

यस्याग्निरास्यं द्यौर्मूर्धा खं नाभिश्चरणौ क्षितिः
सूर्यश्चक्षुर्दिशः श्रोत्रे तस्मै लोकात्मने नमः ६९

અગ્નિ જેનું મુખ છે, સ્વર્ગ જેનું મસ્તક છે, આકાશ જેની નાભિ છે, પૃથ્વી જેના ચરણ છે, સૂર્ય જેની દૃષ્ટિ છે, દિશાઓ જેના બે કાન છે. તે સર્વ લોકમય પરત્માને નમન કરૂં છું. ૬૯

परः कालात् परो यज्ञात्परात्परतरोहि यः ।
अनादिरादिर्विश्वस्य तस्मै विश्वात्मने नमः॥

જે કાળથી પર, યજ્ઞથી પર, પરથી એટલે હિરણ્યગર્ભથી પણ પર, વિશ્વના અનાદિ અને આદિ છે તે વિશ્વાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૭૦ ॥

विषयेवर्तमानोयस्तं वैशेषिकनिर्गुणैः ।
माहुर्विषयगोप्तारं तस्मै गोप्त्रात्मनेनमः ७१

વિશેષ એવા નિર્ગુણ સ્વભાવ વડે કરીને જે સર્વ વિષયમાં પ્રવર્ત્તક છે અને જેને જગત્ વિષયથી રક્ષણ કરનાર કહે છે એવા રક્ષણ કરનારા આત્માને નમસ્કાર કરૂં છું. ૭૧

अन्नपानेंधनमयो रसप्राणविवर्धनः ।
योधारयति भूतानि तस्मै प्राणात्मने नमः७२

જે અન્નમય, પ્રાણમય, અગ્નિમય અને રસમય છે તેમજ જે પ્રાણની વૃદ્ધિ કરનાર અને જે પ્રાણી માત્રને આધાર આપે છે તે પ્રાણના આત્મરૂપ એવા પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૭૨ ॥

पिंगेक्षणसटं यस्य रूपं दंष्ट्रानखायुधम् ।
दानवेंद्रांतकरणंतस्मै दृप्तात्मने नमः ॥७३॥

જેનાં નેત્ર પીળાં છે અથવા જેને પીળી કેશવાળી છે અને જેનું શરીર દાઢો તથા

ખરૂપી આયુદ્ધવાળું છે એવા અને દાનવો-
ા નાશ કરવાવાળા મદોન્મત્ત આત્માવાળા
રમાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૭૩ ॥

सातलगतः श्रीमाननंतो भगवान्विभुः ।
गद्धारयते कृत्स्नं तस्मै वीर्यात्मने नमः ७४

રસાતાળ જે પાતાળ તેમાં ગયેલા અને
ંત વગરના જે શોભાયમાન ભગવંત, જે
ભુ જગતને ધારણ કરે છે એવા પરાક્રમી
ાત્માને નમસ્કાર કરૂં છું. ॥ ૭૪ ॥

ो मोहयति भूतानि स्नेहपाशानुबंधनैः ।
र्गस्य रक्षणार्थाय तस्मै मोहात्मने नमः ७५

સૃષ્ટિનું સંરક્ષણ કરવાને માટે પ્રાણી માત્રને
નેહના બંધનથી જે મોહપાશ પમાડે છે
ાવા મોહના આત્મા જે પરમાત્મા તેમને
ં નમસ્કાર કરૂં છું. ॥ ૭૫ ॥

तलातलमध्यस्थो हत्वा तु मधुकैटभौ ।
द्धृता येनवै वेदास्तस्मै मत्स्यात्मने नमः ॥

ભૂતળ અને અતળના મધ્ય વિભાગમાં રહેલા એવા તથા મધુ તથા કૈટભ દૈત્યોને નાશ કરનારા અને વેદનું જેણે હરણ કરી લીધું છે એવા મત્સ્યના આત્માવાળા પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૭ ॥

**ससागरवनां बिभ्रत्सप्तद्वीपां वसुंधराम् ।**
**यो धारयति पृष्ठेन तस्मै कूर्मात्मनेनमः॥७५**

પહાડ, પર્વતો અને સમુદ્રો એ સહવર્તમાન સાત દ્વીપવાળી પૃથ્વીને જેણે પોતાની પીઠ ઉપર ધારણ કરેલી છે એવા કૂર્મ સ્વરૂપ ભગવાનને હું નમસ્કાર કરૂં છું. ॥ ૭૫ ॥

**एकार्णवे हि मग्नां तां वाराहं रूपमास्थितः**
**उद्दधार महीं योऽसौ तस्मै क्रोडात्मने नमः**

એકાકાર સમુદ્રમાં ડૂબી ગયેલી પૃથ્વીને વરાહને અવતાર ધારણ કરીને ખેંચી લાવનાર વરાહ સ્વરૂપી ભગવાનને હું નમસ્કાર કરૂં છું

**नारसिंहं वपुः कृत्वा यस्त्रैलोक्यभयंकरम्**

हिरण्यकशिपुं जघ्ने तस्मै सिंहात्मने नमः७९

સ્વર્ગ, મૃત્યુ, અને પાતાળ એ ત્રણ લોકને
ય પમાડનાર નૃસિંહ સ્વરૂપ ધારણ કરીને
હિરણ્યકશ્યપુનો નાશ કર્યો એવા નૃસિંહ
ભગવાનને નમસ્કાર કરૂં છું. ॥ ૭૯ ॥

वामनंरूपमास्थाय बलिं संयम्य मायया ।
मेक्रांतास्त्रयोलोकास्तस्मैक्रांतात्मने नमः८०

જેણે વામન સ્વરૂપ ધારણ કરીને બલિરા-
તને બાંધી આ ત્રણે લોકને દબાવ્યા એવા
આત્માના વિસ્તાર કરવાવાળા વામન સ્વરૂપને
નમસ્કાર કરૂં છું. ॥ ૮૦ ॥

जमदग्निसुतो भूत्वा रामः परशुधृक् विभु ।
सहस्रार्जुनहंतैवतस्मै उग्रात्मने नमः ॥८१

જે રામ નામે જમદગ્નિના પુત્ર થઈ પરશુને
ધારણ કરી હતી અને જેણે સહસ્રાર્જુનનો
નાશ કર્યો હતો તે ઉગ્રમૂર્તિ પરશુરામને હું
નમસ્કાર કરૂં છું. ૮૧

यो दाशरथिर्भूत्वा पौलस्त्यकुलनंदनम् ।

जघान रावणं संख्ये तस्मै क्षत्रात्मने नमः८

જેણે દશરથરાજાના પુત્ર રામચંદ્ર રૂપે ઉત્પ
થઇને પૌલસ્ત્યના કુલમાં ઉત્પન્ન થએલ
રાવણને યુદ્ધ પ્રસંગે માર્યો એવા ક્ષત્રાત્મા
નમસ્કાર કરૂં છું. ॥ ૮૨ ॥

वसुदेवसुतः श्रीमान्वासुदेवो जगत्पतिः ।
जहार वसुधाभारं तस्मै कृष्णात्मने नमः८

જે પૂર્ણપ્રતાપી વસુદેવના પુત્ર અને જ
તના પતિ જેમણે આ પૃથ્વીનો ભાર હર
કર્યો એવા શ્રીકૃષ્ણ ભગવાનને નમસ્કાર કરૂં

बुद्धरूपं समास्थाय सर्वरूपपरायणः ।
मोहयन्सर्वभूतानि तस्मै मोहात्मने नमः ८

સર્વ સ્વરૂપનો સમાવેશ જેનામાં છે એ
બુદ્ધરૂપ ધારણ કરી સર્વ પ્રાણીઓને જે
મોહ પમાડયા છે એવા મોહના આત્મા બુ
ભગવાનને હું નમસ્કાર કરૂં છું. ॥ ૮૪ ।

हनिष्यति कलेरंते म्लेच्छांस्तुरगवाहनः ।

धर्मसंस्थापनार्थाय तस्मै कल्क्यात्मने नमः॥

ઘોડા ઉપર બેસીને કલિયુગના અંતમાં મ્લેચ્છ-યવનોનો નાશ કરીને ધર્મસ્થાપન કરનાર કલકીના આત્મારૂપ એવા પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૮૫ ॥

आत्मज्ञानमिदं ज्ञानंज्ञात्वा पंचस्त्ववस्थितम्ः।
य ज्ञानेनाधिगच्छंति तस्मै ज्ञानात्मनेनमः८६

મરતી વખતે એટલે અંતકાળના સમયમાં પ્રાણીના આત્માને બોધ કરનારૂં જે આ જ્ઞાન તેને જાણીને જે પુરૂષ દેહ ત્યાગ કરે છે તે પરમપદને પામે છે એવા જ્ઞાનના આત્મા જે પરમાત્મા તેમને હું નમસ્કાર કરૂં છું. ૮૬

अप्रमेयशरीराय सर्वतो बुद्धि चक्षुषे।
अपारपरिमेयाय तस्मै दिव्यात्मनेनमः॥८७

જેના શરીરનું પ્રમાણ [illegible] શકતું નથી અને બુદ્ધિ રૂપી નેત્રવાળી જેની સીમાનો પાર નથી આવતો એવા દિવ્ય આત્મા પર-

આત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૮૭ ॥

जटिने दंडिने नित्यं लंबोदरशरीरिणे ।
कमंडलुनिषंगाय तस्मै ब्रह्मात्मने नमः ८८

જટાધારી, દંડધારી, નિત્ય લંબોદર (ગણે-શ)નું શરીર ધારણ કરનારા, કમંડળ જેમનો ભાથો છે અર્થાત્ કમંડળનાં પાણીથી અસુરોનો નાશ કરનાર છે તે બ્રહ્મમૂર્તિને હું નમસ્કાર કરૂં છું. ॥ ૮૮ ॥

शूलिने त्रिदशेशाय त्र्यंबकाय महात्मने ।
भस्मदिग्धोर्ध्वलिंगाय तस्मै रुद्रात्मने नमः८९

ત્રિશૂળ ધારણ કરનારા, દેવતાઓના ઈશ્વર, ત્રણ નેત્રવાળા, ભસ્મવાળું છે શરીર જેનું અને જેનું લિઙ્ગ ઉર્ધ્વ છે એવા મહાત્મા રુદ્રરુપ પરમાત્માને નમન કરું છું. ૮૯

चंद्रार्धकृतशीर्षाय व्यालयज्ञोपवीतिने ।
पिनाकशूलहस्ताय तस्मा उग्रात्मने नमः ९०

જેના મસ્તકમાં અર્ધચંદ્ર વિરાજી રહ્યો છે તથા જેણે સર્પની માળાઓ અને જનોઈ ધારણ કરેલું છે અને પિનાક તથા ત્રિશૂળ જેના હાથમાં છે એવા ભયંકર સ્વરૂપવાળા શિવને હું નમસ્કાર કરૂં છું. ૯૦

सर्वभूतात्मभूताय भूतादिनिधनाय च ।
अक्रोधद्रोहमोहाय तस्मै शांतात्मने नमः ९१

સર્વ ભૂતના આત્મા અને પ્રાણી માત્રનો નાશ કરનાર, કોપ, દ્રોહ અને મોહ જેનામાં જરા પણ નથી એવા શાંત આત્મા વાળાને હું નમસ્કાર કરૂં છું. ॥ ૯૧ ॥

यस्मिन् सर्वं यतः सर्वं यः सर्वं सर्वतश्च यः।
यश्च सर्वमयो देवस्तस्मै सर्वात्मने नमः ९२

જેનામાં સર્વ જગતનો સમાવેશ થએલો છે જેનાથી સર્વ જગત્ ઉત્પન્ન થએલું છે, જે સર્વમાં વ્યાપી રહેલા છે અને વળી સર્વથી ભિન્ન રહેલા છે તેમજ સર્વ જગતમય રહેલા

છે એવા સર્વાત્માને હું નમસ્કાર કરૂં છું. ૯૨

विश्वकर्मन्नमस्तेऽस्तु विश्वात्मा विश्वसंभवः ।
अपवर्गस्थभूतानां पंचानां परतः स्थितः९३

હે વિશ્વના આત્મા ! હે વિશ્વની ક્રિયા કરનાર ! હે વિશ્વના ઉત્પન્ન કરનાર ! પ્રાણી માત્રને મોક્ષ આપનાર તથા પંચમહાભૂતથી ભિન્ન રહેનાર ! તમને હું નમસ્કાર કરૂં છું. ॥ ૯૩ ॥

नमस्ते त्रिषु लोकेषु नमस्ते परतस्त्रिषु ।
नमस्ते त्रिषु सर्वेषु त्वं हि सर्वमयोनिधिः९४

સ્વર્ગ, મૃત્યુ અને પતાળમાં વ્યાપી રહેલા, ત્રણલોકથી ભિન્ન રહેનાર તથા ત્રણ લોકમાં નિવાસ કરનાર જે પરમાત્મા તેમને હું નમસ્કાર કરૂં છું. ॥ ૯૪ ॥

नमस्ते भगवन्त्रिष्णो लोकानां प्रभवाप्ययः ।
त्वं हि कर्ता हृषीकेश संहर्ता चापराजितः९५

પ્રાણી માત્રની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ કરનાર હે હૃષીકેશ! હે ભગવાન! હે વિષ્ણુ! તમને નમસ્કાર કરૂં છું. તમે આ જગતને ઉત્પન્ન કરનાર છો તથા પરાજય કરનાર અને નાશના કરનાર પણ તમે પોતેજ છો. ૯૫

तेन पश्यामि भगवन् दिव्येषु त्रिषु वर्त्मसु।
तच्च पश्यामि तत्त्वेन यत्तेरूपं सनातनम् ९६

તે જ્ઞાનવડે કરીને પ્રકાશિત એવા ત્રણે માર્ગમાં હે ભગવન્! હું તમનેજ જોઉં છું, તેથી સનાતન એવું જે તમારૂં સ્વરૂપ તેને તત્વથી હું જોઉં છું. ॥ ૯૬ ॥

दिवं ते शिरसा व्याप्तं पद्भ्यांदेवी वसुंधरा।
विक्रमेण त्रयो लोकाः पुरुषोऽसि सनातनः

તમારા મસ્તકવડે આકાશ છવાયું છે, ચરણવડે પૃથ્વી દેવી વ્યાપેલી છે, ચાલવાથી ત્રણે લોક વ્યાપેલા છે એવા તમે સનાતન પુરૂષ છો. ॥ ૯૭ ॥

दिशो भुजा रविश्चक्षुर्वीर्यं शुक्रः प्रजापतिः ।
सप्त मार्गा निरुद्धास्ते वायोरमिततेजसः९८

આ દશે દિશાઓ હાથના સ્થાનમાં રહેલી છે અને સૂર્ય નેત્રસ્થાનમાં રહેલો છે, તેમજ વીર્ય-શુક્રના સ્થાનમાં પ્રજાપતિ રહેલા છે એવા અને જેના તેજ પુંજનો પાર નથી એવા હે અપાર તેજવાળા પ્રભુ! તમારાથી વાયુના સાત માર્ગો રોકાએલા છે. ॥ ૯૮ ॥

अतसीपुष्पसंकाशं पीतकौशेयवाससम् ।
नमस्यंति च गोविंदं न तेषां विद्यते भयम्॥

કમળ પુષ્પના પ્રમાણે પ્રકાશવાળા અને પીળાં વસ્ત્ર ધારણ કરનારા એવા ગોવિંદને નમસ્કાર કરે છે તેને કોઈપણ પ્રકારનો ભય રહેતો નથી. ॥ ૯૯ ॥

नमो नरकसंत्रास रक्षामंडलकारिणे ।
संसारनिम्नगावर्ततरिकाष्ठाय विष्णवे १००

પ્રાણી માત્રને નાના પ્રકારના નરકમાંથી રક્ષણ કરનારા તથા સંસારરૂપી સરિતાઓના જળમાં કાષ્ઠરૂપે તરતા એવા વિષ્ણુ ભગવંતને હું નમસ્કાર કરૂં છું. ॥ ૧૦૦ ॥

नमोब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ।
जगद्धिताय कृष्णाय गोविंदाय नमोनमः ॥

બ્રાહ્મણના દેવ, ગાય અને બ્રાહ્મણના હિત કરનારા અને જગતનું હિત કરનારા એવા શ્રી કૃષ્ણ ગોવિંદને હું વારંવાર નમસ્કાર કરૂં છું. ૧

प्राणकांतारपाथेयं संसारच्छेदभेषजम् ।
दुःखशोकपरित्राणं हरिरित्यक्षरद्वयम् १०२

પ્રાણી માત્રને સંસારરૂપી સમુદ્રમાંથી તરીને પાર ઉતરવાના આધારભૂત એવા, જન્મ મરણ ટાળવાના વૈદ્ય વિદ્યારૂપ એવા તથા દુઃખ અને શોકથી રક્ષણ કરનારા એવા હરિ જે વિષ્ણુ એ નામના બે અક્ષર જેનામાં રહેલા છે એવા પરમાત્માને હું નમસ્કાર કરૂં છું.

यथा विष्णुमयं सत्यं यथा विष्णुमयं जगत्।
यथा विष्णुमयं सर्वं पापं नाशयते तथा ॥३

જે પ્રકારે વિષ્ણુમય સત્ય રહેલું છે તથા વિષ્ણુમય જગત્ રહેલું છે અને વિષ્ણુમય સર્વ પદાથ છે તેજ પ્રકારે પાપને નાશ કરવાની શક્તિ પરમેશ્વરની છે ॥ ૧૦૩ ॥

त्वां प्रपन्नाय भक्ताय गतिमिष्टां जिगीषवे ।
यच्छ्रेयः पुंडरीकाक्ष तद्ध्यायस्व सुरेश्वर ४

હે પ્રભુ! તમારે શરણે આવેલા ભક્ત જનોને ઇચ્છિત મનોરથ પરિપૂર્ણ કરનારા તમે શ્રી હરિ છો એવા હે કમળના સરખાં નેત્રવાળા પ્રભુ ! મારૂં જે પ્રકારે કલ્યાણ ( શ્રેય ) થાય તે તમે કરો. ॥ ૧૦૪ ॥

इति विद्यातपोयोनिरयोनिर्विष्णुरीडितः ।
वाग्यज्ञेनार्चितोदेवः प्रीयतां मे जनार्दनः ५

એ પ્રકારે વિદ્યા અને તપ જેનાથી ઉત્પન્ન થયેલાં છે અને જેને ઉત્પત્તિ સ્થાન નથી એ

વા વિષ્ણુને મેં વાણીરૂપી યજ્ઞવડે કરીને પૂજ્યા છે માટે હે ભક્તજનોને આનંદ આપનારા પ્રભુ! મારા ઉપર તમે પ્રસન્ન હો. ૧૦૫

नारायणपरं ब्रह्म नारायणपरं तपः ।
नारायणपरं चेदं सर्वं नारायणात्मकम् ॥ ६

પરબ્રહ્મ નારાયણરૂપ છે, તપ નારાયણ રૂપ છે, જગત્ નારાયણ પરાયણ છે અને સર્વ વસ્તુ પણ નારાયણ રૂપ છે. ૧૦૬

॥ वैशंपायन उवाच ॥

एतावदुक्त्वावचनं भीष्मस्त्वाहृतमानसः ।
नम इत्येव कृष्णाय प्रणाममकरोत्तदा॥७॥

વૈશંપાયન રૂષિ કહે છે—એ પ્રકારે સુકોમળ મનવાળા ભીષ્મપિતામહ બોલીને તે વખતે શ્રીકૃષ્ણ ભગવાનને સાષ્ટાંગ પ્રણામ કરવા લાગ્યા. ॥ ૧૦૭ ॥

अभिगम्य तु योगेन भक्तिं भीष्मस्य माधवः
त्रैलोक्यदर्शने ज्ञानं दिव्यं दत्वा ययौ हरिः८

ભીષ્મ પિતામહની ભક્તિને યોગાભ્યાસ યુક્ત જાણીને શ્રી હરિભગવાન રૂડા પ્રકારે જ્ઞાન આપી ત્રણ લોક જોવને ગયા. ॥ ૧૦૮

तस्मिन्नुपरते शब्दे ततस्ते ब्रह्मवादिनः ।
भीष्मं वाग्भिर्बाष्पकंठास्तमानर्चुर्महामतिम् ९

જ્યારે ભીષ્મપિતામહ ભગવાનની સ્તુતિ કરીને સંતોષ પામ્યા ત્યારપછી બ્રહ્મને જાણનાર મુનિયો ગદ્ગદિત કંઠવાળા થઈ મહા બુદ્ધિમાન એવા ભીષ્મ પિતામહનાં વખાણ કરવા લાગ્યા. ॥ ૧૦૯ ॥

ते स्तुवंतश्च विप्राग्र्याः केशवं पुरुषोत्तमम् ।
भीष्मं च शनकैः सर्वे प्रशशंसुः पुनः पुनः॥

તેઓ ભીષ્મ પિતામહ શ્રીકૃષ્ણ ભગવાનનાં ધીમેથી વારંવાર વખાણ કરવા લાગ્યા. ૧૧૦

यं योगिनः प्राणवियोगकाले यत्नेन चित्ते विनिवेशयंति । साक्षात्पुरस्ताद्धरिमीक्षमाणः प्राणान् जहौ प्राप्तकालो हि भीष्मः ११

જેને અંતકાળ સમયે યોગી પુરૂષો પ્રયાસથી પોતાના ચિત્તમાં ધારણ કરે છે એવા પ્રભુને અંતકાળ સમયે પ્રત્યક્ષ જોતાં જોતાં ભીષ્મ પિતામહે પોતાના દેહનો ત્યાગ કર્યો.

शुक्लपक्षे दिवा भूमौ गंगायां चोत्तरायणे । धन्यास्तात मरिष्यंति हृदयस्थे जनार्दने १२

વૈશંપાયન કહે છે કે હે જન્મેજય ! જ્યારે ઉત્તરાયનના સૂર્ય થયા અને તેમાં વળી શુકલપક્ષનો વાસર ( દિવસ ) તેમાં પ્રત્યક્ષ સૂર્ય નારાયણની સમક્ષ ( દિવસે ) જનાર્દન ભગવાનનું હૃદયમાં ચિંતવન કરતાં ભીષ્મ પિતામહે પોતાના દેહનો ત્યાગ કર્યો માટે તે તિથિને અને તે પક્ષને પણ ધન્ય છે.

विदित्वा भक्तियोगंतु भीष्मस्य पुरुषोत्तमः ।

सहसोत्थाय संतुष्टो यानमेवाभ्यपद्यत ॥१३

આવા પ્રશંસનીય પ્રયાસથી ભીષ્મ પિતામહનો ભક્તિ યોગ જાણીને પુરૂષોત્તમ ભગવાન ઓચિંતા ઉઠીને રથની સમીપ પધાર્યા.

केशवः सात्यकिश्चैव रथेनैकेन जग्मतुः ।
अपरेण महात्मानौ युधिष्ठिर धनंजयौ ॥१४

કેશવ અને સાત્યકી એ એક રથમાં બેસીને પધાર્યા; તેમજ અર્જુન અને યુધિષ્ઠિર તથા બીજા મહાત્માઓ, બીજા રથમાં બેસીને ત્યાં ગયા. ॥ ૧૧૪ ॥

भीमसेनो यमौ चोभौ रथमेकं समास्थिताः।
कृपो युयुत्सुः सूतश्च संजयश्चापरं रथम् ॥१५

ભીમસેન, નકુળ અને સહદેવ તે એક રથમાં સ્થિત થયેલા હતા; કૃપાચાર્ય તથા યુદ્ધની ઇચ્છાવાળો સૂત અને સંજય બીજા રથમાં સ્થિત થએલા હતા. ॥ ૧૧૫ ॥

ते रथैर्नगराकारैः प्रयाताः पुरुषर्षभाः ॥

नेमिघोषेण महता कंपयंतो वसुंधराम् ॥१६

નગરની આકૃતિ જેવા રથને જોતરીને મોટા વીર પુરૂષો રથના પૈડાથી મોટો શબ્દ–ઘોષ કરતા અને પૃથ્વીને કંપાવતા કંપાવતા હસ્તિનાપુરમાં ગયા. ॥ ૧૧૬ ॥

ततो गिरः पुरुषवरस्तवान्विता द्विजेरिताः पथि सुमनाः स शुश्रुवे । कृतांजलिं प्रणतमथा परं जनं स केशिहा मुदितमनाभ्यनंदत॥१७

મારગમાં ચાલતાં ચાલતાં બ્રાહ્મણો વેદવાણીથી શ્રીભગવાનની સ્તુતિ કરે છે, તેને રસ્તામાં પ્રસન્ન મનવાળા શ્રીહરિ ભગવાન જતાં જતાં સાંભળે છે તેથી અને હાથ જોડીને નમન કરતા પોતાના ભક્તોને દ્રષ્ટિગોચર થતાં હર્ષિત હૃદયવાળા કેશિ દૈત્યનો નાશ કરનાર ભગવાન ઘણા પ્રસન્ન થયા. ॥ ૧૧૭ ॥

अनादिनिधनं विष्णु सर्वलोकमहेश्वरम् ।
धर्माध्यक्षं स्तुवन्नित्यं सर्वपापैः प्रमुच्यते १८

સર્વથી આદિરૂપ ઉત્પત્તિ અને નાશરહિત એવા પ્રાણી માત્રના ઇશ્વર તથા ધર્મના ઇશ્વર એવા શ્રીવિષ્ણુની જે મનુષ્યો સ્તુતિ કરે છે તે સર્વ પાપથી મુક્ત થઇ જાય છે. ॥ ૧૧૮

**इमं स्तवं यः पठति शार्ङ्गधन्वनः श्रृणोति वा भक्तिसमन्वितो जनः ॥ स चक्रभृत् प्रतिहतसर्वकल्मषो जनार्दनं प्रविशति देहसंक्षये॥**

શાર્ઙ્ગ નામના ધનુષને ધારણ કરનારા ભગવાનનું આ સ્તોત્ર જે મનુષ્યો ભક્તિ ભાવ સહિત શ્રવણ કરે છે તેવા મનુષ્યો ચક્ર સહવર્તમાન ભગવાનનું ધ્યાન ધરવાથી પોતાના પાપને બાળી ભસ્મ કરીને દેહ નાશ થયે ભગવાનમાં પ્રવેશ કરે છે. ॥ ૧૧૯ ॥

**अशनिशितसुधारं यस्य चक्रं सुचारु मणिकनक विचित्रे कुंडले यस्य कर्णे ॥ भ्रमरशतसहस्त्रैः सेविता यस्य माला असुरकुल निहंता मीयतां वासुदेवः ॥२०॥**

જેના હાથમાં વજ્રના સરખી તિક્ષણુ ધાર-વાળું સુંદર ચક્ર છે, જેના કાનમાં સુવર્ણનાં ચિતરેલાં કુંડળોમાં મણીઓ જડેલા છે અને જેના કંઠમાં આરોપણુ થયેલી માળાને હજારો ભ્રમરા વળગી રહેલા છે એવા અને દૈત્યના કુળને છેદનાર એવા વાસુદેવ ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ. ૧૨૦ ॥

स्तवराजः समाप्तोऽयं विष्णोरद्भुतकर्मणः ॥
गांगेयेन पुरा गीतो महापातकनाशनः॥२१

અત્યંત આશ્ચર્યવાળાં જેનાં કામ છે એવા વિષ્ણુની ભીષ્મપિતામહે સ્તુતિ કરેલો મહા પાપનો નાશ કરનાર આ સ્તવરાજ પરિપૂર્ણ થયો. ॥ ૧૨૧ ॥

॥ श्रीभगवानुवाच ॥

यः संपठेदिदं स्तोत्रं मम जन्मानुकीर्तनम् ॥
देवलोकमतिक्रम्य तस्य लोको यथा मम२२

શ્રી ભગવાન કહે છે—જે મનુષ્યો આ સ્તોત્રને

ભણશે ( પાઠ કરશે ) અને મારા જન્મનું કીર્ત્તન કરશે તે મનુષ્યો દેવતાઓથી શ્રેષ્ઠ થઈ દેવલોક જેમ મને પૂજે છે તેમ તે પૂજાશે.

इतिश्री महाभारतेशतसाहस्र्यांसंहितायांवैयासिक्यांशांतिपर्वणिभीष्मयुधिष्ठिरसंवादेभीष्मस्तवराजः समाप्तः ॥

॥ ભીષ્મસ્તવરાજ સમાપ્ત. ॥

# अथ अनुस्मृति प्रारंभ.

श्रीगणेशायनमः ॥ श्रीगोपालकृष्णायनमः

॥ शतानीक उवाच ॥

महामते महाप्राज्ञ सर्वशास्त्रविशारद ।
अक्षीणकर्मबंधस्तु पुरुषो द्विजसत्तम ॥१॥

શતાનીક શૌનકમુનિ પ્રત્યે કહે છે–હે મહાન્ બુદ્ધિવાળા, હે અત્યંત પ્રાજ્ઞ ( ડાહ્યા ), હે મહાન્ જ્ઞાનવાળા, હે સર્વ શાસ્ત્રના જાણનારા, તેમજ બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ પદ ધારણ કરનારા એવા શૌનક મુનિ ! આ અસાર એવા સંસારમાં જે પુરૂષોનાં કર્મબંધન છુટયાં નથી, ॥ ૧ ॥

सततं किं जपेज्जाप्यं विबुधः किमनुस्मरन् ।
मरणे यज्जपेज्जाप्यं यं च भावमनुस्मरन् २

એવા મુમુક્ષુ પુરૂષોએ નિરંતર કોનો જપ

કરવો ? તથા જ્ઞાની પુરૂષોએ કોનું ધ્યાન ધરવું ? કોનું સ્મરણ કરવું ? અને મરણોન્મુખ વખતે ક્યા સંભાળ રાખનાર–રક્ષકનો જપ કરવો ? ॥ ૨ ॥

यं च ध्यात्वा द्विजश्रेष्ठ पुरुषो मृत्युमागतः ।
परं पदमवाप्नोति तन्मे वद महामुने ॥ ३ ॥

જેનું નિરંતર ધ્યાન ધરવાથી પંચત્વ ( મરણ ) પામનાર મનુષ્ય અક્ષય પદને પામે એવો ઉપાય હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવા મોટા મુનિશ્વર ! આપ મને કૃપા કરીને કહો. ॥ ૩

॥ शौनक उवाच ॥

इदमेव महाप्राज्ञ पृष्टवांश्च पितामहम् ।
भीष्मं धर्मभृतां श्रेष्ठं धर्मपुत्रो युधिष्ठिरः ४

શૌનક રૂષિ શતાનીકને ઉત્તર આપવા લાગ્યા કે જે આ તમે રૂડો પ્રશ્ન કર્યો તે જ પ્રશ્ન સર્વ ધર્મને ધારણ કરનારા એવા ભીષ્મ પતામહને ધર્મરાજાના પુત્ર યુધિષ્ઠિર

રાજાએ પૂછ્યો હતો. ॥ ૪ ॥

॥ युधिष्ठिर उवाच ॥

पितामह महाप्राज्ञ सर्वशास्त्रविशारद ।
प्रयाणकाले किं चिंत्यं मुमुक्षोस्तत्त्वचिंतकैः

યુધિષ્ઠિર બોલ્યા કે હે વૃદ્ધ દાદાજી ! હે મહાન્ બુદ્ધિશાળી ! સર્વ શાસ્ત્રના પારગામી, તત્વવેત્તા–સર્વ તત્વને જાણનારા, મુમુક્ષુ પુરૂષોએ પોતાના દેહત્યાગ વખતે આત્મ સાધન સમયે કોનું સ્મરણ કરવું. ॥ ૫ ॥

किंनु स्मरन् कुरुश्रेष्ठ मरणे पर्युपस्थिते ।
प्राप्नुयां परमां सिद्धिं श्रोतुमिच्छामि तत्वतः

હે કુરૂવંશમાં શ્રેષ્ઠ ! અવસાન સમય પ્રાપ્ત થવાના સમયે કોનું ચિંતવન કર્યાથી મોટી સિદ્ધિને પ્રાપ્ત કરી શકાય છે તે આખ્યાન હું તત્વથી પરિપૂર્ણ જાણવાની ઇચ્છા રાખું છું. ૬

॥ भीष्म उवाच ॥

तद्युक्तं स्वहितं सूक्ष्मं प्रश्नमुक्तं त्वयाऽनघ ।

शृणुष्वावाहितो राजन्नारदेन पुरा श्रुतम् ॥७

ભીષ્મ કહે છે કે હે પાપરહિત યુધિષ્ઠિર ! તમે આ પ્રશ્ન પોતાના હિતનો પૂછ્યો તેથી તે પ્રશ્નનો ઉત્તર તમે તત્વસહિત શ્રવણ કરો. આજ પ્રશ્નોત્તર પૂર્વે શ્રી નારદજીએ સાંભળ્યો હતો. ॥ ૭ ॥

श्रीवत्सांकं जगद्बीजमनंतं लोकसाक्षिणम् ।
पुरा नारायणं देवं नारदः परिपृष्टवान् ॥८

શ્રી વત્સના ચિન્હવાળા તથા જગતના બીજરૂપ અને અખિલ વિશ્વના પ્રાણીઓનાં શુભાશુભ કર્મ જોનારા એવા શ્રી નારાયણ ભગવાનને પૂર્વે નારદજીએ જે પ્રશ્ન પૂછ્યો હતો તે જ પ્રશ્ન તમારો છે. ॥ ૮ ॥

॥ नारद उवाच ॥

त्वमक्षरं परं ब्रह्म निर्गुणं तमसः परम् ।
आहुर्वेद्यं परंधाम ब्रह्माणं कमलोद्भवम् ॥९

નારદજી ભગવાનને પુછે છે-અક્ષરથી પણ

શ્રેષ્ઠ અને અજ્ઞાનાદિ ગુણોથી રહિત, સર્વના જાણનારા અને સર્વના આશ્રય તથા કમળથી ઉત્પન્ન થયેલા એવા બ્રહ્મા જેને કહે છે તે પણ તમે પોતેજ છો. ॥ ૯ ॥

भगवान् भूतभव्येश श्रद्दधानैर्जितेंद्रियैः ।
कथं भक्तैर्विचिन्त्योऽसियोगभिर्मोक्षकांक्षिभिः

હે ભગવન્! હે ઉત્પત્તિ, સ્થિતિ અને લયના અધિપતિ! મોક્ષની ઇચ્છા રાખનાર યોગાભ્યાસી મુમુક્ષુ પુરૂષોએ પોતાની ઇન્દ્રિયોને જીતીને તથા શ્રદ્ધા રાખીને શોધ કરેલી છે માટે આપના ભક્તજનોએ આપને કયા પ્રકારે ભજવા? ॥ ૧૦ ॥

किंनुजाप्यं जपेन्नित्यंकल्यमुत्थायमानवः ।
कथं जपेत्सदाध्यायेद् ब्रूहितत्त्वंसनातनम् ॥

પ્રાણી માત્રે જન્મ મરણ નાશ કરવાને માટે તમારો કયો મંત્ર જપવો? અને તે મોક્ષમંત્રનું કેવા પ્રકારથી નિરંતર ધ્યાન ધરવું?

એ સઘળું મને જ્ઞાનતત્વ શ્રવણ કરાવો. ૧૧

॥ भीष्म उवाच ॥

श्रुत्वा च तस्य देवर्षेर्वाक्यं वाक्यविशारदः ।
प्रोवाच भगवान्विष्णुर्नारदाय च धीमते१२

ભીષ્મ કહે છે કે એ પ્રકારે નારદજીનું વચન સાંભળીને વાણીમાં પ્રાજ્ઞ એવા વિષ્ણુભગવંતે બુદ્ધિમાન એવા નારદજીને આ પ્રમાણે કહ્યું.

श्रीभगवानुवाच ।

हंत ते कथयिष्यामि इमां दिव्यामनुस्मृतिम्
मरणे मामनुस्मृत्य प्राप्नोति परमां गतिम्१३

શ્રી ભગવાન બોલ્યા કે હે નારદ ! હું તને આ દિવ્ય એવી અનુસ્મૃતિ કહું છું કે જેથી મરણ સમયે મને સંભારતા એવા મનુષ્યો શ્રેષ્ઠ ગતિને પામે છે. ॥ ૧૩ ॥

यामधीत्य प्रयाणे तु मद्भावायोपपद्यते ।
ॐकारमग्रतः कृत्वा मां नमस्कृत्य नारद१४

અવસાન સમયે જે આ અનુસ્મૃતિને ભણે છે એટલે તેનો પાઠ કરે છે તે મનુષ્યો મારા સ્વરૂપને પામે છે. હે નારદ! પ્રથમ ઓંકાર મંત્ર લઈ મને નમસ્કાર કરી આ પવિત્ર એવી અનુસ્મૃતિનો પાઠ કરવો. ॥ ૧૪

एकाग्रः प्रयता भूत्वा इमं मंत्रमुदीरयेत् ।
ॐनमो भगवते वासुदेवाय इत्ययम् ॥१५

એકાગ્ર ( સ્થિર ) મન રાખી પ્રાણાયામવડે પ્રથમ તો પોતાના દેહની શુદ્ધિ કરવી પછી આ મંત્ર બોલવો "ॐ નમો ભગવતે વાસુદેવાય" ઓંકાર તત્વથી યુક્ત એવા શ્રી વાસુદેવ ભગવાનને હું નમસ્કાર કરૂં છું. ૧૫

अवशेनापि यन्नाम्नि कीर्तिते सर्वपातकैः ॥
पुमान् विमुच्यते सद्यः सिंहत्रस्तैर्मृगैरिव१६

ધ્યાન વિના પણ જો આ મંત્રનું કીર્ત્તન કરવામાં આવે તો સિંહોથી ત્રાસેલા મૃગોની

માફક મનુષ્ય સર્વ પાપમાંથી મુક્ત થાય છે ॥ ૧૬ ॥

क्षराक्षरविसृष्टस्तु प्रोच्यते पुरुषोत्तमः ।
अव्यक्तं शाश्वतं देवं प्रभवं पुरुषोत्तमम् ॥१७

હે પુરાણ પુરૂષોત્તમ! સ્થાવર જંગમ પદાર્થના ઉત્પન્ન કરનાર અને માયા રહિત, નાશ રહિત, સર્વના ઉત્પન્ન કરનારા પુરૂષોત્તમ પ્રભુ તમનેજ કહે છે. ॥ ૧૭

प्रपद्ये पुंडरीकाक्षं देवं नारायणं हरिम् ।
लोकनाथं सहस्राक्षमक्षरं परमं पदम् १८

કમળના સરખાં નેત્રવાળા દેવને, નારાયણને, હરિને, લોકના સ્વામીને, સહસ્ર નેત્રવાળાને, નાશ વગરનાને અને મુખ્ય સ્થાનના અધિષ્ઠાતાને, ॥ ૧૮ ॥

भगवंतं प्रपन्नोऽस्मि भूतभव्यभवत्प्रभुम् ।
स्रष्टारं सर्वलोकानामनंतं विश्वतोमुखम् १९

ભગવાનને, ઉત્પત્તિ, સ્થિતિ અને લય કર-

વાના સામર્થ્યવાળાને, સર્વના ઉત્પન્ન કરવા-વાળાને, જગતના મુખને, અંત વગરના એવા ભગવાનને શરણે આવ્યો છું ॥ ૧૯ ॥

पद्मनाभं हृषीकेशं प्रपद्ये सत्यमच्युतम् ।
हिरण्यगर्भममृतं भूगर्भं तमसः परम् ॥ २०

કમળ જેની નાભિમાં છે એવા ઇન્દ્રિયોના સ્વામિને તથા સત્યપણાવાળાને, નાશ વગર-નાને, મૃત્યુ વગરનાને, પોતાના ગર્ભમાં પ્રકાશ ધારણ કરવાવાળાને, પૃથ્વીને ગર્ભમાં રાખ-નારને, મૃત્યુ વિનાનાને અને અજ્ઞાન તિમિ-રથી ભિન્ન રહેનારને નમસ્કાર કરૂં છું. ૨૦

प्रभोःप्रभुमनाद्यं च प्रपद्ये तं रविप्रभम् ।
सहस्रशीर्षकं देवं महर्षेः सत्त्वभावनम्॥ २१

નિયંતાના પણ નિયંતા, ઉત્પત્તિ રહિત તથા સૂર્યના સરખા તેજસ્વી પ્રભુ તથા મોટા ૠષિના સત્વગુણનું પાલન કરનારા, હજાર મસ્તકવાળા, દેવના દેવ ભગવંતને હું નમસ્કાર

કરૂં છું. ॥ ૨૧ ॥

प्रपद्ये सूक्ष्ममचलं वरेण्यमनघं शुचिम् ।
नारायणं पुराणेशं योगावासं सनातनम् २२

સૂક્ષ્મ ( ઝીણા ), નાશ રહિત, તથા પાપ વગરના, પવિત્રથી પણ પવિત્ર, પ્રકાશિત, પુરાણના અધિષ્ઠાતા યોગના આશ્રય એવા નારાયણ ભગવાનને નિરંતર નમસ્કાર કરૂં છું.

संयोगं सर्वभूतानां प्रपद्ये ध्रुवमीश्वरम् ।
यः पुरा प्रलयं प्राप्ते नष्टे स्थावरजंगमे २३

સર્વ પ્રાણીઓના મેળાપ કરનાર, નિશ્ચયવાળા એવા પરમાત્માને નમસ્કાર કરૂં છું. જે સમયમાં જ્યારે પ્રથમ પ્રલયકાળ આવ્યો અને સ્થાવર જંગમ જગત્ બધું નાશ પામ્યું,

ब्रह्मादिषु प्रलीनेषु नष्टे लोके चराचरे ।
एकस्तिष्ठति विश्वात्मा स मे विष्णुःप्रसीदतु॥

તથા બ્રહ્મા આદિ દેવતાઓ અને આ સચરાચર એવું જગત્ જ્યારે નાશ પામ્યું ત્યારે

બાકી રહેલા એવા એક એજ વિશ્વના આત્મા ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ. ૨૪

यः प्रभुः सर्वलोकानां येन सर्वमिदं ततम् ।
चराचरगुरुर्देवः स मे विष्णुः प्रसीदतु २५

સર્વ લોકના જે નિયંતા છે અને જેનાવડે કરીને આ જગત્ વિસ્તાર પામી રહેલું છે તથ ચરાચર જતગના ગુરૂ અને દેવ એવા વિષ્ણુ મારા ઉપર પ્રસન્ન થાઓ. ॥ ૨૫ ॥

आभूतसंप्लवे चैव प्रलीने प्रकृतौ महान् ।
योऽवातिष्ठतिविश्वात्मा स मे विष्णुःप्रीसदतु ॥

જ્યારે સર્વ પ્રાણી પદાર્થનો નાશ થયો ત્યારે મહત્તત્ત્વ પણ પ્રકૃતિમાં લય પામ્યું તે વખતે બાકી રહેલા મોટા એવા જગતના આત્મા-રૂપી વિષ્ણુ મારા ઉપર પ્રસન્ન થાઓ. ॥૨૬॥

येना क्रांतास्त्रयो लोका दानवाश्च वशीकृताः
शरण्यःसर्वलोकानां स मे विष्णुः प्रसीदतु॥

જેણે ત્રણ લોકને દબાવી દાનવોને વશ

કર્યા એવા સર્વ લોકને શરણે રાખનાર વિષ્ણુ મારા ઉપર પ્રસન્ન થાઓ. ॥ ૨૭ ॥

यस्य हस्ते गदा चक्रं गरुडो यस्य वाहनम् ।
शंखःकरतले यस्य स मे विष्णुः प्रसीदतु २८

જેને ગરૂડનું વાહન છે અને જેણે શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરેલાં છે એવા શ્રીવિષ્ણુ ભગવંત મારા ઉપર પ્રસન્ન થાઓ.

कार्यं क्रिया च करणं कर्ताहेतुः प्रयोजनम् ।
अक्रियाकरणे कार्ये स मे विष्णुःप्रसीदतु २९

કર્મના કારણરૂપ અને ક્રિયાના કરનારા સાધનરૂપે હેતુ તત્વના પ્રસંગભૂત તથા ક્રિયા વિનાના, સાધન વગરના અને કાર્ય વગરના એવા વિષ્ણુ મારા ઉપર પ્રસન્ન થાઓ. ૨૯

चतुर्भिश्च चतुर्भिश्च द्वाभ्यां पंचभिरेव च ।
हूयते च पुनर्द्वाभ्यां स मे विष्णुः प्रसीदतु ३०

આશ્રાવય એ ચાર અક્ષરવડે, वस्तु श्रोपद એ ચાર અક્ષર વડે, येयजामहे એ પાંચ

અક્ષર વડે તથા વૌષટ્ એ બે અક્ષર વડે જેને ઉદ્દેશીને હોમ કરવામાં આવે તે વિષ્ણુ મારા ઉપર પ્રસન્ન થાઓ. ૩૦

शमीगर्भस्य यो गर्भस्तस्य गर्भस्य यो रिपुः।
रिपुगर्भस्य यो गर्भः स मे विष्णु प्रसीदतु ॥

શમી (સમડા-ખીજડા) નો જે ગર્ભ છે (અગ્નિ છે) અને તે ગર્ભનો જે શત્રુ કહેતાં પાણી છે અને તેનો ગર્ભ શત્રુ કહેતાં સમુદ્ર જેનો ગર્ભ છે તે વિષ્ણુ મારા ઉપર પ્રસન્ન થાઓ. ૩૧

अग्निसोमार्कताराणां ब्रह्मरुद्रेंद्रयोगिनाम् ।
यस्तेजयति तेजांसि स मे विष्णुः प्रसीदतु ३२

અગ્નિ, ચંદ્ર, સૂર્ય, તારાગણો, બ્રહ્મા, શિવ, ઇન્દ્ર અને યોગીઓને જે પોતાના તેજથી દીપાવે છે તે વિષ્ણુ મારા ઉપર પ્રસન્ન થાઓ. ૩૨

पर्जन्यःपृथिवी सस्यं कालो धर्मःक्रियाफलम्
गुणाकरः स मे बभ्रुर्वासुदेवः प्रसीदतु ३३

જે મેઘ, પૃથ્વી, ધાન્ય, કાળ, ધર્મ ક્રિયાનાં

ફળ તથા ગુણોના આકાર ભૂત છે, તે વાસુદેવ મારા ઉપર પ્રસન્ન થાઓ. ૩૩

योगावास नमस्तुभ्यं सर्ववास वरप्रद ।
हिरण्यगर्भ यज्ञांग पंचगर्भ नमोऽस्तुते ॥३४

હે યોગકર્મના આશ્રયરૂપ ! તથા સર્વ પ્રાણીઓના આશ્રયરૂપ અને મનેષ્પ્સિત વરદાનને આપવાવાળા તમને મારા નમસ્કાર છે. હે હિરણ્યગર્ભ ! હે યજ્ઞસ્વરૂપ ધારણ કરનાર ! હે પંચ મહા ભૂતરૂપી ગર્ભ ધારણ કરનાર ! તમને મારા નમસ્કાર છે. ॥ ૩૪ ॥

चतुर्भूतपरं धाम लक्ष्म्यावास सदाच्युत ।
शब्दादिवासनान्योऽसि वासुदेव प्रधानकृत्

હે અચ્યુત ! ચાર પ્રકારે પરમ ધામના નિવાસ કરવાવાળા અને શ્રીલક્ષ્મીજીને આનંદરૂપ નિવાસ આપવાવાળા તથા શબ્દ જેમાં આદિરૂપ છે એવી વાસનાઓથી પણ પૃથક્ જુદા રહેલા એવા વાસુદેવ ભગવંતને મારા

નમસ્કાર છે. ॥ ૩૫ ॥

अजः संगमनः पार्थो ह्यमूर्तिर्विश्वमूर्तिधृक् ।
श्रीः कीर्तिः पंच कालज्ञो नमस्ते ज्ञानसागर॥

જેને જન્મ મરણનો ભય નથી એવા અને શુદ્ધ રીતે ગતિ કરનાર તથા વિક્ષેપ કરનારા અને અમૂર્તિમાન્ તથા જગન્રૂપ મૂર્તિને પ્રસારણ કરનાર, શોભાયમાન અને યશસ્વી પંચકાળને નિયમમાં રાખનાર જ્ઞાનના સમુદ્ર એવા હે પ્રભુ! તમને હું નમસ્કાર કરૂં છું. ૩૬

अव्यक्ताद्व्यक्तमुत्पन्नमव्यक्ताद्यः परात्परः ।
यस्मात् परतरं नास्ति तमस्मि शरणं गतः३७

માયાથી રહિત છતાં પણ ચિદાભાસથી માયાની સાથેજ પ્રાદુર્ભાવ કરવાવાળા અને અવ્યક્તથી ભિન્ન અને માયાથી પણ ભિન્ન વળી જેની સમાનતા કરી શકે એવો બીજો કોઇ નથી એવા હે પ્રભુ! હું તમારે શરણે આવ્યો છું. ॥ ૩૭ ॥

चिंतयंतो ह्यजं नित्यं ब्रह्मेशानादयः सुराः ।
निश्चयंनाधिगच्छंति तमस्मि शरणं गतः ३८

અજન્મા જે પરમાત્મા જેમને બ્રહ્મા, શિવ આદિ દેવો પણ નિત્ય શોધે છે તો પણ જેના પારને પામતા નથી, એવા શ્રીવિષ્ણુને હું શરણે જાઉં છું. ॥ ૩૮ ॥

जितेंद्रिया जितात्मानो ज्ञानध्यानपरायणाः ।
यंप्राप्य न निवर्तंते तमस्मि शरणं गतः ३९

જેણે પોતાની ઇન્દ્રિયોને વશમાં રાખી છે, જેણે આત્મા જીત્યો છે અને જ્ઞાન ધ્યાનમાં જેનું ચિત્ત તત્પર રહેલું છે તથા જેને પામવાથી આ દુઃખમય સંસારમાં ફરીથી આવવું પડતું નથી એવા જે પરમેશ્વર વિષ્ણુ તેમને હું શરણે જાઉં છું. ॥ ૩૯ ॥

एकांशेन जगत्कृत्स्नमवष्टभ्य स्थितः प्रभुः ।
अग्राह्यो निर्गुणो नित्यस्तमस्मि शरणं गतः४०

જે પરમેશ્વરે પોતાના એક અંશવડે કરીને

આ સમગ્ર એવું જગત્ રચીને જેમાં પ્રવેશ કરેલો છે તો પણ માયાના ગુણો જેણે ગ્રહણ કર્યા નથી એવા એ નિર્ગુણ સ્વરૂપને અને નિત્ય સ્વરૂપ પરમાત્માને હું શરણે જાઉં છું.

सोमार्काग्निमयं तेजो या च तारामयी द्युतिः।
दिवि संजायते तेजः स महात्मा प्रसीदतु४१

જેનું તેજ ચંદ્ર, સૂર્ય અને અગ્નિના જેવું છે અને જેનો પ્રકાશ તારાઓના પ્રકાશ જેવો છે અને સ્વર્ગનું તેજ જેનાથી પ્રાદુર્ભાવ પામેલું છે એવા પરમાત્માને હું શરણે જાઉં છું. ૪૧

गुणात्मा निर्गुणश्चान्यो रश्मिवांश्चेतनो ह्यजः
सूक्ष्मः सर्वगतो देहः स महात्मा प्रसीदतु४२

ગુણના આત્મા અને નિર્ગુણ એવા માયાથી ભિન્ન રહેલા અને પોતાનાં કિરણોથી જડને ચૈતન્ય કરનાર, અજન્મ, સૂક્ષ્મ રૂપે સર્વેના શરીરમાં ભિન્ન ભિન્ન પ્રકારે રહેલા મ્હોટા આત્મા એવા જે પ્રભુ તે મારા ઉપર પ્રસન્ન થાઓ.

अव्यक्तं सदधिष्ठानमचिंत्यं तमसः परम् ।
प्रकृतिः प्रकृतिं भुंक्ते स महात्मा प्रसीदतु४२

ઇન્દ્રિયાદિથી જાણવામાં આવે નહિ તેવા, સત્ય, આધાર ભૂત, વિચારમાં આવે નહિ તેવા, માયાથી પર, પ્રકૃતિરૂપ, પ્રકૃતિનું ભોજન કરનારા, એવા મહાત્મા મારા ઉપર પ્રસન્ન થાઓ. ૪૩

क्षेत्रज्ञः पंचधा भुंक्ते प्रकृतिं पंचभिर्मुखैः ।
महागुणांश्च यो भुंक्ते स महात्मा प्रसीदतु४४

જે ક્ષેત્રજ્ઞ ( આત્મા ) એવા પરમાત્મા પાંચ મુખરૂપ જ્ઞાનેન્દ્રિયવડે માયાનું પાંચ વાર ભોજન કરે છે, તથા જે પાંચ મહાભૂતોના પાંચ ગુણનું ભોજન કરે છે, તે મહાત્મા મારા ઉપર પ્રસન્ન થાઓ. ॥ ૪૪ ॥

सांख्ययोगाश्च ये चान्ये सिद्धाश्च परमर्षयः ।
यं विदित्वा विमुच्यंते स महात्मा प्रसीदतु४५

સાંખ્ય યોગવાળા અને બીજા મોટા સિદ્ધો

અને ૠષિઓ જેને જાણવાથી સર્વે પાપથી મુક્ત થઇ જાય છે તે મહાત્મા મારા ઉપર પ્રસન્ન થાઓ. ॥ ૪૫ ॥

अतींद्रिय नमस्तुभ्यं लिंगैर्व्यक्तैर्न मीयते ।
ये चत्वां नाभिजानंति तमस्मि शरणं गतः४६

ઇન્દ્રિયોના વિચારથી વિપરીત કરનાર અને માયાના ચિન્હને ધારણ કરનારાઓના પણ પ્રચારમાં ન આવે એવા પરમાત્માને હું નમસ્કાર કરૂં છું જે પુરૂષો તમારા સ્વરૂપને પ્રયાસથી પણ જાણી શકતા નથી તે સ્વરૂપને હું શરણે આવ્યો છું. ॥ ૪૬ ॥

कामक्रोधविनिर्मुक्ता रागद्वेषविवर्जिताः ।
अन्यभक्ता न जानंति न पुनर्नारकी जनः४७

કામ તથા ક્રોધથી રહિત, રાગ અને દ્વેષ વિનાના, બીજા દેવની ઉપાસના કરનારા અર્થાત્ ચલિત ચિત્તાવાળા પુરૂષો તેને જાણતા નથી, તેમ નારકી જીવ પણ જાણતા નથી.૪૭

एकांतिनो हि निर्द्वंद्वा निराशाः कर्मकारिणः।
ज्ञानाग्निदग्धकर्माणस्त्वां विशंति मनस्विनः॥

એકાંતને સેવન કરવાવાળા અને એકલા વિચરનારા, નિષ્કામી, કાર્યોના કરનારા અને જ્ઞાનરૂપ અગ્નિમાં કર્મને બાળી ભસ્મ કરનાર, સ્વચ્છાચારી પુરૂષો આપનામાં પ્રવેશ કરે છે.

अशरीरं शरीरस्थं समं सर्वेषु देहिषु।
पापपुण्यविनिर्मुक्ता भक्तास्त्वां पर्युपासते४९

નિરાકાર છતાં પણ સર્વેના શરીરોમાં સમાનતાથી રહેલા અને પાપ પુન્યથી મુક્ત થયેલા ભક્તો તમારી વારંવાર ઉપાસના કરે છે. ૪૯

अव्यक्तबुद्ध्यहंकारमनोभूतेंद्रियाणि च।
त्वयि तानि न तेषु त्वं तेषु तानि न ते त्वयि५०

માયાથી રહિત એવા પરમાત્મામાંથી બુદ્ધિ અહંકાર, મન, ભૂત અને ઇન્દ્રિયો ઉત્પન્ન થઇ છે માટે તે તમારાથી ઉત્પન્ન થયાં છે,

પણ તમે તેનાથી પ્રાદુર્ભાવ પામ્યા નથી. ॥ ૫૦

एकात्वाय च नानन्यं ये विदुर्यांति ते परम् ।
समत्वमिह कांक्षेयं भक्त्या वै नान्यचेतसा५१

જે ભક્તજનો તારા એકલાનેજ માટે ચિંતા રાખે છે, પણ તારા સિવાય બીજાને જાણતાજ નથી, તેઓ તારા પરમ પદને પામે છે. તેઓ આલોકમાં ભક્તિપૂર્વક, અને નહિ કે બીજામાં ચિત્ત રાખીને, તારી સાથે સમત્વ કરવાની ઇચ્છા રાખે છે. ૫૧

चराचरमिदं सर्वं भूतग्रामं चतुर्विधम् ।
त्वयि तंतौ च तत्प्रोतं सूत्रे मणिगणा इवा५२

સૂત્રમાં જેમ મણિઓ પરોવાઇને રહે છે, તેમ આ સ્થાવર તથા જંગમરૂપ, ચાર પ્રકારના પ્રાણીઓનો સર્વ સમૂહ તંતુરૂપ તારે વિષે પરોવાઇને રહેલો છે. ૫૨

स्रष्टा भोक्तासि कूटस्थो ह्यचिंत्यः सर्वसंज्ञितः
अकर्ता हेतुरहितः पृथगात्मा व्यवस्थितः५३

ઉત્પન્ન કરનાર, ભોગવનાર, ન જાણવામાં આવે એવા, તથા ન વિચારમા આવે એવા સર્વ નામવાળા, હેતુ વગરના, જેને કરતા બીજો કોઈ નથી એવા હે પરમાત્મા ! આપ ભિન્ન આત્માવાળા અને રૂડા પ્રકારથી રહેલા છે.૫૩

न मे भूतेषु संयोगः पुनर्भवतु जन्मनि।
अहंकारेणबुद्धया वा न मे योगस्त्रिभिर्गुणैः॥

હવે મારો જન્મ અહંકાર વડે કરીને તથા બુદ્ધિ વડે કરીને ઉત્પન્ન થયેલા તથા ત્રણ ગુણ વડે કરીને ઉત્પન્ન થયેલા જીવોની સાથે થશો નહીં. ॥ ૫૪ ॥

न मे धर्मा ह्यधर्मा वा नारंभो जन्म वा पुनः।
जरामरणमोक्षार्थंत्वांप्रपन्नोऽस्मि सर्वगम्॥५५

ધર્મ અધર્મ તથા કામનાઓનો આરંભ છે જેમાં એવો જન્મ હવે મારે જોઈતો નથી. જન્મ, જરા ( વૃદ્ધાવસ્થા ) અને મરણથી મુક્ત થવા માટે હે સર્વવ્યાપી પરમાત્મા !

તમારા શરણે હું આવ્યો છું. ॥ ૫૫ ॥

विषयैरिंद्रियैश्चापि न मे भूयः समागमः ।
ईश्वरोऽसि जगन्नाथ किमतः परमुच्यते ५६

ફરીને મારે વિષય અને ઇન્દ્રિયોનો સમાગમ જોઇતો નથી કેમકે ઇશ્વર અને જગતના સ્વામી તમારો અને મારો સમાગમ થવા પછી હવે એથી બીજું શું શ્રેષ્ઠ છે. ॥ ૫૬ ॥

भक्तानां यद्धितं देव तत्ते हि त्रिदशेश्वर ।
पृथिवीं यातु मे घ्राणं यातु मे रसनं जलम्५७

હે દેવના પણ દેવ ! હે ઇશ્વર ! ભક્તોને વલ્લભ એવી વસ્તુ તે આપની પાસે છે માટે મારી નાસિકા પૃથ્વીમાં લય પામો અને રસના માત્ર જળમાં લય પામો. ॥ ૫૭ ॥

रूपं हुताशने यातु स्पर्शो मे यातु मारुते ।
श्रोत्रमाकाशमभ्येतु मनो वैकारिकं पुनः ५८

રૂપ અગ્નિમાં લય પામો, સ્પર્શ વાયુમાં લય પામો, શબ્દ આકાશમાં લય પામો અને

ઇન્દ્રિયોને વિકારમાં લાવનારૂં મન પાછું, ૫૮

इंद्रियाणि गुणान्यांतुस्वेषुस्वेषु च योनिषु ।
पृथिवीयातुसलिलमापोऽग्निमनलोऽनिलम् ॥

ઇન્દ્રિયોમાંજ લય પામો; અને ઇન્દ્રિયો પોતપોતાના ગુણુમાં લય પામો, તથા પૃથ્વી જળમાં લય પામો, જળ અગ્નિમાં લય પામો અને અગ્નિ વાયુમાં લય પામો. ॥ ૫૯ ॥

वायुराकाशमभ्येतु मनश्चाकाशमेवच ॥
अहंकारो मनो यातु मोहनं सर्व देहिनाम् ६०

વાયુ આકાશમા લય પામો, તેમજ મન પણ આકાશમાં લય પામો, અને સર્વના શરીરને મોહ પમાડનારો જે અહંકાર તે મનમાંજ લય પામો. ॥ ૬૦ ॥

अहंकारस्तथा बुद्धिं बुद्धिरव्यक्तमेव च ।
प्रधानं प्रकृतिं यातु गुणसाम्ये व्यवस्थिते ६१

અહંકાર બુદ્ધિમાં લય પામો, અને બુદ્ધિ પરમાત્મામાં લય થાઓ તથા ગુણના સમીપમાં

રહેલું મહત્તત્વ તે પ્રકૃતિમાંજ લય પામો. ૬૧

विसर्गः सर्वकरणैर्गुणैस्तश्च मे भवेत् ।
सत्वं रजस्तमश्चैव प्रकृतिं प्रविशंतु मे॥६२॥

ગુણ રૂપ સર્વે ઇંદ્રિયોની સાથેજ મારો નાશ થાઓ અને મારાં સત્વ, રજ તથા તમોગુણ માયામાં લય થાઓ. ॥ ૬૨ ॥

नैष्कैवल्यपदं देव कांक्षेऽहं ते परंतप ।
एकीभावस्त्वया मेऽस्तुन मे जन्म भवेत् पुनः॥

હે મોટા તપવાળા પરમાત્મા! પ્રાયશ્ચિત્ત વિનાના સ્થાનની હું ઇચ્છા રાખું છું માટે તમારી સાથે મારૂં ઐક્યતા ( એકપણું ) થાઓ કે જેથી મારો ફરી જન્મ થાયજ નહીં.

नमो भगवते तस्मै विष्णवे प्रभविष्णवे ।
त्वद्बुद्धिस्त्वद्गतप्राणस्त्वद्भक्तस्त्वत्परायणः ॥

જે વ્યાપક વિષ્ણુ છે, જે પોતાનાજ બળથી જન્મે છે તે ભગવાન વિષ્ણુને નમસ્કાર હો. તમારા વિષે બુદ્ધિ અને પ્રાણ જેના રહે-

લા છે એવો અને હે પ્રભુ! તમારોજ જે આશ્રય રાખે છે એવો તમારો ભક્ત જે હું છું, ॥ ૬૪ ॥

त्वामेवाहं स्मरिष्यामि मरणे पर्यवस्थिते ।
पूर्वदेहे कृता ये मे व्याधयः प्रविशंतु माम् ॥

તે મારો અવસાન સમય નજીક આવશે ત્યારે તમારૂંજ હું સ્મરણ કરીશ અને પૂર્વ દેહથી કરેલા અપરાધ તે આ સમયે મારામાં પ્રવેશ કરો. ॥ ૬૫ ॥

अर्दयंतुचमां दुःखान्यृणं मे प्रतिमुच्यताम् ।
अनुध्येयोऽसि मे देव न मे जन्म भवेत्पुनः ॥

દુઃખો ભલે મને પીડો ને દેવાદારી વિનાના એવા મને મુક્ત કરો. મારે ફરી પાછો જન્મ ન લેવો પડે, તે જ કારણ માટે હે દેવના દેવ! આપ મારે ધ્યાન કરવા યોગ્ય છો. ૬૬

अस्माद् ब्रवीमि कर्माणि ऋणं मेन भवेदिति।

उपतिष्ठंतुमां सर्वे व्याधयः पूर्वसंचिताः ६७

એટલાજ માટે હવે હું કહું છું કે મારા માથે હવે કોઇ પણ પ્રકારનું ઋણ ( દેવું ) થશો નહીં અને પૂર્વ જનમની સંચિત પીડાઓ પણ આ સમયે મારા શરીરમાં પ્રવેશ કરો ૬૭

अनृणो गंतुमिच्छामि तद्विष्णोः परमं पदम् ।
अहं भगवतस्तस्य मम वासः सनातनः ६८

હું ઋણુરહિત થઇને ભગવાન વિષ્ણુના પરમપદમાં જવાને ઇચ્છું છું. હું એ ભગવાનનો થાઓ, મારો વાસ સનાતન થાઓ. ૬૮

तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ।
कर्मेंद्रियाणि संयम्य पंचभूतेंद्रियाणिच ॥६९

તે પરમાત્માને હવે હું ત્યાગ કરવાનો નથી ને તે મારો પણ ત્યાગ કરનાર નથી. પાંચ કર્મેન્દ્રિયોને નિયમમાં રાખી પંચ મહાભૂતના જ્ઞાનને જાણનારી જ્ઞાનેન્દ્રિયોને સંયમમાં રાખીને, ॥ ૬૯ ॥

दशेंद्रियाणि मनसि अहंकारं तथा मनः ।
अहंकारं तथाबुद्धौबुद्धिमात्मनियोजयेत् ७०

પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો સહિત દશ ઇન્દ્રિયોને તથા અહંકારને મનમાં લય પમાડી મન, બુદ્ધિ ચિત્ત અને અહંકારને આત્મામાં મેળવી દેવા. ૭૦

आत्मबुद्धींद्रियं पश्येद्बुद्ध्याबुद्धेः परात्परम् ।
एवं बुद्धेःपरंबुद्ध्वासंस्तभ्यात्मानमात्मना ॥७१

આત્મારૂપ બુદ્ધિ ઇંદ્રિયોને જુએ છે અને બુદ્ધિ વડે બુદ્ધિથી પણ પર એવા પરમાત્માને જુએ છે. આ રીતે પરમાત્મા બુદ્ધિથી પણ પર છે. એમ જાણી પોતાના આત્માને પરમાત્મામાં સ્થિર કરવો. ॥ ૭૧ ॥

ततो बुद्धेः परं बुद्ध्वालभते न पुनर्भवम् ।
ममायमिति तस्याहं येन सर्वमिदं ततम् ७२

બુદ્ધિથી પણ અલગ રહેલા પરમાત્માને જે જાણે છે તેને ફરીથી જન્મ મરણ રહેતાં

નથી. મારો એ છે અને તેનો હું છું અને તે વડે કરીને આ વિશ્વ ( જગત્ ) વિસ્તાર પામેલું છે, ॥ ૭૨ ॥

आत्मन्यात्मनि संयोज्य परात्मानमनुस्मरेत् ।
नमो भगवते तस्मै देहिनां परमात्मने ७३

એ આત્માને આત્માની સાથે મેળવી દઈ પરમાત્માનું સ્મરણ કરવું. એ શરીરના પરમ આત્મા એવા હે ભગવન્! તમને હું નમસ્કાર કરૂં છું. ॥ ૭૩ ॥

नारायणाय भक्ताय एकनिष्ठाय शाश्वते ।
हृदिस्थायचभूतानांसर्वेषां च महात्मने ॥७४

નારાયણને, ભક્તને, એક સ્થ નમાં રહેનારને, નિત્ય સ્વરૂપને, સર્વ પ્રાણી માત્રના હૃદયમાં રહેલા મહાત્માને હું નમસ્કાર કરૂં છું. ૭૪

इमामनुस्मृतिं दिव्यां वैष्णवीं पापनाशिनीम्।
स्वपन्विबुद्धश्च पठेद्यत्नेनच समभ्यसेत्॥७५

પાપ નાશ કરનારી એવી વિષ્ણુની આ દિવ્ય અનુસ્મૃતિનો બુદ્ધિવાન મનુષ્યે સુતી વેળાએ તથા જાગતી વેળાએ પાઠ કરવો. ॥ ૭૫ ॥

मरणे समनुप्राप्तेयदेकं मामनुस्मरेत् ।
अपिपापसमाचारःसयातिपरमांगतिम् ॥७६॥

મરણકાળે મને એકલાને સંભારે છે તે ગમે તેવો પાપી હોય તો પણ પરમગતિને પામે છે. ॥ ૭૬ ॥

यद्यहंकारमाश्रित्य यज्ञदानतपःक्रियाः ।
कुर्वन् फलमवाप्नोति पुनरावर्तनं च तत्॥७७

જે અહંકારથી યજ્ઞ, દાન, તપ વગેરે ક્રિયાઓ કરે છે અને તેનું ફળ ભોગવવાને આકાંક્ષા રાખે છે તેને ફરી જન્મ મરણ ભોગવવાં પડે છે. ॥ ૭૭ ॥

अभ्यर्चयनपितॄनदेवानपठनजुह्वनबलिंददत् ।
ज्वलदग्नौ स्मरेद्यो मां लभते परमां गतिम्७८

પિતૃઓને બલિદાન આપતાં, પાઠ કરતાં અને હોમ કરતાં પ્રકાશ પામેલા અગ્નિમાં રહેલો એવો જે હું તેને સંભારે છે તે પુરૂષ ઉત્તમ ગતિને પામે છે. ॥ ૭૮ ॥

यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ।
यज्ञदानतपस्तस्मात्कुर्याद्रागविवर्जितः ॥७९॥

યજ્ઞ, દાન અને તપ બુદ્ધિમાન પુરૂષોને પવિત્ર કરનારાં છે માટે નિષ્કામ બુદ્ધિથી યજ્ઞ, દાન અને તપ કરવાં. ॥ ૭૯ ॥

पौर्णमास्याममावास्यां द्वादश्यां च तथैव च ।
श्रावयेच्छ्रद्दधानश्च मद्भक्तश्च विशेषतः ॥८०

પૂર્ણિમા, દ્વાદશી, અને અમાવાસ્યાને દિવસે જે મારો ભક્ત આ અનુસ્મૃતિ સાંભળવાની ઈચ્છા રાખતો હોય તેને શ્રવણ કરાવવી. ૮૦

नम इत्येव यो ब्रूयान्मद्भक्तः श्रद्धयान्वितः ।
तस्याक्षयो भवेल्लोकः श्वपाकस्यापि नारद८१

હે નારદ! કદાપિ નીચ જાતિમાં જન્મ હોય

અને તે મારો ભક્ત હોય તથા તે પૂર્ણ શ્રદ્ધા રાખીને જો મને "નમસ્કાર કરૂં છું" એવો શબ્દોચ્ચાર કરે તો તેને હું અક્ષય લોકમાં મોકલું છું. ॥ ८१ ॥

**कि पुनर्ये भजंते मां साधका विधिपूर्वकम् ।**
**श्रद्धावंतो यतात्मानस्ते यांति परमां गतिम्॥**

તો પછી વિધિપૂર્વક જે સાધકો મને ભજે છે તેઓને માટે કહેવાનું શું હોય? તેઓ તો શ્રદ્ધાથી મનને નિયમમાં રાખીને મને ભજે છે એટલે તેમને તો પરમગતિજ મળે છે. ॥ ८२ ॥

**कर्माण्याद्यंतवंतीह मद्भक्तोऽनंतमश्नुते ।**
**मामेव तस्माद्देवर्षे ध्याहि नित्यमतंद्रितः ८३**

આ જગતમાં કર્મોનાં ફળ આદિ તથા અંતવાળાં છે અને મારો ભક્ત અનંત એવા પરમાત્માના પદને પામે છે. માટે હે દેવર્ષિ !

નિત્ય આળસરહિત થઇને મારૂંજ ધ્યાન ધરો. ॥ ૮૩ ॥

अज्ञानां चैव यो ज्ञानं दद्याद्धर्मोपदेशतः ।
कृत्स्नां वा पृथिवीं दद्यात्तेन तुल्यं न तत्फलम् ॥

અજ્ઞાની મનુષ્યને ધર્મ કરવાના હેતુથી તેનું ફળ અથવા તો ધર્મ કરવાના હેતુથી સમગ્ર પૃથ્વીનું દાન કરે છે તેનું ફળ ( મારા પર શ્રદ્ધા ) સમાન નથી. ॥ ૮૪ ॥

तस्मात्प्रदेयं साधुभ्यो जपं बंधभयापहम् ।
अवाप्स्यति ततः सिद्धिं प्राप्स्यते च पदं मम ॥

એટલા માટે ઉત્તમ ગુણવાળા પુરૂષોને જન્મમરણ નાશ કરનારા મંત્રનું દાન કરવું. તેથી સિદ્ધિ પ્રાપ્ત થશે અને મારાં ધામને પામશે. ॥ ૮૫ ॥

अश्वमेधसहस्रैश्च वाजपेयशतैरपि ।
नासौ परमवाप्नोति मद्भक्तैर्यदवाप्यते ॥ ८६

મારા ભક્તો જે પદને પામે છે તે પદને હજાર અશ્વમેધ યજ્ઞ કરનાર તથા સો વાર વાજપેય યજ્ઞ કરનાર પણ પામતા નથી. ૮૬

॥ भीष्म उवाच ॥

हरेः पृष्टं पुरा तेन नारदेन सुरर्षिणा।
यदुवाच ततः शंभुस्तदुक्तं समनुव्रतः ८७

ભીષ્મ કહે છે—દેવતાઓના પવિત્ર ઋષિ નારદજીએ પૂર્વે મહાદેવજીને પૂછેલ અને ત્યારપછી મહાદેવજીએ કહેલ વૃત્તાંત મેં તમને કહ્યું. ॥ ૮૭ ॥

त्वमप्येकमना भूत्वा ध्याहि ध्येयं गुणाधिकम्।
भजस्व सर्वभावेन परमात्मानमव्ययम् ८८

માટે તમે પણ એક મનવાળા થઈને ગુણથી પણ અધિક અને ધ્યાન કરવા યોગ્ય પરમાત્માનું ધ્યાન ધરો અને સર્વ પ્રકારની વૃત્તિયો પરમાત્માને અર્પણ કરી ભગવાનને સેવો. ૮૮

श्रुत्वैनं नारदो वाक्यं दिव्यं नारायणोदितम् ।
अत्यंतं भक्तिमान्देवएकांतित्वमुपेयिवान् ८९

એ પ્રકારે શ્રી નારાયણ ભગવાનનું કહેવું સાંભળી નારદજી અત્યંત ભક્તિવાળા થઈ એકાંતપણાને પામ્યા છે. ॥ ૮૯ ॥

नारायणमृषिं देवं दशवर्षाण्यनन्यभाक् ।
इमं जपित्वा चाप्नोति तद्विष्णोः परमं पदम्॥

અનન્ય ભક્તિવાળો જે કોઈ ઋષિ નારાયણ દેવનો આમ જાપ કરે છે તેને વિષ્ણુનું પરમ પદ મળે છે. ॥ ૯૦ ॥

किं तस्य बहुभिर्मंत्रैः किं तस्य बहुभिर्व्रतैः ।
नमो नारायणायेति मंत्रः सर्वार्थसाधकः ९१

જે પુણ્યાત્મા આ પ્રમાણે કરે છે તેને બહુ મંત્રવડે કરીને તથા બહુ વ્રત કરવા વડે કરાને શું બીજું ફળ મળવાનું છે? " હું નારાયણને નમસ્કાર કરૂં છું." એ મંત્ર સર્વ અર્થની

સંપત્તિને આપનાર છે. ॥ ૯૧ ॥

किंतस्यदानैःकिंतीर्थैःकिंतपोभिःकिमध्वरैः ।
यो नित्यं ध्यायते देवं नारायणमनन्यधीः॥९२

જે મનુષ્ય નારાયણનું ધ્યાન એકનિષ્ઠાથી કરે છે તેને દાનવડે કરીને તથા તીર્થ સેવન કરવાથી અથવા તપવડે કરીને શું અન્ય ફળ છે ? ॥ ૯૨ ॥

ये नृशंसा दुरात्मानः पापाचाररतास्तथा ।
तेऽपियांति परं स्थानं नारायणपरायणाः॥९३

જે દુષ્ટ, દુરાચારી અને પાપી આત્માવાળા હોય તે પણ પ્રભુ પ્રભાવથી ભગવત પરાયણ થઈને પરમપદને પામે છે. ॥ ૯૩ ॥

अनन्यया मंदबुद्ध्या प्रतिभाति दुरात्मनाम्।
कुतर्काज्ञानदृष्टीनां विभ्रांतेंद्रियवर्त्मनाम् ९४

ઇન્દ્રિયોનાજ માર્ગમાં ભટકનારા દુરાત્માઓને તેમની અનન્ય કુતર્ક કરનારી અને અજ્ઞાન ભરી દૃષ્ટિવાળી મંદબુદ્ધિ વડે પરમા-

:આ પ્રતિકૂળજ દેખાય છે. ॥ ૯૪ ॥

नमो नारायणायेति ये विदुर्ब्रह्म शाश्वतम् ।
अंतकाले जपन्यांति तद्विष्णोः परमं पदम्॥९५

જે મનુષ્ય નારાયણને નમસ્કાર કરે છે અથવા નિરંતર બ્રહ્મને જાણે છે તે મનુષ્ય અવસાન સમયે સ્મરણ કરવાથી વિષ્ણુના પરમપદને પામે છે. ॥ ૯૫ ॥

आचारहीनोऽपिमुनिप्रवीरभक्त्याविहीनो-
ऽपि विनिंदितोऽपि । किंतस्यनारायणशब्द
मात्रतोविमुक्तपापी विशतेऽच्युतां गतिम्॥९६

હે મુનિયોમાં શ્રેષ્ઠ એવા નારદજી! આચાર વગરનો હોય, કોઈ ભક્તિ વગરનો હોય, કોઇ નિંદા પાત્ર હોય; તો પણ નારાયણની સ્મરણવાળી શબ્દ રસના (જીભ) થી તેને કાંઈ બાધ થતો નથી તે પોતાનાં પાપથી મુક્ત થઈને ભગવાનના પદને પામે છે. ॥ ૯૬ ॥

कांतारवनदुर्गेषु कृच्छ्रेष्वापत्सु संयुगे ।

दस्युभिःसनिरुद्धश्च नामभिर्मां प्रकीर्तयेत्९७

વગડામાં, કિલ્લામાં, યુદ્ધમાં અથવા શત્રુઓએ વીંટાએલો મનુષ્ય હોય તો તે વખતે મારા નામનું સ્મરણ કરવું. ॥ ૯૭ ॥

जन्मांतरसहस्रेषु तपो ध्यानसमाधिभिः ।
नराणां क्षीणपापानां कृष्णे भक्तिः प्रजायते॥

હજારો જન્માંતરમાં તપ ધ્યાન અને સમાધિ વડે કરીને જેનાં પાપ નાશ પામ્યાં છે તેની શ્રીકૃષ્ણમાં ભક્તિ ઉત્પન્ન થાય છે. ॥ ૯૮ ॥

नाम्नोऽपि यावती शक्तिः पापनिर्हरणेहरेः ।
श्वपचोऽपि नरः कर्तुं क्षमस्तावन्न किल्बिषम्॥

શ્રીહરિના નામમાં પાપહરણ કરવાની જેટલી શક્તિ રહી છે, તેટલું પાપ ચંડાળ મનુષ્ય પણ કરી શકતો નથી. ॥ ૯૯ ॥

न तावत्पापमस्तीह यावन्नामाहृतं हरेः ।
अतिरेक भयादाहुः प्रायश्चित्तांतरं वृथा ॥

જ્યાં સુધી ભગવાનનું નામ સ્મરણ કરે છે ત્યાં સુધી પાપ રહેતું નથી છતાં પણ અધિક પાપના ભયથી બીજાં વૃથા પ્રાયશ્ચિત્ત કરવાનું કેટલાકોએ કહ્યું છે ॥ ૧૦૦ ॥

गत्वा गत्वा निवर्तंते चंद्रसूर्यादयो ग्रहाः ।
अद्यापि न निवर्तंते द्वादशाक्षरचिंतकाः१०१

અવધિ થવાથી સૂર્યાદિ ગ્રહ પણ પોતાની ગતિથી સ્થાનને છોડે છે પણ દ્વાદશાક્ષર મંત્ર (ॐ नमो भगवते वासुदेवाय) જપનાર પોતાના સ્થાનને કદી છોડતો નથી. ॥૧૦૧॥

न वासुदेवात्परमस्ति मंगलं न वासुदेवा-त्परमस्ति पावनम् । न वासुदेवात्परमस्ति दैवतं तं वासुदेवं प्रणमन्न सीदति ॥१०२॥

પરમાત્માથી મંગળ બીજો એકે પદાર્થ નથી, પરમાત્માથી બીજો એકે પવિત્ર કરનાર નથી, પરમાત્મા જેવો ચમત્કારી બીજો કોઈ

નથી એવા પરમાત્મા શ્રીકૃષ્ણ વાસુદેવને નમસ્કાર કરનારો ખેદ પામતો નથી. ॥ ૧૦૨

इमां रहस्यां परमामनुस्मृतिं योऽधीत्यबुद्धिं लभते च नैष्ठिकीम् । विहाय पापं विनिमुच्य संकटात् स वीतरागो विचरेन्महीमिमाम्

જે કોઈ આ રહસ્યવાળી ઉત્તમ અનુસ્મૃતિનો પાઠ કરે છે તેની બુદ્ધિ નિષ્ઠાવાળી થાય છે અને તે પાપ વિનાનો થઇને સંકટ માંથી મુક્ત થઇને રાગદ્વેષ રહિત થઇને આ પૃથ્વી ઉપર વિહાર કરે છે. ॥ ૧૦૩ ॥

इतिश्री मन्महाभारतेशतसाहस्र्यांसंहितायां वैयासिक्यामानुशासनिकेपर्वणिदानधर्मे श्रीविष्णोर्दिव्यमनुस्मृतिस्तोत्रंसंपूर्णम् ।

અનુસ્મૃતિ સમાપ્ત.

# अथ गजेन्द्रमोक्ष प्रारंभ.

श्रीगणेशायनमः ॥ श्रीगोपालकृष्णायनमः

॥ शतानीक उवाच ॥

मया हि देवदेवस्य विष्णोरमिततेजसः ।
श्रुताः संभूतयः सर्वा गदतस्तव सुव्रत ॥१॥

શતાનીક કહે છે-હે સુવ્રત! (રૂડાં છે વ્રત જેના) આપના કહેવાથી દેવના દેવ અને જેના તેજ પુંજનું પ્રમાણ થઇ શકતું નથી એવા વિષ્ણુનાં પરાક્રમ સાંભળ્યાં. ॥ ૧ ॥

यदि प्रसन्नो भगवाननुग्राह्योऽस्मि वा यदि ।
तदहं श्रोतुमिच्छामि नृणां दुःस्वप्ननाशनम् २

હે મહારાજ! જો તમે મારા ઉપર પ્રસન્ન હો અને હું અનુગ્રહ કરવા યોગ્ય હોઉં તો મને દુઃસ્વપ્ન (નઠારાં સ્વપ્ન) નિવારણ કરનારી કથા સાંભળવાની ઇચ્છા થઇ છે. ॥ ૨ ॥

स्वप्नादिषु महाभाग दृश्यंते ये शुभाशुभाः ।
फलानि च प्रयच्छंति तद्गुणान्येव भार्गव ३

હે ભાર્ગવ! મહાન્ ભાગ્યવાળા આપને પૂછવાનું એ છે કે મનુષ્યોને સ્વપ્નમાં કેટલાક શુભ અને કેટલાક અશુભ પદાર્થો દ્રષ્ટિગોચર થાય છે તે પદાર્થો પોત પોતાના ગુણનું શુભ અશુભ ફળ આપે છે. ॥ ૩ ॥

तादृक् पुण्यं पवित्रं च नृणामतिशुभप्रदम् ।
दुष्टस्वप्नोपशमनं तन्मे विस्तरतो वद ॥४॥

જેવું દુષ્ટ સ્વપ્ન થવાથી ભય ઉત્પન્ન થાય છે તેવુંજ તે સ્વપ્નને નિવારણ કરનારૂં અને શુભ ફળને આપનારૂં શું હશે તે મને કહો.

॥ शौनक उवाच ॥

इदमेव महाभाग पृष्टवांश्च पितामहम् ।
भीष्मं धर्मभृतां श्रेष्ठं धर्मपुत्रो युधिष्ठिरः ॥५

શૌનક કહે છે–હે મહાભાગ્યવાળા શતાનીક! આ શુભ પ્રશ્ન પૂર્વે ધર્મ ધારણ કરનારાઓમાં

શ્રેષ્ઠ એવા ભીષ્મ પિતામહને ધર્મરાજાના પુત્ર યુધિષ્ઠિર રાજાએ પૂછયો હતો. ॥ ૫ ॥

॥ भीष्म उवाच ॥

आद्यं पुरुषमीशानं पुरुहूतं पुरातनम् ।
ऋतमेकाक्षरं ब्रह्म व्यक्ताव्यक्तं सनातनम् ६

ભીષ્મ પિતામહ બોલ્યા કે હે યુધિષ્ઠિર! આદ્ય, પુરૂષ, ઈશ, પુરૂહુત, પુરાતન, ઋત, એક અક્ષર, બ્રહ્મ, વ્યક્ત, અવ્યક્ત, સનાતન, ॥ ૬ ॥

असच्च सच्च यद्विश्वं नित्यं सदसतः परम् ।
परं पराणं स्रष्टारं पुराणं परमव्ययम् ॥७॥

અસત્, સત્, જેનાથી વિશ્વ ઉત્પન્ન થયું છે એવા, નિત્ય સત્, એ સત્‌થી પર, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ પુરાણ, અવ્યય, ॥ ૭ ॥

मांगल्यं मंगलं विष्णुं वरेण्यमनघं शुचिम् ।
नमस्कृत्यं हृषीकेशं चराचरगुरुंहरिम् ॥८॥

માંગલિક, શુભ, વિષ્ણુ, પાપ વગરના,

પ્રકાશવાળા, પવિત્ર, ઇન્દ્રિયોના અધિપતિ, સચરાચર જગતના ગુરૂ, અને હરિને નમસ્કાર કરીને, ॥ ૮ ॥

प्रवक्ष्यामि महापुण्यं कृष्ण द्वैपायनस्य च ।
येनोक्तेन श्रुतेनापि नश्यते सर्वपातकम् ९

વ્યાસમુનિની કહેલી અને ઘણા પુન્યવાળી કથા કહું છું; તે કથા સાંભળવાથી સવ પાપ નાશ પામે છે. ॥ ૯ ॥

नारायणसमो देवो न भूतो न भविष्यति ।
एतेन सत्यवाक्येन सर्वार्थान् साधयाम्यहम्॥

નારાયણની સમાનતા કરી શકે એવો કોઇ દેવ થયો નથી અને થવાનો નથી ! એ પ્રકારના સત્ય વાકયવડે કરીને હું સર્વ અર્થનું સાધન કરૂં છું. ॥ ૧૦ ॥

किं तस्य बहुभिर्मंत्रैः किं तस्य बहुभिर्व्रतैः।
नमो नारायणायेति मंत्रः सर्वार्थसाधकः ११

" ૐ નમો નારાયણાય નમઃ " એ મંત્રની

સાધના જેણે કરી છે તેને અન્ય-બીજા ઘણા મંત્ર જપવાથી શો લાભ છે? ॥ ૧૧ ॥

जज्ञे बहुज्ञंपरमत्युदारं यं द्वीपमध्ये सुतमात्मवंतम् । पराशराद्गंधवती महर्षस्तस्मै नमोऽज्ञान तमोनुदाय ॥ १२ ॥

પારાશર મુનિથી ગંધવતીએ ઉદાર બુદ્ધિવાળા અને આત્મજ્ઞાની વ્યાસને દ્વીપમાં જન્મ આપ્યો હતો તે અજ્ઞાનરૂપી અંધકારને નાશ કરનાર વ્યાસમુનિને નમસ્કાર કરૂં છું ॥ ૧૨

नमो भगवते तस्मै व्यासायामिततेजसे । यस्यप्रसादाद्वक्ष्यामिनारायणकथामिमाम् ॥

જેના તેજનો પાર નથી એવા મહાત્મા વ્યાસ પ્રભુને નમસ્કાર કરીને તેમની કૃપાથી હું શ્રી નારાયણની આ કથા કહું છું ॥ ૧૩ ॥

वैशंपायनमासीनं पुराणार्थविचक्षणम् । इममर्थं स राजर्षिः पृष्टवान् जनमेजयः १४

એકસમયે પુરાણની કથાને જાણનારા એવા વૈશંપાયન ઋષિ બેઠેલા હતા તે સમયે રાજર્ષિ જનમેજય રાજાએ આજ પ્રશ્ન પૂછયો હતો. ॥ ૧૪ ॥

॥ जनमेजय उवाच ॥

किं जपन्मुच्यते पापात् किं जपन्सुखमश्नुते ।
दुःस्वप्ननाशनंपुण्यं श्रोतुमिच्छामि मानद १५

જન્મેજય બોલ્યા—હે માન આપનારા! કયો મંત્ર જપવાથી પાપ નાશ પામે તથા સુખ મળે? જેથી નઠારૂં સ્વપ્ન નાશ થાય એવી પવિત્ર કથા હું સાંભળવા ઇચ્છું છું. ॥૧૫॥

॥ वैशमपायन उवाच ॥

एवमेव पुरा प्रश्नं पृष्टवांस्ते पितामहः ।
भीष्मं वै धृतिनां श्रेष्ठं तं चाहं कथयामि ते १६

વૈશંપાયન કહે છે—હે ધર્મબુદ્ધિવાળા જન્મેજય! આ પ્રકારે તમારા દાદાજી યુધિષ્ઠિરે વ્રત કરનારાઓમાં શ્રેષ્ઠ ભિષ્મપિતામહને

પ્રશ્ન પૂછ્યો હતો તેને તેમણે ઉત્તર આપ્યો હતો તે કથા હું તમને કહું છું. ॥ ૧૬ ॥

देवव्रतं महाप्राज्ञं सर्वशास्त्रविशारदम् ।
विनयेनोपसंगम्य पर्यपृच्छद्युधिष्ठिरः ॥१७॥

મહા બુદ્ધિશાળી અને સર્વ શાસ્ત્રને જાણનારા ભીષ્મ પિતામહને નમ્રતાપૂર્વક યુધિષ્ઠિર રાજાએ આ પ્રમાણે પૂછ્યું હતું. ॥ ૧૭ ॥

॥ युधिष्ठिर उवाच ॥

दुःस्वप्नदर्शनं घोरमवेक्ष्य भरतर्षभ ।
प्रयतः किं जपेज्जाप्यं विबुध किमनुस्मरेत् १८

યુધિષ્ઠિર કહે છે-હે ભરતરાજાના કુળમાં ઉત્પન્ન થયેલા શ્રેષ્ઠ રાજન્! જ્યારે નઠારૂં સ્વપ્ન પ્રાપ્ત થાય ત્યારે બુદ્ધિમાન પુરૂષોએ કોનો જપ કરવો અને કોનું સ્મરણ કરવું? ॥૧૮॥

कस्य कुर्यान्नमस्कारं प्रातरुत्थाय मानवः ।
किंचध्यायेतसततंकःपूज्योवाभवेत्सदा ॥१९

મનુષ્યોએ પ્રાતઃકાળે ઉઠીને નિરંતર કોને

નમસ્કાર કરવો, કોનું ધ્યાન ધરવું અને કોની પૂજા કરવી? ॥ ૧૯ ॥

पितामहप्रसादेन बुद्धिभेदो भवेन्न मे ।
तदहं श्रोतुमिच्छामि ब्रूहि यो वदतां वर २०

હે પિતામહ! જેની કૃપાથી મારી બુદ્ધિમાં ભેદ થાય નહિ તે પરમાત્માની કથા, હે વકતાઓમાં શ્રેષ્ઠ! હું સાંભળવાની ઇચ્છા રાખું છું માટે મને કહો. ॥ ૨૦ ॥

॥ भीष्म उवाच ॥

शृणुराजन्महाबाहो कथयिष्येहि शांतिदम् ।
दुःस्वप्नदर्शनेजाप्यं यद्वै नित्यं समाहितैः २१

ભીષ્મ બોલ્યા–હે બાહુબળવાળા રાજા! જ્યારે નઠારું સ્વપ્ન આવે ત્યારે મનુષ્યોએ સાવધાન થઇને જે નિત્ય કરવા યોગ્ય શાન્તિકારક જપ છે તે કહું છું. ॥ ૨ . ॥

अत्राप्युदाहरंतीममितिहासं पुरातनम् ।
गजेन्द्रमोक्षणं पुण्यं कृष्णस्याक्लिष्टकर्मणः२२

આહુંયાં પૂર્વે અક્લિષ્ટ કર્મવાળા શ્રી કૃષ્ણ ભગવાને બંધન પામેલા હાથીને મુક્ત કર્યો તે દૃષ્ટાંત હું તમને કહું છું. ૨૨

सर्वरत्नमयः श्रीमांस्त्रिकूटो नाम पर्वतः ।
सुतः पर्वतराजस्य सुमेरोर्भास्करद्युतेः ॥२३॥

સર્વ જાતનાં રત્નોથી ભરેલો, સૂર્યના જેવી કાન્તિવાળા પર્વતરાજ સુમેરૂનો પુત્ર, શ્રીમાન્ ત્રિકૂટ નામનો એક પર્વત હતો. ॥ ૨૩ ॥

क्षीरोदजलवीच्यग्रैर्धौतामलशिलातलः ।
उत्थितः सागरं भित्वा देवर्षिगणसेवितः२४

ક્ષીરસાગરના પાણીના તરંગોના અગ્ર ભાગ વડે તે પર્વતનાં શિલાતલો ધોવાઇને નિર્મળ રહેતાં અને તે ક્ષીર સમુદ્રને ભેદીને બહાર ઉભેલો તથા જેને દેવર્ષિઓનાં મંડળો સેવતાં હતાં ॥ ૨૪ ॥

अप्सरोभिः परिवृतः श्रीमान् प्रस्रवणाकुलः।

**गंधर्वैः किन्नरैर्यक्षैः सिद्धचारणपन्नगैः २५**

અપ્સરા ગણોથી વિંટાએલો અને જળવડે કરીને તથા સિદ્ધ, કિન્નર, યક્ષ, પન્નગ અને ગંધર્વવડે કરીને તે વિંટાએલો હતો. ॥૨૫॥

**मृगैः सिंहैर्गजेंद्रैश्च वृतगात्रो विराजते ।**
**पुन्नागैःकर्णिकारैश्च सुबिल्वैर्दिव्यपाटलैः २६**

મૃગ, સિંહુ અને હાથીના અધિપતિથી જેના અવયવો શોભી રહેલા છે એવો અને પુન્નાગ, કરેણુ, બીલીયો અને શોભાવાળાં પાટલ વૃક્ષો હતાં. ॥ ૨૬ ॥

**चूतनिंबकदंबैश्च चंदनागरुचंपकैः ।**
**शालैस्तालैस्तमालैश्च तरुभिश्चार्जुनैस्तथा २७**

આંબાનાં વૃક્ષો, લીમડાનાં વૃક્ષો, કદંબનાં વૃક્ષો, ચંદન, અગરૂ, ચંપો, શાલ, તાલ, તમાલ, અરજુન–સાદડાનાં વૃક્ષો તથા, ૨૭

**बकुलैः कुंदपुष्पैश्चसरलैर्देवदारुभिः ।**

मंदारकुसुमैश्चान्यैः पारिजातैश्च सर्वशः ॥२८

બોરસલ્લીનાં વૃક્ષોથી અને કુંદ પુષ્પોથી શોભાયમાન તથા દેવરૂપ, મંદાર પુષ્પ અને બીજાં કેટલાંએક પારિજાતક આદિ વૃક્ષ અને પુષ્પોથી શોભાયમાન એ પર્વત હતો. ॥૨૮॥

एवं बहुविधैर्वृक्षैः सर्वतः समलंकृतः ।
नाना धात्वंकितैः श्रृंगैः प्रस्रवद्भिः समंततः २९

એ પ્રકારે બહુ બહુ જાતનાં વૃક્ષોવડે કરીને શોભાયમાન એવી એ પર્વતની પૃથ્વી દેખાય છે તેમજ નાના પ્રકારની ધાતુ ઉપધાતુઓથી ચ્યમ સ વિચિત્ર શિખરો જેમાંથી ચારે દિશાએ ઝરણાં ઝરે છે એવો એ પર્વત હતો. ॥ ૨૯

शोभितोरुचिरप्रख्यैस्त्रिभिर्विस्तीर्णसानुभिः ।
मृगैःशाखामृगैः सिंहैर्मातंगैश्च सदामदैः ३०

પ્રીતિ ઉપજાવનારાં અને વિસ્તારવાળાં ત્રણ શિખરો મૃગો, વાનરો, સિંહો અને મદ-

મસ્ત હાથીઓવડે શોભાયમાન હતા ૩૦

जीवंजीवकसंघुष्टं चकोरशिखिनादितम् ।
तस्यैकं कांचनं शृंगंसेव्यते यद्दिवाकरः ३१

નાના પ્રકારનાં પક્ષીએથી ગણગણાટ થતું, ચકોર અને મયૂરોના મધુર શબ્દોથી ગાજી રહેલું તે પર્વતનું એક શિખર સોનનું છે, જેના ઉપર સૂર્યનારાયણ નિવાસ કરે છે. ૩૧

नानापुष्पसमाकीर्णं नानागंधैः समाकुलम् ।
द्वितीयं राजतं शृंगं सेव्यते यन्निशाकरः३२

અનેક જાતનાં પુષ્પોથી ભરપૂર અને અનેક પ્રકારની સુગંધીવાળું તેનું બીજું શિખર ચાંદીનું છે, જેના ઉપર ચંદ્ર નિવાસ કરે છે.

पांडुरांबुदसंकाशं तुषारचयसन्निभम् ।
वज्रेन्द्रनीलवैडूर्यतेजोभिर्भासयत्प्रभः ॥३३॥

એ શિખર જાણે મેઘના સરખું કાંતિવાળું અને જળના કણોના ભંડાર જેવું દેખાય છે.

તેમાંના હીરા, ઈન્દ્રનીલ અને વૈડૂર્યરત્નથી આકાશ પીળા વર્ણવાળું શોભે છે. ॥ ૩૩ ॥

तृतीयं ब्रह्मसदनं मक्रुष्टं शृंगमुत्तमम् ।
पद्मरागसमप्रख्यं तारागणसमन्वितम् ॥ ३४

ત્રીજું મોટું શિખર જેને બ્રહ્મસદન કહે છે તે શિખરની આગળ પાછળ તારાઓ રહેલા છે અને કમળના સરખા રાતા રંગવાળું દેખાય છે. ॥ ૩૪ ॥

नैतत्कृतघ्नाः पश्यंति न नृशंसा न नास्तिकाः।
नातप्ततपसो लोके ये च पापकृतो जनाः ३५

એ શિખરને વિશ્વાસઘાતીઓ તથા નાસ્તિકો અને નઠારા પાપી પુરૂષો તથા જેણે તપ નથી કર્યો તેવા મનુષ્યો પોતાનાં ચક્ષુથી દેખી શકતા નથી. ॥ ૩૫ ॥

नानाराधितगोविंदाः शैलं पश्यंति ते नराः।
तस्य सानुमतः पृष्ठे सरः कांचनपंकजम् ३६

વિવિધ પ્રકારની પ્રેમ ભક્તિવડે કરીને પૂજા

ઓથી જેમણે શ્રીકૃષ્ણનું આરાધન કરેલું છે એવા પુન્યશાળી મનુષ્યો એ શિખર પ્રત્યે દૃષ્ટિ કરી શકે છે; એ શિખરની પાછળ સોનાનાં કમળ જેમાં થાય છે તેવું એક સુંદર સરોવર છે. ॥ ૩૬ ॥

कारंडवसमाकीर्णं राजहंसोपशोभितम् ।
मत्तभ्रमरसंघुष्टं चकोरशिखिनादितम् ॥३७

એ સરોવર કારંડવ અને રાજહંસથી શોભાયમાન છે વળી તેના ઉપર ભમરાઓ ગુંજારવ કરે છે તેમજ ચકોર અને મયૂર પક્ષિઓ પણ સુંદર શબ્દ કરી રહ્યાં છે. ॥ ૩૭ ॥

कमलोत्पलकह्लारपुंडरीकोपशोभितम् ।
कुमुदैः शतपत्रैश्च कांचनैः समलंकृतम् ॥३८

કમળ, ઉત્પલ, કલ્હાર અને પુંડરીકથી તે શોભી રહ્યું છે અને કુમુદ તથા સોનાનાં કમળોથી તે સરોવર અલંકૃત છે. ॥ ૩૮ ॥

पद्मैर्मरकतप्रख्यैः पुष्पैः कांचनसन्निभैः ।
गुल्मैः कीचकवेणूनांसमंतात्परिवारितम् ३९
વળી મરકત મણિના જેવાં તથા સોનાના સમાન શોભાવાળાં ફૂલવડે કરીને તથા નાનાપ્રકારની લતાઓ ( વેલોથી ) સુશોભિત અને વાંસના સમૂહવડે વિંટાએલું એ સરોવર શોભતું હતું. ॥ ૩૯ ॥

अत्यद्भुतं महास्थानं विचित्रशिखराकुलम् ।
शतयोजनविस्तीर्णं दशयोजनमायतम् ॥४०
અત્યંત અદ્‌ભુત દેખાવવાળું અને મયૂર પક્ષિઓથી રળીઆમણું તે સરોવર એક સો યોજન પહોળું અને દસ યોજન લાંબુ છે.૪૦

पंचयोजनमूर्धानंसर एतत्प्रमाणतः ।
हिमखंडोदकं राजनसुस्वादममृतोपमम्॥४१
હે રાજન્! પાંચ યોજન ઉંચા એવા તે સરોવરમાં અમૃત તુલ્ય સ્વાદિષ્ઠ અને બરફના જેવું શીતળ જળ વહન કરતું હતું. ॥ ૪૧

त्रैलोक्येऽदृष्टपूर्वं च यत्तत्सरमनुत्तमम् ।
सुप्रसन्नं सरो दिव्यं देवानामपि दुर्लभम्४२

એનાથી બીજું એકે ઉત્તમ સરોવર ત્રણ લોકમાં પણ નથી એવું તે સરોવર દેવોને પણ દુર્લભ છે. ॥ ૪૨ ॥

स्व.तेन द्विगुणं प्रोक्तं शरद् द्यौरिव निर्मलम्
उपहाराय देवानांसिद्धार्घ्यर्चितपंकजम् ॥४३

તે સરોવરને ઉંડાઇમાં બમણું કહ્યું છે શરદ્ઋતુના આકાશ જેવું નિર્મળ છે અને દેવોની પૂજા માટે જેનાં કમળો સિદ્ધાદિકોએ આપેલાં છે. ॥ ૪૩ ॥

तस्मिन्सरसि दुष्टात्मा विरूपोऽतर्जलाशयः
आसीद् ग्राहो गजेंद्राणां दुराधर्षोमहाबलः४४

તે સરોવરમાં મહાપાપી આત્માવાળો અને કદ્રુપો તથા દૂરથી દોડીને આવનારો; તેમજ અત્યંત બળવાળો, હાથીને પકડનારો મધ્ય

રહેતો હતો. ॥ ૪૪ ॥

अथ दंतोज्ज्वलमुखः कदाचिद्गजयूथपः ।
आजगाम तृषाक्रांतः करेणुपरिवारितः ४५

એક વખતે ઉજ્વળ દાંતવાળો અને તૃષાથી પીડાએલો હાથીના સમૂહનો સ્વામી પોતાના વિસ્તારવંત કુટુંબ સાથે ત્યાં આવ્યો. ૪૫

मदस्रावी जलाकांक्षी पादचारीव पर्वतः ।
वासयन्मदगंधेन महानैरावतोपमः ॥ ४६ ॥

જેના કુંભસ્થળમાંથી મદ ઝરી જાય છે તથા જેને પાણી પીવાની આકાંક્ષા થએલી છે એવો અને ચાલતા પર્વતના સરખો એ હાથી પોતાના મદસ્રાવની સુગંધિથી આખા વનને સુગંધિમાન કરતો હતો. ॥ ૪૬ ॥

गजो ह्यंजनसंकाशो मदाच्चलितलोचनः ।
तृषितः पातुकामोऽयमवतीर्णश्च तत्सरः ४७

વળી તે હાથી કાજળસમાન કાળા અંગવાળો અને મદવડે કરીને પોતાનાં નેત્ર ફેરવતો પાણી

પીવા માટે તે સરોવરમાં ઉતર્યો. ॥ ૪૭ ॥

पिबतस्तस्य तत्तोयं ग्राहश्च समपद्यत ।
सुलीनः पंकजवने यूथमध्यगतः करी ४८

હાથણીઓનાં ટોળાની વચમાં કમળોથી વીંટાઇ રહેલો તે હાથી પાણી પીતો હતો તે વખતે તે મઘર ત્યાં આવ્યો. ॥ ૪૮ ॥

गृहीतस्तेन रौद्रेण ग्राहेणाव्यक्तमूर्तिना ।
पश्यंतीनां करेणूनां क्रोशंतीनां सुदारुणम् ।

અત્યંત જોરવાળા અને ભયાનક મઘરે બુમો પાડતી હાથણીઓના દેખતાં તે હાથીને પકડ્યો. ॥ ૪૯ ॥

नीयते पंकजवने ग्राहेणातिबलीयसा ।
गजो ह्याकर्षतेतीरं ग्राहश्चाकर्षते जलम् ५०

અતિ બળવાન મઘર હાથીને કમળનાં વન તરફ ઘસડી જવા લાગ્યો અને હાથી તેને કિનારા તરફ ખેંચવા લાગ્યો. ॥ ૫૦ ॥

तयोरासीन्महद्युद्धं दिव्यवर्षसहस्रकम् ।

दारुणः संयुतः पाशैर्निष्प्रयत्नगतिः कृतः ५१

એ પ્રમાણે બન્નેને ભયંકર એવું યુદ્ધ કરતાં કરતાં દેવનાં એક હજારવર્ષ વીતી ગયાં. મધ્ધરે જળના બંધનવડે કરીને હાથીને જોર વિનાનો કરી નાંખ્યો. ॥ ૫૧ ॥

वेष्ट्यमानः स घोरैस्तु पाशैर्नागो दृढैस्तथा ।
विस्फूर्जितमहाशक्ति विक्रोशंश्च महारवान्५२

ભારે જળબંધનથી બંધાએલો અને મધ્ધરના મુખમાં જેનો પગ આવેલો છે એવો હાથી શક્તિ વગરનો થઇ ઉંચા સ્વરથી બુમ પડવા લાગ્યો. ॥ ૫૨ ॥

व्याथतः स निरुत्साहो गृहीतो घोरकर्मणा ।
परमापदमापन्नो मनसाचिंतयद्धरिम्.॥५३॥

પાપ કર્મના કરનારા મધ્ધરની દાઢમાં પકડાવાથી પીડા પામતો અને ઉત્સાહ રહિત એવો તે હાથી બહુ દુઃખ પામીને પોતાના મનમાં શ્રી વિષ્ણુ ભગવાનનું સ્મરણ કરવા

લાગ્યો. ॥ ૫૩ ॥

स तु नागवरः श्रीमान्नारायणपरायणः ।
तमेव शरणं देवंगतः सर्वात्मना तदा॥५४॥

હાથીઓનો સ્વામી સર્વ ભાવવડે કરીને નારાયણ ભગવાનને શરણે ગયો. ॥ ૫૪ ॥

एकाग्रो निगृहीतात्मा विशुद्धेनांतरात्मना ।
जन्मजन्मांतराभ्यासाद्भक्तिमान् गरुडध्वजे ॥

અનેક જન્મના અભ્યાસથી ભગવાનમાં દૃઢ ભક્તિવાળા હાથીએ શુદ્ધ અંતઃકરણ વડે કરીને કાળના મુખમાં આવેલો છતાં એકાગ્ર બુદ્ધિવડે શ્રીભગવાનનું ધ્યાન ધર્યું ॥ ૫૫ ॥

नान्यं देवं महादेवात् पूजयामास केशवात् ।
दिग्बाहुं,स्वर्गमूर्धानं भूपादं गगनोदरम् ५६

આ હાથી શ્રી કેશવ વિના બીજા કોઇ દેવની પૂજા કરતો નહતો; તેથી દિશાઓ જેના બાહુ છે, સ્વર્ગ જેનું મસ્તક છે, પૃથ્વી જેના ચરણ છે, ॥ ૫૬ ॥

आदित्यचंद्रनयनमनंतं विश्वतोमुखम् ।
भूतात्मानं च मेघाभं शंखचक्रगदाधरम् ५७

સૂર્ય અને ચંદ્ર જેનાં નેત્રો છે, શંખ, ચક્ર, ગદા તથા પદ્મના ધારણ કરનારા એવા અનંત સ્વરૂપ ચારે તરફ મુખવાળા અને પ્રાણીઓના આત્મા તથા શ્યામ વર્ણવાળા, ॥ ૫૭ ॥

सहस्त्रशुभनामानमादि देवमजं विभुम् ।
संगृह्य पुष्कराग्रेण कांचनं कमलोत्तमम् ५८

એક સહસ્ર પવિત્ર નામવાળા, આદિ દેવ, અજન્મા, અને વ્યાપક પ્રભુને સુવર્ણના કમળને પોતાની કોમળ સુંઢવડે ઝાલીને, ૫૮

नैवेद्यं मनसा ध्यात्वा पूजां कृत्वा जनार्दने ।
आपद्विमोक्षमन्विच्छन्गजः स्तोत्रमुदीरयत् ॥

લોકને શાન્તિ આપનારા શ્રી પરમેશ્વરનું મનવડે ધ્યાન કરતો માનસિક પૂજા કરીને કમળ અર્પણ કરતાં દુઃખથી મુક્ત થવાને ઇચ્છતો એવો જે હાથી તે આ પ્રમાણે સ્તોત્ર

બોલવા લાગ્યો. ॥ ૫૯ ॥

गजेंद्र उवाच.

ॐनमो मूलप्रकृतये अजिताय महात्मने ।
अनाश्रयाय देवाय निस्पृहाय नमोनमः ६०

ગજેંદ્ર બોલ્યો કે-હે પ્રભુ ! આપ પ્રકૃતિના મૂળ રૂપ છો તથા જેનો આત્મા જીતાતો નથી એવા મહાત્મા, આશ્રય વિનાના, દેવ, નિરગુણ અને જેને સ્પૃહા નથી એવા પ્રભુને હું વારંવાર નમસ્કાર કરૂં છું. ॥ ૬૦ ॥

नम आद्याय बीजाय आर्षेयाय प्रवर्तिने ।
अनंताय च नैकाय अव्यक्ताय नमो नमः६१

સર્વેથી આદ્ય, બીજના કારણ, આર્ષેય રૂપ, મહાત્મા-જગતના પ્રવર્તાવનારા, અનંત, અવ્યક્ત અને અનેક મૂર્તિ ભગવાનને હું નમસ્કાર કરૂં છું. ॥ ૬૧ ॥

नमो गुह्याय गूढाय गुणाय गुणधर्मिणे ।
अतर्क्यायाप्रमेयाय अतुलाय नमो नमः६२

ગુહ્ય, શુદ્ધ, ગુણ, ગુણના ધર્મ, તર્ક વિનાના અપ્રમેય અને જેની બરોબરી કોઇ ન કરી શકે એવાને હું નમસ્કાર કરૂં છું. ॥ ૬૨ ॥

नमः शिवाय शांताय निश्चिताय यशस्विने ।
सनातनाय पूर्वाय पुराणाय नमो नमः ६३

શિવ, શાંત, વીતચિંતન, યશવાળા, સનાતન, પૂર્વ અને પુરાણને હું નમસ્કાર કરૂં છું. ૬૩

नमो जगत्प्रतिष्ठाय गोविंदाय नमो नमः ।
नमो देवाधिदेवाय स्वभावाय नमो नमः६४

જગતના સ્થાપન કરનારા, ગોવિંદ, દેવના દેવ અને સ્વભાવરૂપ પરમેશ્વરને હું નમસ્કાર કરૂં છું. ॥ ૬૪ ॥

नमोऽस्तु पद्मनाभाय सांख्ययोगोद्भवाय च ।
विश्वेश्वराय देवाय शिवाय हरये नमः ६५

જેની નાભિમાં કમળ છે એવા, સાંખ્યયોગના ઉત્પન્ન કરનારા, વિશ્વના ઇશ્વર, શિવ, હરિ અને જેની દેવસંજ્ઞા છે એવા પ્રભુને હું

નમસ્કાર કરૂં છું. ॥ ૬૫ ॥

नमोऽस्तु तस्मै देवाय निर्गुणायगुणात्मने ।
नारायणाय देवाय देवानां पतये नमः ६६

નિર્ગુણ, ગુણના આત્મા, નારાયણદેવ અને દેવના અધિપતિને હું નમસ્કાર કરૂં છું. ૬૬

नमो नमः कारणवामनाय नारायणायामितविक्रमाय । श्रीशार्ङ्गचक्रासिगदाधराय नमोस्तु तस्मै पुरुषोत्तमाय ॥ ६७ ॥

કારણ માટે વામન રૂપ ધારણ કરનાર, જેના પરાક્રમનો પાર નથી એવા નારાયણ અને શંખ, ચક્ર, ગદા તથા શાર્ઙ્ગધનુષ્ય ધારણ કરનારા પુરૂષોત્તમ પ્રભુને નમસ્કાર કરૂં છું. ॥ ૬૭ ॥

गुह्याय वेदनिलयाय महोदराय सिंहाय दैत्य निधनाय चतुर्भुजाय । ब्रह्मेंद्ररुद्रमुनिचारण संस्तुताय देवोत्तमाय वरदायनमोच्युताय ६८

ગુહ્ય, વેદના આશ્રય, મોટા પેટવાળા, સિંહ

રૂપ ધારનાર, દૈત્યોનો નાશ કરનાર, ચાર હાથવાળા, બ્રહ્મા, ઇંદ્ર, શિવ અને ચારણોએ જેની સ્તુતિ કરેલી છે એવાને અને નાશ વગરનાને હું નમસ્કાર કરૂં છું. ॥ ૬૮ ॥

**नागेंद्रभोगशयनासनसुप्रियाय गोक्षीरहेम-शुकनीलघनोपमाय । पीतांबराय मधुकैटभ नाशनाय विश्वाय चारुमुकुटाय नमोऽक्षराय**

જેને નાગના સ્વામિની શય્યા સુવાને માટે પ્રિય છે એવા, ગાયનું દૂધ, સોનું, પોપટ, શ્યામ વર્ણ તથા મેઘની જેને ઉપમા અપાય છે એવા પ્રભુને તથા જેણે પીતામ્બર ધારણ કરેલાં છે એવા અને મધુકૈટભ દૈત્યનો નાશ કરનારા, વિશ્વના આશ્રય, સુંદર મુકુટ ધારણ કરનારા એવા અક્ષરરૂપ પ્રભુને હું નમસ્કાર કરૂં છું. ॥ ૬૯ ॥

**नाभिप्रजातकमलासनसंस्तुताय क्षीरोदकार्णवनिकेतयशोधराय । नानाविचित्र मुकुटां**

गदभूषणाय योगेश्वराय विरजाय नमोवराय

જેના નાભિ કમળમાંથી ઉત્પન્ન થએલા બ્રહ્માવડે સ્તુતિ કરાએલા એવા પ્રભુ તથા ક્ષીર-સમુદ્રમાં વસ કરનારા, યશના ધારણ કરનારા, જુદી જાતના ચિત્રવાળા બાજુબંધ અને મુકુટ ધારણ કરનારા તથા રજોગુણ રહિત અને શ્રેષ્ઠ એવા યોગના ઇશ્વરને હું નમસ્કાર કરૂં છું. ॥ ૯૦ ॥

भक्तिप्रियाय वरदीप्तसुदर्शनाय फुल्लारविंद विपुलायतलोचनाय । देवेंद्रविघ्नशमनोद्यत-पौरुषाय नारायणाय वरदायनमोऽच्युताय॥

જેને ભક્તિ અત્યંત પ્રિય છે એવા, જેના હસ્તકમળમાં અત્યંત પ્રકાશવાળું સુદર્શન ચક્ર છે એવા, જેનાં નેત્ર પ્રફુલ્લ થએલા કમળ જેવા વિસ્તારવાળાં છે એવા, દેવમાત્રનાં વિઘ્નને શાન્ત કરવાનું જેનામાં પુરૂષત્વપણું છે એવા, વરદાનને આપનારા શ્રી પુરાણપુરુષોત્તમ

ભગવાનને હું નમસ્કાર કરૂં છું. ॥ ૭૧ ॥

नारायणाय परलोकपरायणाय कालाय कालकमलायतलोचनाय। रामाय रावणविनाशकृतोद्यमाय धीराय धीरतिलकाय महोदराय ॥ ७२ ॥

નારાયણ રૂપ, દેવના આશ્રય, કાળના આશ્રય, કાળ, કમળના સરખાં વિસ્તારવાળાં નેત્ર છે એવા, રામ, રાવણના નાશનો ઉદ્યોગ કરનારા, ધીર, ધીરમાં ઉત્તમ, મોટા પેટવાળા એવા પરમેશ્વરને હું નમસ્કાર કરૂં છું. ૭૨

पद्मासनाय मणिकुंडलभूषणाय कंसांतकाय शिशुपालविनाशनाय। गोवर्धनाय सुरशत्रुनिकृंतनाय दामोदराय विरजाय नमो वराय॥

કમળના આસનવાળા, મણિ જડિત્ર કુંડળના ધારણ કરનારા, કંસ અને શિશુપાળનો નાશ કરનારા, ગોવર્ધન પર્વત ધારણ કરનારા અને દેવતાઓના શત્રુને છેદનારા એવા

દામોદર પ્રભુને હું નમસ્કાર કરૂં છું. ૭૩

ब्रह्मायनाय त्रिदशायनाय लोकैकनाथाय हितात्मरूपाय । नारायणायार्तिविनाशनाय महावराहाय नमस्करोमि ॥७४॥

બ્રહ્મના આશ્રય, દેવોના આશ્રય, ત્રિલોકના સ્વામિ, સર્વેનું ( સૃષ્ટિનું ) હિત કરવા માટેજ જેણે અવતાર ધારણ કર્યા છે એવા, નારાયણ, દુઃખનો નાશ કરનારા અને વારાહનું રૂપ ધારણ કરનારને હું નમસ્કાર કરૂં છું. ૭૪

कूटस्थमव्यक्तमचिंत्यरूपं नारायणं कारणमादिदेवम् । युगांतशेषं पुरुषं पुराणं तं वासुदेवं शरणं प्रपद्ये ॥७५॥

કોઈને ન. મળેલું એવું, કોઈના કળવામાં ન આવે એવું, જોવામાં ન આવે એવું, અને વિચારમાં ન આવે એવું જેનું સ્વરૂપ છે એવા નારાયણ અને સર્વેના કારણભૂત, આદિ દેવ, યુગાંત પુરૂષપુરાણ અને વાસુદેવ એવા

ભગવંતને શરણે હું આવ્યો છું. ॥ ૭૫ ॥

अदृश्यमच्छेद्यमनंतमव्ययं महर्षयो ब्रह्ममयं सनातनम् । विंदंति यं वै पुरुषं पुराणं तं वासुदेवं शरणं प्रपद्ये ॥७६॥

ન જોવામાં આવે તેવા, ન ભેદાય તેવા, જેનો પાર નથી એવા, સર્વેથી વિરકત રહે-નાર અને વળી જેને મોટા મોટા ઋષિઓ નિરંતર બ્રહ્મમય કહીને પુરાતન પુરૂષની સ્તુતિ કરે છે એવા વાસુદેવ ભગવાનને હું નમસ્કાર કરૂં છું ॥ ૭૬ ॥

उत्तिष्ठतस्तस्य जलोरुकुक्षेर्महावराहस्य महीं विदार्य । विधुन्वतो वेदमयं शरीरं लोकांतरस्थं मुनयो गृणंति ॥७७॥

જેની કુક્ષીમાં અત્યંત જળ રહેલું છે એવા, કારણભૂત, મોટા વરાહનું સ્વરૂપ ધારણ કર-નાર અને પૃથ્વીને ભેદીને વેદસ્વરૂપ ધારણ કરનાર તથા લોકોના અંતઃકરણમાં રહેલા

જે પરમાત્માની સ્તુતિ મુનિયો કરે છે તે ભગવંત પુરૂષોત્તમને હું નમસ્કાર કરૂં છું. ॥ ૭૭ ॥

योगेश्वरं चारुविचित्रमौलिं ज्ञेयं समक्षं प्रकृतेः परस्तात् । क्षेत्रज्ञमात्मप्रभवं वरेण्यं तं वासुदेवंशरणं प्रपद्ये ॥७८॥

ચોગના ઇશ્વર, સુંદર મુકુટ ધારણ કરનારા, સર્વ વ્યાપક પ્રકૃતિથી ભિન્ન રહેલા, જાણવા યોગ્ય ક્ષેત્રને જાણનાર, આત્મા ઉત્પન્ન કરનાર અને અત્યંત પ્રકાશવાળા વાસુદેવ ભગવાનને હું નમસ્કાર કરૂં છું. ॥ ૭૮ ॥

कार्यक्रियाकारणमप्रमेयं हिरण्यबाहुं वरपद्मनाभम् । महाबलं वेदनिधिं सुरोत्तमं तं वासुदेवं शरणं प्रपद्ये ॥ ७९ ॥

કાર્ય અને ક્રિયાના કારણ, માપ વગરના, તથા સુવર્ણ સમાન પ્રકાશિત હાથવાળા, સુંદર કમળના સરખું જેનું નાભિમળ છે

વા, બહુ બળવાળા અને વેદના ભંડારરૂપ
ર માત્રમાં ઉત્તમ ગણાએલા વાસુદેવ ભગ-
ાનને હું શરણે આવ્યો છું. ॥ ૭૯ ॥

करीटकेयुर महार्हनिष्कैर्मण्युत्तमालंकृतसर्व
ात्रम् । पीतांबरं कांचनचित्रनद्धमालाधरं
केशवमभ्युपैमि ॥८०॥

કિરીટ, બાજુબંધ અને મોંઘા મણિના અ-
લંકાર વડે કરીને જેણે સર્વ અવયવો શોભા-
વેલા છે એવા, સુવર્ણ કટીસૂત્ર ( કંદોરો )
વડે કરીને શોભાયમાન પીતાંબર જેણે ધારણ
કરેલુ છે એવા અને માળાના ( વનમાળા )
ધારણ કરનારા એવા શ્રીકૃષ્ણ ભગવાનને હું
શરણે આવ્યો છું. ॥ ૮૦ ॥

भवोद्भवं वेदविदां वरिष्ठं योगात्मकं सांख्य
विदां वरिष्ठम् ।आदित्यचंद्राग्निवसुप्रभावं प्रपं
प्रपद्येऽच्युतमात्मवंतम् ॥८१॥

સૃષ્ટિના ઉત્પન્ન કરનાર, વેદ જાણનારાઓ-

માં શ્રેષ્ઠ પદ ધારણ કરનાર, યોગના આત્મા, સાંખ્ય જાણનારાઓમા શ્રેષ્ઠ છે એવા, તથા સૂર્ય, ચંદ્ર, અગ્નિ અને વસુના ઉત્પન્ન કરનારને અને જેનો નાશ નથી એવા આત્માવાળા સર્વાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૮૧ ॥

यदक्षरं ब्रह्म वदंति सर्वगं निशम्य यन्मृत्यु मुखात्प्रमुच्यते । तमीश्वरं युक्तमनुत्तमैर्गुणैः सनातनं लोकगुरुं नमामि ॥८२॥

મુનિઓ જેને સર્વત્ર વ્યાપેલા, અક્ષર બ્રહ્મ કહે છે, જેના નામનું શ્રવણ અથવા સ્મરણ કરનાર મનુષ્યો મૃત્યુના મુખમાંથી મુક્ત થઇ જાય છે તે ઉત્તમોત્તમ ગુણવાળા, સનાતન અને લોકના ગુરૂ એવા ઇશ્વરને હું નમસ્કાર કરૂં છું. ॥ ૮૨ ॥

नमस्तस्मै वराहाय लीलयोद्धरते महीम् । खुरमध्यगतो यस्यमेरुः खुरखुरायते ८३

જેણે લીલામાત્ર ( રમતમાં ) પૃથ્વીને જળ-માંથી ખેંચી કાઢી છે એવા વરાહરૂપી ભગવા-નને હું નમસ્કાર કરૂં છું. જેની ખરીઓમાં મેરૂપર્વત સમાએલો હતો એવી ખરીવાળા ભગવાનને હું નમસ્કાર કરૂં છું. ॥ ૮૩ ॥

श्रीवत्सांकं महादेवं देवगुह्यमनुत्तमम् ।
प्रपद्ये सूक्ष्म मचलं वरेण्यमभयप्रदम् ॥८४

શ્રી વત્સના ચિન્હવાળા, મોટા દેવ, દેવોમાં ગુપ્ત રહેલા, ઉપમા વગરના, સૂક્ષ્મ, ધ્રુવ, પ્રકા-શવાળા અને અભયપદ આપનારા એવા પ્રભુને હું નમસ્કાર કરૂં છું. ॥ ૮૪ ॥

प्रभवं सर्वभूतानां निर्गुणं परमेश्वरम् ।
प्रपद्ये मुक्तसंगानां यतीनां परमां गतिम्८५

સર્વ પ્રાણી માત્રના ઉત્પન્ન કરનારા, નિર્ગુણ, પરમેશ્વર અને સંસારનો સંગ મૂકી દેનારા એવા સંન્યાસીઓની ગતિરૂપ પરમાત્માને હું નમસ્કાર કરૂં છું. ॥ ૮૫ ॥

प्रभवं तं गुणाध्यक्षमक्षरं परमं पदम् ।
शरण्यं शरणार्तानां प्रपद्ये भक्तवत्सलम्॥८६

ગુણના અધિપતિ, જેનો નાશ નથી એવા, સર્વના ઉત્પન્ન કરનારા, પરમપદ, દુઃખી પ્રાણીઓને શરણ રાખનારા અને ભક્તોને પ્રિય છે એવા પ્રભુને હું નમસ્કાર કરૂં છું. ॥ ૮૬ ॥

त्रिविक्रमं त्रिलोकेशं सर्वेषां प्रपितामहम् ।
योगात्मानं महात्मानं प्रपद्येऽहं जनार्दनम् ॥

ત્રણ પગલાંથી પૃથ્વીને ભરનારા, ત્રણ લોકના સ્વામી, સર્વના પિતામહ, યોગના આત્મા, મોટા આત્મા અને જનાર્દન એવા વાસુદેવને હું શરણે આવ્યો છું. ॥ ૮૭ ॥

आदिदेवमजं विष्णुं व्यक्ताव्यक्तं सनातनम् ।
नारायणमणीयांसं प्रपद्ये ब्राह्मणप्रियम्॥८८

આદિદેવ, અજન્મા, વિષ્ણુ, વ્યક્ત, અવ્યક્ત, સનાતન, નારાયણ, સૂક્ષ્મ અને બ્રાહ્મણોને સુખ કરનાર એવા પ્રભુને હું નમસ્કાર કરૂં છું. ૮૮

अकूपाराय देवाय नमः सर्वमहाद्युते ।
प्रपद्ये देव देवेशमणीयांसमणोः सदा ८९

સમુદ્ર સ્વરૂપ દેવને, મોટા પ્રકાશવાળા, દેવના દેવ અને સૂક્ષ્મને હું નિરંતર નમસ્કાર કરૂં છું. ॥ ૮૯ ॥

एकाय लोकनाथाय परतः परमात्मने ।
नमः सहस्रशिरसे अनंताय नमो नमः ९०

એક સ્થાનવાળા, લોકના સ્વામી, માયાથી પર એવા પરમાત્મા, હજાર શિર્ષ ( માથાં ) વાળાને અને જેનો પાર નથી એવાને હું નમસ્કાર કરૂં છું. ॥ ૯૦ ॥

तमेव परमं देवमृषयो वेदपारगाः ।
कीर्तयंति च यंसर्वे ब्रह्मादीनां परायणम् ९१

વેદમાં પારંગત એવા સર્વ ઋષિઓ તે જ પરમ દેવનું કીર્તન કરે છે કે જે બ્રહ્માદિકનું પરમસ્થાન રૂપ છે. ॥ ૯૧ ॥

नमस्ते पुंडरीकाक्ष भक्तानामभयंकर ।

सुब्रह्मण्य नमस्तेऽस्तु त्राहिमां शरणागतम्

હે કમળ સમાન નેત્રવાળા! અને ભક્તોની પીડાનો નાશ કરનારા! હે બ્રાહ્મણનું હિત કરનારા! તમને હું નમસ્કાર કરૂં છું માટે શરણે આવેલાનું રક્ષણ કરો. ॥ ૯૨ ॥

तावद्भवति मे दुःखं चिंता संसारसागरे ।
यावत्कमलपत्राक्षं न स्मरामि जनार्दनम्९३

હે પ્રભુ! જ્યાં સુધી કમળના સમાન નેત્રવાળા અને લોકને આનંદ ઉપજાવનારા ભગવાનનું મેં સ્મરણ નથી કર્યું ત્યાં સુધી હું આ ચિંતારૂપી સમુદ્રમાં પડેલો દુઃખ પામું છું.

॥ भीष्म उवाच ॥

भक्तिंतस्यतु संचिंत्य नागस्यामोघसंस्तवात् ।
प्रीतिमानभवद्राजञ्छ्रुत्वा चक्रगदाधरः ॥९४

ભીષ્મ કહે છે–હે રાજન્! એ રીતે કાળ પાશમાં પડેલા હાથીના ખરા અંતઃકરણની સ્તુતિ ચિંતવન કરી ચક્ર અને ગદા ધારણ કરનારા

એવા શ્રીભગવાન પ્રસન્ન થયા. ॥ ૯૪ ॥

आरुह्य गरुडं विष्णुराजगाम सुरोत्तमः ।
सान्निध्यंकल्पयामासतस्मिन्सरसिलोकधृक्

દેવના દેવ એવા ભગવાન ગરૂડ ઉપર બેસી લોકને ધારણ કરનારા વિષ્ણુ તે સરોવરમાં હાથીની પાસે આવ્યા. ॥ ૯૫ ॥

ग्राहग्रस्तं गजेन्द्रं च तं ग्राहं च जलाशयात् ।
उज्जहाराप्रमेयात्मा तरसा मधुसूदनः ९६

મગરે ગ્રહેલા એવા હાથીને તથા તે મગરને જેના આત્માનું માપ નથી એવા પરમાત્મા પ્રભુએ પાણીમાંથી બહાર કાઢયા. ॥ ૯૬ ॥

जलस्थं दारयामास ग्राहं चक्रेण माधवः ।
मोचयामास नागेंद्रं पाशेभ्यः शरणागतम्९७

જળમાં રહેલા મગરને ભગવાને પોતાના ચક્રથી માર્યો અને બંધનથી બંધાએલા તથા શરણે આવેલા હાથીને કાળના મુખમાંથી મૂકાવ્યો. ॥ ૯૭ ॥

स हि देवल शापेन हूहूर्गन्धर्वसत्तमः ।
ग्राहत्वमगमत्कृष्णाद्वधं प्राप्य दिवं गतः ।
इदमप्यपरं गुह्यं राजन्पुण्यतमं श्रृणु ॥९८

તે મગર પૂર્વે ગંધર્વોનો સ્વામિ " હુહુ " કરીને હતો. તે દેવળ મુનિના શ્રાપથી શ્રીકૃષ્ણને હાથે મૃત્યુ પામી સ્વર્ગે ગયો. હે રાજા યુધિષ્ઠિર ! આ એક શ્રેષ્ઠ, ગુહ્ય અને પવિત્ર બીજી પણ કથા છે તે સાંભળો. ॥ ૯૮ ॥

॥ युधिष्ठिर उवाच ॥

कथं शापोऽभवत्तावद्गंधर्वस्य महात्मनः ।
एतदिच्छाम्यहं श्रोतुं विस्तरेण पितामह९९

યુધિષ્ઠિર બોલ્યા કે હે પિતામહ ! તે મહાત્મા ગંધર્વને શ્રાપ થયેલો તેનું કારણ શું ? તે કથા વિસ્તારવડે કરીને હું સાંભળવા ઇચ્છું છું. ॥ ૯૯ ॥

॥ भीष्म उवाच ॥

यथा तौ शापितौ तेन देवलेन महात्मना ।

हाहाहूहूरिति ख्यातौ गीतवाद्यविशारदौ ॥

ભીષ્મ કહે છે—મહાત્મા એવા દેવળ મુનિએ જે કારણ માટે શ્રાપ દીધો તે કથા હું તમને કહું છું. "હાહા" અને "હુહુ" નામના બે ગંધર્વો ગીત અને વાજીત્ર વગાડવામાં કુશળ હતા. ॥ ૧૦૦ ॥

उर्वशी मेनका रंभा तथा चान्येऽप्सरो गणाः।
शक्रस्य पुरतो राजन् नृत्यंतेताः सुमध्यमाः१

હે રાજન્! એક વખતે ઉર્વશી, મેનકા, રંભા અને બીજી અપ્સરાઓ ઇંદ્રના આગળ નૃત્ય કરતી હતી. ॥ ૧૦૧ ॥

ततस्तु तौ गायमानौ गंधर्वौ राजसद्मनि ।
अन्योऽन्यं चक्रतुःस्पर्धां शक्रस्य पुरतस्तदा ॥

તે સમયે ઇંદ્રની રાજ્યસભામાં. પેલા બે ગંધર્વો ગાન કરતા હતા. તે રાજ્યસભામાં ઇંદ્રના સન્મુખ આવી પોતાની ગાયન વિદ્યાની કુશળતા દર્શાવતા હતા. ॥ ૧૦૨ ॥

आवयोरुभयोर्मध्ये कः श्रेष्ठो गीतवाद्ययोः ।

तं वदस्व सुरश्रेष्ठ ज्ञात्वा गीतस्य लक्षणम् ३

હે દેવતાઓમાં શ્રેષ્ઠ એવા ઇંદ્ર! અમારાં ગીતવિદ્યાનાં ચિન્હ સાંભળીને એમાં કોણ શ્રેષ્ઠ છે તે કહો? ॥ १०३ ॥

गंधर्वयोर्वचः श्रुत्वा प्रत्युवाच शतक्रतुः ।
युवयोर्गीतत्राश्रेषु विशेषा नोपलभ्यते ॥४॥

એ પ્રકારે ગંધર્વોનું કહેવું સાંભળીને ઇંદ્ર કહે છે કે તમારા બન્નેમાં ન્યૂનાધિક સંગીત નિયમે કોઇ નથી. એ માટે, ॥ १०४ ॥

एक एव मुनिश्रेष्ठो देवलो नाम नामतः ।
युवयोः संशयच्छेत्ता भविष्यति न संशयः५

મુનિઓમાં શ્રેષ્ઠ એવા એક દેવળ નામના મુનિ છે તેમની પાસે જાઓ, જેથી તમારો સંશય ભાગશે એમાં શક નથી. ॥ १०५ ॥

ततस्तु तौ शक्रवचो निशम्य प्रणम्य राजन् शिरसा सुरोत्तमम् । गतौ सुहृष्टौ जयकांक्षिणौ तौ यत्राश्रमे तिष्ठति स द्विजाग्र्यः॥६॥

એ રીતે ઇંદ્રદેવનું વાકય સાંભળીને ઇંદ્ર મહારાજાને શિરવડે પ્રણામ કરી પ્રસન્ન થઇને જયને ઇચ્છતા એવા એ બે ગંધર્વો દેવળ મુનિના આશ્રમે ગયા. ॥ ૧૦૬ ॥

ततो दृष्ट्वा मुनिश्रेष्ठं देवलं शंसितव्रतम् ।
अभिवाद्य महात्मानमुचतुः पार्श्वतः स्थितौ७

મુનિઓમાં શ્રેષ્ઠ અને મોટા વ્રતને ધારણ કરનારા એવા દેવળ મુનિને જોઇને બંને ગંધર્વો પ્રણામ કરીને વામ દક્ષિણ પડખામાં બેસી પોતાનું વૃતાંત કહેવા લાગ્યા. ॥ ૧૦૭ ॥

शक्रेण प्रेषितौ देव त्वत्समीपे द्विजोत्तम ।
एकस्य नौ जयं देहियत्ते नमसि रोचते ८

હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠપદ ધારણ કરનારા પવિત્ર મુનિદેવ ! ઇંદ્રે અમને આપની સમીપ મોકલ્યા છે માટે અમારા બેમાંથી આપને જેની શ્રેષ્ઠ વિદ્યાનો અનુભવ થાય તેને તમે વિજય વાકય આપો. ॥ ૧૦૮ ॥

पृथक् चरंतौ गायंतौ रुचिरं मधुराक्षरम् ।
न किंचिद्वदते वाक्यं मुनिर्मौनस्य धारणात्९

એમ કહીને બંને જણા અન્યોઅન્ય અનુક્રમે પોતપોતાની વિદ્યામાં ચાપલ્યતા બતાવી ગાયન કરવા લાગ્યા, પણ તે સમયે મૌનપણું ધારણ કરવાથી દેવળ મુનિ કાંઇપણ બોલ્યા નહીં. ॥ ૧૦૯ ॥

शृण्वन्नपि पदं तेषां न किंचिद्वदते मुनिः ।
तदा तौ कुपितौ तस्य देवलस्य महात्मनः१०

તેમનાં ગાયનરૂપી પદ સાંભળ્યાં; છતાં પણ દેવળમુનિ જ્યારે ન બોલ્યા ત્યારે તે બંને ગંધર્વો મહાત્મા દેવળમુનિ ઉપર કોપાયમાન થયા. ॥ ૧૦ ॥

ऊचतुस्तौ रुषा वाक्यं गंधर्वौ कालचोदितौ।
मूढोऽयं नाभिजानाति निश्चयं गीतवाद्ययोः॥

કાળે પ્રેરેલા એવા બે ગંધર્વો ક્રોધયુક્ત થઇને કહે છે કે આતો મૂર્ખ છે અને નક્કી

સંગીત શાસ્ત્ર અને વાદિત્ર વિદ્યામાં કાંઈ પણ જાણતો નથી. ॥ ૧૧ ॥

निशम्यैतद्वचस्तेषां गंधर्वाणां मदान्वितम् ।
क्रोधादुत्थाय विप्रेंद्र इदं वचनमब्रवीत् ॥१२

આવી રીતે પોતાની કળામાં મદોન્મત થયેલા ગંધર્વોનું નિંદ્ય વાક્ય સાંભળીને ક્રોધથી ઉભા થઈ દેવળમુનિ આ પ્રકારે બોલ્યા. ૧૨

एष हूहूर्दुरात्मा तु ग्राहत्वं यातु मूढधीः ।
त्वमेव गजराजस्तु भवस्व गिरिगह्वरे ॥१३

હે પાપી આત્માવાળા અને મૂર્ખ બુદ્ધિવાળા હૂહૂ ગંધર્વ! તું મઘ્ધરપણાને પ્રાપ્ત થા!! અને હે મૂઢ હાહા! તું પહાડ-પર્વતની ગુફાઓમાં હાથીપણાને પ્રાપ્ત થા!! ॥ ૧૩.॥

एवं शापं ददौ क्रुद्धो देवलः सुमहातपाः ।
ततस्तौ शापितौ तेन देवलेन महात्मना१४

ક્રોધાયમાન થયેલા તપસ્વી દેવળમુનિએ એ પ્રમાણે ગંધર્વોને શ્રાપ આપ્યો. પછી દેવળથી

શાપિત થયેલા ગંધર્વો, ॥ ૧૧૪ ॥

प्रणम्य शिरसा विप्रं गंधर्वाविदमूचतुः ।
भूमंडलगतौ ह्यावां प्रसादं कुरु सुव्रत १५

શિરવડે બ્રાહ્મણને પ્રણામ કરી કહે છે કે હે સુવ્રત ! પૃથ્વી ઉપર ગયેલા અમારા બે જણ ઉપર તમે પ્રસન્ન થાઓ. ॥ ૧૫ ॥

निश्चयं वद विप्रेंद्र येन शापाद्विमुच्यतः ।
ततस्तौ पुरतो दृष्ट्वा उभौ शापभयार्दितौ १६

અમે જેથી શાપ મુક્ત થઈએ તે અમને નિશ્ચયપૂર્વક કહો. એમ ગદ્ગદ્ કંઠે બોલતા અને શ્રાપના ભયથી કંપતા બંનેને જોઈને, ॥ ૧૬ ॥

प्रत्युवाच मुनिश्रेष्ठो गंधर्वाणां भयापहम् ।
मेरुपृष्ठे सरो रम्यं बहुवृक्षसमाकुलम् ॥१७

દેવળમુનિ ક્રોધ મુક્ત થઈને ગંધર્વોના ભયને નાશ પમાડનાર પ્રસન્ન વાક્ય કહેવા લાગ્યા કે મેરૂ પર્વતની પશ્ચિમે ઘણી જાતનાં ઝાડથી

શોભાયમાન સરોવર છે. ॥ ૧૭ ॥

**नानापक्षि गणाढ्यं च द्वितीय इव सागरः ।**
**तस्मिन् सरोवरे रम्ये ग्राहो नित्यं भविष्यसि**

નાના પ્રકારનાં પક્ષીઓથી વિંટાયેલું તે સરોવર બીજા સમુદ્ર જેવું દેખાય છે તે સુંદર સરોવરમાં તું નિરંતર મઘ્ઘર થઇને રહે. ॥ ૧૮ ॥

**तृषार्तस्तत्र मातंगो गमिष्यति नगोत्तमात् ।**
**तयोर्मध्ये महद्युद्धं भविष्यति सुदारुणम् १९**

ત્યાં એ પર્વતમાંથી આ મદોન્મત્ત હાથી રૂપે થએલો પાણી પીવા આવશે. ત્યાં તમારા બંનેનું દારૂણ યુદ્ધ થશે. ॥ ૧૯ ॥

**ग्राहेणाकृष्यमाणस्तु गजः स्तोत्रं करिष्यति ।**
**तदैव देवदेवेशस्तुष्यते नात्रसंशयः ॥ २० ॥**

તે સમયે મઘ્ઘરે ખેંચાતો હાથી શ્રીભગવાનનું સ્તવન કરશે ત્યારે દેવના દેવ ભગવાન તમારા ઉપર પ્રસન્ન થશે એમાં સંશય

નથી. ॥ ૧૨૦ ॥

ततो नारायणः प्रीतः शापतोमोचयिष्यति।
इत्युक्त्वा ऋषिणा तेन वरेणैतौ प्रमोदितौ२१

ત્યાં પ્રસન્ન થએલા નારાયણ ભગવાન તમને શ્રાપથી મુક્ત કરશે. એ પ્રકારે દેવળમુનિના શ્રાપનો અનુગ્રહ કરાવી ગંધર્વો પ્રસન્ન થયા. ॥ ૨૧ ॥

ग्राहत्वमगमत्सोऽथ वधं प्राप्य दिवंगतः ।
आपद्विमुक्तौ युगपद्गजेन्द्रो ग्राहएव च॥२२

ત્યારપછી પૂર્વ પ્રમાણે મધ્ધર શ્રી કૃષ્ણના હાથે મૃત્યુ પામવાથી સ્વર્ગે ગયો અને હાથી પણ તેજ વખતે દુઃખથી મુક્ત થયો. ૨૨

गजेऽपि मुक्ततां यातः श्रीकृष्णेन विमोक्षितः ।
तस्माच्छापाद्विनिर्मुक्तोगजोगंधर्व एव च २३

શ્રી કૃષ્ણ ભગવાનના હાથે હાથી પણ મોક્ષ પામ્યો. એમ દેવળમુનિના શ્રાપથી બંને જણ મુક્ત થયા, ॥ ૨૩ ॥

तौ च स्वं स्वं वपुः प्राप्य प्रणिपत्य जनार्दनम्
गजो गंधर्वराजश्च परां निवृत्तिमागतौ ॥२४

અને પોત પોતાનું શરીર ધારણ કરીને તથા ભગવાનને પ્રણામ કરીને એ ગંધર્વો પોતપોતાના પૂર્વ સુખને પામ્યા. ॥ ૨૪ ॥

प्रीतिमान् पुंडरीकाक्षः शरणागतवत्सलः ।
अभवद्देवदेवेशस्ताभ्यां चैव प्रपूजितः २५

શરણે આવેલાનું શુભ ઇચ્છનાર પુંડરીક એવા ભગવાન બંને ગંધર્વોના પૂજવાથી પ્રસન્ન થયા. ॥ ૨૫ ॥

॥ श्रीभगवानुवाच ॥

भजंतं गजराजानमवदन्मधुसूदनः ।
ये मां त्वां च सरश्चैव ग्राहस्य च विदारणम्

પોતાની સેવા કરતા હાથીને મધુ નામના દૈત્યનો નાશ કરનાર ભગવાન કહે છે, કે જે મને, તમને તથા આ મગરનો નાશ કરવાનું વૃત્તાંત તથા લતાઓ અને આ વાંસડા-

થી વિંટાએલું સરોવર તથા આ પર્વત, ૨૬

गुल्मकीचकवेणूनां तं च शैलवरं तथा ।
प्रभासं भास्करं गंगां नैमिषारण्यपुष्करम्२७

તથા પ્રભાસ, ભાસ્કર, ગંગા, નૈમિષારણ્ય અને પુષ્કર, ॥ ૨૭ ॥

प्रयागं ब्रह्मतीर्थं च दंडकारण्यमेवच ।
ये स्मरिष्यंतिमनुजाः प्रयताः स्थिरबुद्धयः॥

પ્રયાગ, બ્રહ્મતીર્થ, દંડકારણ્ય ને જે મનુષ્યો સ્થિર બુદ્ધિથી યત્ન કરી સંભારશે, ૨૮

दुःस्वप्नोनश्यते तेषां सुस्वप्नश्च भविष्यति ।
अनिरुद्धं गजं ग्राहं वासुदेवं महाद्युतिम् ॥

તેનું દુઃસ્વપ્ન નાશ પામશે અને સુસ્વપ્ન પ્રાપ્ત થશે. અનિરૂદ્ધ, ગજ, ગ્રાહ અને મોટા પ્રકાશવાળા વાસુદેવ, ॥ ૨૯ ॥

संकर्षणं महात्मानं प्रद्युम्नं च तथैवच ।
मत्स्यं कूर्मं वराहं च वामनं तार्क्ष्यमेव च ३०

મહાત્મા સંકર્ષણ, પ્રદ્યુમ્ન, મત્સ્ય, કુર્મ, વરાહ, વામન અને તાર્ક્ષ્ય, ॥ ૩૦ ॥

नारसिंहं च नागेंद्रं सृष्टिप्रलयकारकम् ।
विश्वरूपं हृषीकेशं गोविंदं मधुसूदनम् ३१

નરસિંહ. નાગેન્દ્ર, સૃષ્ટિના પ્રલય કરનાર, વિશ્વરૂપ ગોવિંદ અને મધુસૂદન, ॥ ૩૧ ॥

सहस्राक्षं चतुर्बाहुं मुरारिं गरुडध्वजम् ।
त्रिदशंत्वदितिंदेवंदृढभक्तिमनुत्तमम् ॥३२॥

સહસ્રબાહુ, ચતુર્બાહુ, મુરારી, ગરુડધ્વજ ત્રિદશ, અદિતિ, દેવ, દઢ ભક્તિ, અને અનુત્તમ, ॥ ૩૨ ॥

वैकुंठं दुष्टदमनं मुक्तिदं मधुसूदनम् ॥
एतानि प्रातरुत्थाय संस्मरिष्यंति ये नराः ।
सर्वपापैः प्रमुच्यंते विष्णुलोकमवाप्नुयुः ॥

વૈકુંઠ, દુષ્ટને દંડનાર, મુક્તિ આપનાર અને મધુદૈત્યનો નાશ કરનાર એટલાં નામ વડે કરીને પ્રાતઃકાળે જે મારૂં સ્મરણ કરશે.

તે સર્વ પાપથી મુક્ત થઇ વિષ્ણુ લોકની ગતિને પામશે. ॥ ૩૩ ॥

॥ भीष्म उवाच ॥

एवमुक्त्वा महाराज गजेंद्र मधुसूदनः ।
स्पर्शयामास हस्तेन गजं गंधर्वमेव च ॥३४

ભીષ્મ કહે છે-હે મહારાજ ! એ પ્રકારે મધુસૂદન ભગવાન હાથીના અધિપતિને કહીને બંને ગંધર્વોને પોતાના હાથ વડે સ્પર્શ કર્યો. ॥ ૩૪ ॥

तौ च स्पृष्टौ ततःसद्यो माल्यांबरधरावुभौ ।
तमेव मनसा प्राप्य जग्मतुस्त्रिदशालयम् ॥

ભગવાનનો સ્પર્શ થવાથી તે બંને ગન્ધર્વો પ્રકાશિત વસ્ત્રાભૂષણ અને માળાઓથી શોભવા લાગ્યા. ત્યારપછી તે બંનેએ ભગવાનનું ધ્યાન કરીને દેવનું સ્થાન જે સ્વર્ગ તે પ્રતિ ગતિ કરી. ॥ ૩૫ ॥

ततो दिव्यवपुर्भूत्वा हस्तिराट् परमं पदम् ।
गच्छति स्म महाबाहो नारायणपरायणः ॥

હે મહાબાહુ યુધિષ્ઠિર! પછી દિવ્ય શરીર ધારણ કરીને નારાયણ વિષે પરાયણ એવો તે હાથી પવમપદને પામ્યો હતો. ॥ ૩૬ ॥

ततो नारायणः श्रीमान्मोचयित्वा गजोत्तमम्
ऋषिभिस्तूयमानाऽग्र्यैर्वेदगुह्यपदाक्षरैः ॥३७
ततः स भगवान्विष्णुर्दुर्विज्ञेयगतिः प्रभुः ।
शंखचक्रगदापाणिरंतर्धानं समाविशत् ॥३८

હાથીના સ્વામિને મૂકાવી તે વેદમાં ગુપ્ત એવા શ્રેષ્ઠ વાણીથી સ્તુતિ કરનારા અને શ્રેષ્ઠ બ્રાહ્મણોથી સ્તુત્ય (સ્તવન કરાએલા) અને જેની ગતિ કોઈના જાણવામાં આવે એવી નથી એવા શંખ, ચક્ર તથા ગદાના ધારણ કરનારા ભગવાન અંતર્ધાન થયા. ૩૭-૩૮

॥ वैशंपायन उवाच ॥

गजेंद्रमोक्षणं श्रुत्वा कुंतीपुत्रो युधिष्ठिरः ।
भ्रातृभिःसहितःसम्यक् ब्राह्मणैर्वेदपारगैः॥

વૈશંપાયન કહે છે-કુન્તિના પુત્ર યુધિષ્ઠિર

રાજા વેદ જાણનારા બ્રાહ્મણો તથા પોતાના ભાઈઓની સાથે ગજેન્દ્રમોક્ષની કથા સાંભળીને, ॥ ૩૯ ॥

पूजयामास देवेशं पार्श्वस्थं मधुसूदनम् ।
विस्मयोत्फुल्लनयनःश्रुत्वा नागस्य मोक्षणम्॥
ऋषयश्च महाभागाःसर्वे प्रांजलयः स्थिताः॥

પાસે બેઠેલા પ્રભુને પૂજવા લાગ્યા. જેનાં નેત્ર આશ્ચર્ય ઉપજાવનારી ગજેન્દ્રમોક્ષની કથા સાંભળીને ખીલી રહેલાં છે એવા અને મોટા ભાગ્યવાળા મુનિયો સર્વે હાથ જોડી ઉભા રહ્યા. ॥ ૪૦-૪૧ ॥

अजं वरेण्यं वरपद्मनाभं महाबलं वेदानिधि सुरोत्तमम् ॥ तंवेदगुह्यं पुरुषं पुराणं ववंदिरे वेदविदां वरिष्ठम् ॥४२॥

જેનો જન્મ નથી એવા અને કમળના સરખી જેની નાભિ છે એવા, વેદના ભંડારરૂપ, દેવના દેવ, વેદમાં ગુપ્તપણે રહેલા, પુરૂષ,

પુરાણ અને વેદ જાણનારાઓમાં શ્રેષ્ઠ પદ ધાર-
ણ કરનારને હું નમસ્કાર કરૂં છું. ॥ ૪૨ ॥

एतत्पुण्यं महाबाहो नराणां पुण्यकर्मणाम् ॥
दुःस्वप्नदर्शने घोरे श्रुत्वा पापैः प्रमुच्यते ॥

હે મહાબાહો! ભયંકર એવાં દુષ્ટ સ્વપ્નનાં દર્શન થાય ત્યારે પવિત્ર કર્મવાળા મનુષ્યોનું આ પવિત્ર ચરિત્ર સાંભળીને મનુષ્ય પાપ-માંથી મુક્ત થાય છે. ॥ ૪૩ ॥

तस्मात्त्वं हि महाराज प्रपद्य शरणं हरिम् ।
विमुक्तः सर्वपापेभ्यःप्राप्स्यसे परमं पदम् ॥

માટે હે રાજન્ જન્મેજય! તમે પણ ભગવાનને શરણ જાઓ; તેથી સર્વ પાપથી મુક્ત થઇ પરપદને પામશો. ॥ ૪૪ ॥

यदा महाग्राहगृहीतकातरं सुपुष्पिते पद्मवने महाद्विपम् ॥ विमोक्षयामास गजं जनार्दनो दुःस्वप्ननाशंच सुखोदयं सदा ॥१४५॥

જ્યારે કાળરૂપ એવા મધ્ઘરના પાશમાં પક-

ડાવાથી કમળોના વનમાં દુઃખી થતા હાથીને ભગવાને મૂકાવ્યો ત્યારે દુઃખદાયી સ્વપ્ન વા દુઃખથી મનુષ્યોને કેમ મુક્ત નહી કરે! કરશેજ.

परंपराणांपरमंपवित्रंपरेशमीशंसुरलोकनाथम्
सुरासुरैरर्चितपादपद्मंसनातनंलोकगुरुंनमामि

દેવના દેવ અને પવિત્રમાં પવિત્ર, માયાના ઈશ્વર, દેવોના અધિપતિ અને દેવ દાનવોએ જેના ચરણ કમળની ઉપાસનાઓ કરેલી છે એવા, નિત્ય અને લોકના ગુરૂને હું નમુછું. ૪૬

वरगजशरणादिमुक्तिहेतुं पुरुषवरं स्तुतिदि-
व्यदेहगीतम् । सततमपि पठंतिये तु तेषा-
मभिहितमरणांतकिल्बिषापहं स्यात् ॥ ૪૭

શરણે જવાથી હાથીને મુક્તિ આપનાર, પુરૂષોમાં શ્રેષ્ઠ અને ગાન તથા સ્તુતિ કરવા યોગ્ય જેનું સ્વરૂપ છે એવા ભગવાનનું જે મનુષ્યો યજન ભજન કરે છે તે મનુષ્યોની સર્વ ઈચ્છાઓ પૂર્ણ થાય છે, અને જન્મ મરણનું દુઃખ પણ નાશ પામે છે. ॥ ૪૭ ॥

इदवद्धधर्ममूलो वेदस्कंधः पुराणशाखाढ्यः ।
क्रतुकुसुमो मोक्षफलो मधुसूदनपादपोजयति

જે વૃક્ષનું ધર્મ રૂપી મૂળ પસરાએલું છે, વેદરૂપી ડાળીઓ છે તેમજ પુરાણરૂપી પાંખડીઓ છે, યજ્ઞરૂપી ફુલ છે અને મોક્ષરૂપી ફળ છે, એવું ભગવાનરૂપી પોતાનું વંશવૃક્ષ સર્વદા જયવંતુ થાઓ. ॥ ૪૮ ॥

नमो ब्रह्मण्यदेवाय गोब्राह्मणहिताय च ।
जगद्धिताय कृष्णाय गोविंदाय नमो नमः ॥

બ્રાહ્મણનું રક્ષણ કરનાર, ગાયો, અને બ્રાહ્મણના હિતકારી છે એવા જગતનું હિત કરનાર ગોવિંદને નમસ્કાર કરૂં છું. ॥ ૪૯ ॥

आकाशात्पतितं तोयं यथा गच्छति सागरम्
सर्वदेवनमस्कारः केशवं प्रति गच्छति ॥

આકાશમાંથી પડેલું જળ જેમ સમુદ્રમાં જાય છે, તેમ સર્વ દેવનો નમસ્કાર ભગવાનને જ પ્રાપ્ત થાઓ. ॥ ૫૦ ॥

वेदे रामायणे चैव पुराणे भारते तथा ।

आदौ मध्येतथा चांतेहरिः सर्वत्रगीयते ॥

વેદમાં, રામાયણુમાં, પુરાણુમાં, ભારતમાં, પ્રથમ, મધ્ય અને અંત ભાગમા સર્વ સ્થળે ભગવાનનેજ ગાએલા છે. ॥ ૫૧ ॥

सर्वरत्नमयो मेरुः सर्वाश्चर्यमयं नभः ।
सर्वतीर्थमयी गंगा सर्वदेवमयो हरिः ५२

મેરૂ જેમ સર્વે જાતનાં રત્નોથી ભરેલો છે, આકાશ જેમ સર્વ આશ્ચર્યથી ભરેલું છે અને ગંગા જેમ સર્વ તીર્થોથી ભરેલી છે એમ શ્રી હરિ સર્વ દેવોથી ભરપૂર છે. ॥ ૫૨ ॥

गीता सहस्रनामानि स्तवराजाह्यनुस्मृतिः ।
गजेंद्रमोक्षणं चैव पंचरत्नानि भारते ॥

ગીતાજી, વિષ્ણુ સહસ્રનામ, ભીષ્મસ્તવરાજ, અનુસ્મૃતિ • અને ગજેન્દ્રમોક્ષ આ મહાભારતમાં પાંચ રત્નો છે. ॥ ૫૩ ॥

इतिश्री मन्महाभारतेशतसाहस्र्यांसंहितायां शांतिपर्वणिभीष्मयुधिष्ठिरसंवादेगजेन्द्र मोक्षःसमाप्तः ॥श्रीकृष्णार्पणमस्तु॥

अथ

# रामरक्षास्तोत्र

॥ प्रारभ्यते ॥

# अथ रामरक्षास्तोत्र प्रारंभ.

श्रीसीतारामचंद्राभ्यांनमः ॥ अथश्रीराम रक्षास्तोत्रमंत्रस्य ॥बुधकौशिकऋषिः ॥ श्रीसीतारामचंद्रोदेवता ॥ ॥ अनुष्टुप् छंद ॥

सीताशक्तिः ॥ श्रीमद्धनूमान्कीलकं । श्री रामचंद्रप्रीत्यर्थे रामरक्षास्तोत्र मंत्रजपेविनि योगः ॥ ध्यानंध्यायेदाजानुबाहुंधृतशरधनुष यंपद्मासनंस्थापीतंवासोवसानंनव कमलदल स्पर्धिनेत्रंप्रसन्नं॥ वाम्मांकारूढसीतामुखकमल मिलल्लोचनं नरिदाभंनानालंकारदीप्तंदधत मुरुजटामंडनंरामचंद्रं इतिध्यानं ॥

॥ श्रीरामरक्षास्तोत्र ॥

આ રામરક્ષાસ્તોત્ર રૂપ મંત્રના, ઋષિ બુધકૌશિક છે, દેવતા શ્રી સીતારામચંદ્રજી છે, છંદ અનુષ્ટુપ છે, શક્તિ શ્રી સીતાજી છે,

કીલક શ્રી હનુમાનજી છે, શ્રી રામચંદ્રજીને પ્રસન્ન કરવા માટે રામરક્ષાસ્તોત્રનો પાઠ કરવો.

અથ ધ્યાન—ઘુંટણ સુધી જેના લાંબા હાથ છે જેણે ધનુષબાણ ધર્યાં છે, જે બ્રહ્માસન વાળીને બેઠા છે, જેણે પીળાં વસ્ત્ર પહેર્યાં છે, નવા કમળના દળ કરતાં સુંદર જેનાં નેત્ર છે, જે પ્રસન્ન છે, ડાબી કોરે બિરાજેલાં સીતાજીના મુખકમળ ઉપર જેનાં નેત્ર પડે છે, મેઘના સરખી જેની કાંતિ છે, અનેક પ્રકારના અલંકારોથી જે શોભે છે અને જે મોટી જટારૂપ અભૂષણને ધારણ કરે છે તે શ્રી રામચંદ્રજીનું હું ધ્યાન ધરૂં છું.

॥ श्रीरामरक्षाप्रारंभ ॥

चरितंरघुनाथस्यशतकोटिमविस्तरं ।
एकैकमक्षरंपुंसांमहापातकनाशनं ॥ १ ॥

શ્રી રામચંદ્રજીનું ચરિત્ર સો કરોડના વિસ્તારવાળું છે અને તે એકેક અક્ષર માણસોનાં મહા પાપને નાશ કરનાર છે. ॥ ૧ ॥

ध्यात्वानीलोत्पलश्यामंरामंराजीवलोचनं ।
जानकीलक्ष्मणोपेतंजटामुकुटमंडितं ॥२॥
सासितूणधनुर्बाणपाणिंनक्तंचरांतकं ।
स्वलीलयाजगत्त्रातुमाविर्भूतमजंविभुम् ॥३

નીલા કમળના જેવી જેની શ્યામ મૂર્તિ છે એવા, કમળ સરખા નેત્રવાળાં સીતાજી તથા લક્ષ્મણજી સહિત, જટાથી અને મુગટથી શોભિતા, તરવાર સહિત ભાલા અને ધનુષ બાણુ જેના હાથમાં છે એવા, રાક્ષસોના કાળરૂપ ( નાશ કરનાર ) અને જગતનું રક્ષણ કરવા માટે પોતાની લીલાથી જે પ્રગટ થાય છે, જન્મ વગરના અને સમર્થ એવા શ્રી રામચંદ્રજીનું ધ્યાન ધરીને ડાહ્યા માણુસે પાપને ટાળનાર અને સર્વ કામનાને પૂરનાર આ રામરક્ષાનો પાઠ કરવો. ॥ ૨ ॥ ૩ ॥

रामरक्षांपठेत्प्राज्ञःपापघ्नींसर्वकामदाम् ।
शिरोमेराघवःपातुभालंदशरथात्मजः ॥४॥

जिव्हांविद्यानिधिःपातुकंठंभरतवंदितः ।
स्कंधौदिव्यायुधःपातुभुजौभग्नेशकार्मुकः ॥५

રઘુકુળમાં પ્રગટેલા પ્રભુ મારા માથાની રક્ષા કરો. દશરથજીના પુત્ર મારા કપાળની રક્ષા કરો. કૌશલ્યાજીના પુત્ર મારી આંખોની રક્ષા કરો. વિશ્વામિત્રના પ્યારા મારા બે કાનની રક્ષા કરો. યજ્ઞનું રક્ષણ કરનારા મારી નાસિકાની રક્ષા કરો. લક્ષ્મણજીના પ્યારા મારા મુખની રક્ષા કરો. ॥ ૪–૫ ॥

कौशलेयोदृशौपातुविश्वामित्रप्रियः श्रुती ।
घ्राणंपातुमखत्रातामुखंसौमित्रिवत्सलः ॥६

વિદ્યાના ભંડાર મારી જીભની રક્ષા કરો, ભરતજીએ નમસ્કાર કરેલા રામચંદ્રજી મારા કંઠની રક્ષા કરજો. દિવ્ય આયુધને ધારણ કરજો અને શિવજીના ધનુષને ભાગનારા રામચંદ્રજી મારી ભૂજાની રક્ષા કરજો. ॥ ૬ ॥

करोसीतापतिःपातुहृदयंजामदग्न्यजित् ।
मध्यंपातुखरध्वंसीनाभिजांबवदाश्रयः ॥७

સીતાજીના પતિ રામચંદ્રજી મારા હાથની રક્ષા કરજો, પરશુરામને જીતનારા રામચંદ્રજી મારા હૃદયની રક્ષા કરજો, ખર દૈત્યને મારનારા રામચંદ્રજી મારા મધ્યની રક્ષા કરજો, જાંબુવાનના આશ્રય રૂપ રામચંદ્રજી મારી નાભિની રક્ષા કરજો. ॥ ૭ ॥

सुग्रीवेशःकटीपातुसक्थिनीहनुमत्प्रभुः ।
ऊरूरघूत्तमःपातुरक्षःकुलविनाशकृत् ॥ ८ ॥

સુગ્રીવના ઇશ્વર રામચંદ્રજી મારી કેડની રક્ષા કરજો, હનુમાનજીના પ્રભુ રામચંદ્રજી મારી બે જંઘાની રક્ષા કરો, રાક્ષસકુળનો નાશ કરનારા રઘુકુળમાં ઉત્તમ રામચંદ્રજી મારી બે સાથળની રક્ષા કરો. ॥ ૮ ॥

जानुनीसेतुकृत्पातुजंघेदशमुखांतकः ।
पादौविभीषणश्रीदः पातुरामोऽखिलंवपुः ९

સમુદ્ર ઉપર સેતુ બાંધનારા રામચંદ્રજી મારા ઘુંટણની રક્ષા કરજો, રાવણનો નાશ કરનારા રામચંદ્રજી મારી જંઘાની રક્ષા કરજો, વિભીષણને સંપત્તિ આપનારા રામચંદ્રજી પગની રક્ષા કરો અને રામચંદ્રજી મારા આખા શરીરની રક્ષા કરો. ॥ ૯ ॥

येतांरामबलोपेतांरक्षायःसुकृतीप ेत् ।
सचिरायुःसुखीपुत्रीविजयीविनयीभवेत् १०

સુકૃત કરનારો માણસ જે આ રામના બળવાળી રક્ષાનો પાઠ કરે તે લાંબા આયુષ્યવાળો થાય, સુખી થાય, પુત્ર પામે, જય મેળવે અને વિનયવાળો થાય. ॥ ૧૦

पातालभूतलव्योमचारिणश्छद्मचारिणः ।
नद्रष्टुमपिशक्तास्तेरक्षितंरामनामभिः ॥११

શ્રી રામચંદ્રજીના નામથી જેની રક્ષા થઈ હોય તેને પાતાળમાં, પૃથ્વી ઉપર અને આકાશમાં ફરનાર દૈત્યો પણ જોવાને સમર્થ

થતા નથી. ॥ ૧૧ ॥

रामेतिरामभद्रेतिरामचंद्रेतिवास्मरन् ।
नरोनलिप्यतेपापैर्भुक्तिंमुक्तिंचविंदति ॥१२

રામ, રામભદ્ર, અથવા રામચંદ્રજીનું જે સ્મરણ કરે છે તે માણસ કોઈ દિવસ પાપથી ન લેપાતાં સુખ પામે છે અને મોક્ષને મેળવે છે ॥ ૧૨ ॥

जगज्जैत्रैकमंत्रेणरामनाम्नाभिरक्षितं ।
यःकंठेधारयेत्तस्यकरस्थाःसर्वसिद्धयः ॥१३

જગતને જીતનારા એક રામ નામના મંત્રથી જેમાં રક્ષા કરવામાં આવી છે એવા આ સ્તોત્રનો કોઇ પાઠ કરે તો તે તેને સર્વ સિદ્ધિયો મળે છે. ॥ ૧૩ ॥

वज्रपंजरनामेदंयोरामकवचंस्मरेत् ।
अव्याहताज्ञःसर्वत्रलभतेजयमंगलं ॥१४॥

વજ્રપિંજર સમાન આ રામકવચને જે સંભારે તે અખંડ જ્ઞાનવાળો થાય છે અને

સર્વ ઠેકાણે કીર્તિ રૂપ કલ્યાણને મેળવે છે.૧૪

आदिष्टवान्यथास्वप्नेरामरक्षामिमांहरः ।
तथालिखितवान्प्रातःप्रबुद्धोबुधकौशिकः ॥

શ્રી સદાશિવજીએ જે પ્રમાણે આ રામરક્ષા વિશ્વામિત્ર ઋષિને સ્વપ્નમાં આવીને કહી તે જ પ્રમાણે તે બુદ્ધિવાન ઋષિએ સવારમાં જાગીને લખી લીધી છે. ॥ ૧૫ ॥

आरामःकल्पवृक्षाणांविरामःसकलापदां ।
अभिरामस्त्रिलोकानांरामः श्रीमान्सनःप्रभु ॥

સર્વ કલ્પવૃક્ષોના આરામ રૂપ, સઘળી વિપત્તિઓને દૂર કરનારા અને ત્રિલોકને આનંદ આપનારા શ્રીમાન્ રામચંદ્રજી અમારા પ્રભુ છે. ॥ ૧૬ ॥

तरुणौरूपसंपन्नौसुकुमारौमहाबलौ ।
पुंडरीकविशालाक्षौचिरकृष्णाजिनांबरौ १७

યુવાવસ્થાવાળા, અતિ રૂપવાળા, સુકુમાર શરીરવાળા, મહા બળવાળા, કમળ સરખાં

વિશાળ નેત્રવાળા, જુના મૃગચર્મ રૂપ વસ્ત્ર ધરનારા, ॥ ૧૭ ॥

फलमूलाशिनौदांतौतापसौब्रह्मचारिणौ ।
पुत्रौदशरथस्यैतौभ्रातरौरामलक्ष्मणौ ॥१८॥

ફળમૂળ ભક્ષણ કરનારા, ઇંદ્રિયોને વશ રાખનારા, તપ કરનારા, બ્રહ્મચર્ય પાળનારા અને દશરથજીના પુત્ર એવા આ શ્રી રામજી અને લક્ષ્મણજી, ॥ ૧૮ ॥

शरण्यौसर्वसत्वानांश्रेष्ठौसर्वधनुष्मताम् ।
रक्षःकुलनिहंतारौत्रायेतांनोरघूत्तमौ ॥१९॥

કે જે સર્વ પ્રાણિયોને શરણ લેવા યોગ્ય છે સર્વ ધનુષધારીઓમાં ઉત્તમ અને રાક્ષસોના કુળનો નાશ કરનાર છે, તે રઘુવંશના ઉત્તમ પુરૂષ અમારી રક્ષા કરો. ॥ ૧૯ ॥

आत्तसज्जधनुषाविषुस्पृशावक्षयाशुगनिषंगसंगिनौ । रक्षणायममरामलक्ष्मणावग्रतः पथिसदैवगच्छतां ॥२०॥

સજ્જ કરેલું ધનુષ જેમણે ચઢાવ્યું છે એવા બાણનો સ્પર્શ કરનારા અને જેમાં બાણો ખુટે નહી એવા ભાથાઓ જેની સંગે છે એવા શ્રી રામ લક્ષ્મણ મારૂં રક્ષણ કરવા માટે પૃથ્વી ઉપર સદૈવ તત્પર રહો. ॥ ૨૦ ॥

सन्नद्धःकवचिखड्गीचापबाणधरोयुवा ।
गच्छन्मनोरथोस्माकंरामःपातुलक्ष्मणः २१

નમ્રતાવાળા, કવચ પેહેરેલા, ખડ્ગ ધારણ કરેલા, અને ધનુષબાણ ધરનારા યુવાન શ્રી રામચંદ્રજી લક્ષ્મણજી સાથે રહી માર્ગે ચાલતાં અમારા મનોરથની રક્ષા કરો.

रामोदाशरथिःशूरोलक्ष्मणानुचरोबली ।
काकुत्स्थःपुरुषःपूर्णः कौशल्येयोरघूत्तमः२२

દશરથ રાજાના પુત્ર, શૂરવીર, લક્ષ્મણ જેની સેવા કરે છે એવા, બળિયા, કાકુત્સ્થકુ-ળમાં જન્મેલા પુરૂષ, સર્વ કામનાથી ભરેલા, કૌશલ્યાજીના પુત્ર, રઘુકુળમાં ઉત્તમ, રઘ

वेदांतवेद्योयज्ञेशःपुराणपुरुषोत्तमः ।
जानकीवल्लभःश्रीमानप्रमेयपराक्रमः ॥२३

વેદાંતથી જાણી શકાય એવા, યજ્ઞોના ઈશ્વર, પુરાણ, પુરૂષમાં ઉત્તમ, જાનકીજીના પતિ, શોભાયમાન, જેનું પરાક્રમ માપી ન શકાય એવા, ॥ ૨૩ ॥

इत्येतानिजपेन्नित्यंमद्भक्तःश्रद्धयान्वितः ।
अश्वमेधाधिकंपुण्यंसंप्राप्नोतिनसंशयः ॥ २४

એ પ્રમાણે મારા ભક્ત એટલાં નામ શ્રદ્ધા રાખીને જપે, અથવા પાઠ કરે તો તે અશ્વમેધ યજ્ઞ કરવાના પુણ્યથી વધારે પુણ્યને પામે છે તેમાં કાંઈ સંદેહ નથી. ॥ ૨૪ ॥

रामंदुर्वादलश्यामंपद्माक्षंपीतवाससम् ।
स्तुवंतिनामभिर्दिव्यैर्नतेसंसारिणोनराः २५

દુર્વાના દલ જેવા શ્યામ વર્ણવાળા, કમળના સરખાં નેત્રવાળા અને પીળાં વસ્ત્ર પેહેરનારા શ્રી રામચંદ્રજીની જેઓ દિવ્ય નામોથી સ્તુતિ

કરે છે તે પુરૂષો જન્મ મરણને પામતા નથી.

रामंलक्ष्मणपूर्वजंरघुवरंसीतापति सुंदरंकाकु-
त्स्थंकरुणार्णवंगुणनिधिंविप्रप्रियंधार्मिकम् ।
राजेंद्रं सत्यसिंधुंदशरथतनयंश्यामलंशांत मूर्ति
वंदेलोकाभिरामं रघुकुलतिलकंराघवंराव-
णारिं ॥ २६ ॥

શ્રીરામચંદ્રજી કે જે લક્ષ્મણજીના મોટા ભાઇ, રઘુકુળમાં ઉત્તમ, સીતાજીના પતિ, સુંદર, કાકુત્સ્થકુળમાં ઉત્પન્ન થયેલા, કરૂણાના સમુદ્રરૂપ, ગુણના ભંડાર રૂપ, બ્રાહ્મણો જેને પ્રિય છે એવા, ધર્મ કરનારા, રાજાઓના અધિપતિ, સાચી પ્રતિજ્ઞાવાળા, દશરથજીના પુત્ર, શ્યામ સ્વરૂપ, શાંત મૂર્તિવાળા, લોકોને આનંદ આપનારા, રઘુકુળને શોભાવનારા, અને રાવણના જે શત્રુ છે એવા શ્રી રામચંદ્રને હું નમસ્કાર કરૂં છું. ॥ ૨૬ ॥

रामायरामभद्रायरामचंद्रायवेधसे ।
रघुनाथायनाथायसीतायाःपतयेनमः ॥२७॥

રઘુકુળના નાથ અને સીતાના પતિ એવા શ્રી રામ, કે જેનાં રામચંદ્રજી અને રામભદ્ર એવાં નામ છે તથા જે વિધાતા રૂપ છે, તેમને હું નમસ્કાર કરૂં છું. ॥ ૨૭ ॥

श्रीरामराम रघुनंदनरामराम श्रीरामरामभरताग्रजरामराम । श्री रामराम रणकर्कश रामरामश्रीरामरामशरणंभवरामराम ॥२८॥

હે રઘુકુળના વંશમાં થએલા હે રામ, હે રામ, હે રામ, હે રામ, હે ભરતના મોટા ભાઈ, હે રામ, હે રામ, હે રામ, હે રામ, હે રણસંગ્રામમાં કઠણ જણાતા, હે રામ, હે રામ, હે રામ, હે રામ, હે લક્ષ્મીને રમાડનારા, હે રામ, હે રામ, હે રામ, હે રામ, અમને શરણ આપો. ॥ ૨૮ ॥

श्री रामचंद्रचरणौमनसास्मरामिश्रीरामचंद्र

चरणौवचसागृणामि । श्रीरामचंद्रचरणौ शिरसानमामिश्रीरामचंद्रचरणौशरणंप्रपद्ये ॥

શ્રી રામચંદ્રજીના ચરણને મનવડે સંભારૂં છું, શ્રી રામચંદ્રજીના ચરણને વચનવડે ગાઉં છું, શ્રીરામચંદ્રજીના ચરણને મસ્તક વડે નમું છું અને શ્રી રામચંદ્રજીના ચરણકમળને હું શરણ જાઉં છું. ॥ ૨૯ ॥

मातारामोमत्पितारामचंद्रः स्वामिरामोमत्सखारामचंद्रः । सर्वस्वंमेरामचंद्रोदयालुर्नान्यंजानेनैवजानेनजाने ॥ ३० ॥

મારી માતા શ્રી રામચંદ્રજી છે, મારા પિતા શ્રી રામચંદ્રજી છે, મારા સ્વામિ શ્રી રામચંદ્રજી છે, મારા મિત્ર શ્રી રામચંદ્રજી છે અને મારૂં સર્વસ્વ દયાળુ શ્રી રામચંદ્રજી છે. બીજા કોઇને હું માતા, પિતા, સ્વામિ, મિત્ર અને સર્વસ્વ જાણતો નથી, સમજતો નથી અને ઓળખતો પણ નથી. ॥ ૩૦ ॥

दक्षिणेलक्ष्मणोयस्यवामेचजनकात्मजा ।
पुरतोमारुतिर्यस्यतंवंदेरघुनंदनम् ॥ ३१ ॥

જેની જમણી કોરે શ્રી લક્ષ્મણજી છે, જેની ડાબી કોરે શ્રી જનકપુત્રી શ્રી સીતાજી છે અને જેની આગળ ચાલનારા શ્રી હનુમાનજી છે તે શ્રી રઘુકુળના કુમાર શ્રી રામચંદ્રને હું નમસ્કાર કરૂં છું. ॥ ૩૧ ॥

लोकाभिरामंरणरंगधीरंराजीवनेत्रंरघुवंशना-
थं । कारुण्यरूपंकरुणाकरंतंश्रीरामचंद्रंशर-
णंप्रपद्ये ॥ ३२ ॥

લોકોને આનંદ આપનારા, રણસંગ્રામમાં ધીરજ રાખનારા, કમળ સરખાં નેત્રવાળા, રઘુવંશના નાથ, દયાની મૂર્તિરૂપ અને કરુણા-થી ભરેલા શ્રી રામચંદ્રજીને હું શરણે જાઉં છું. ॥ ૩૨ ॥

मनोजवंमारुततुल्यवेगंजितेंद्रियंबुद्धिमतांव-
रिष्ठं । वातात्मजंवानरयूथमुख्यंश्रीरामदू-

तंशरणंप्रपद्ये ॥ ३३ ॥

મનના જેવા વેગવાળા, વાયુના જેવી ગતિ-
વાળા, ઇંદ્રિયોને જીતનારા, બુદ્ધિવાન પુરૂષોમાં
વખાણવા યોગ્ય, વાયુના પુત્ર અને વાનરોના
યૂથના મુખ્ય, એવા શ્રી રામચંદ્રજીના દૂતને
( શ્રી હનુમાનજીને ) હું શરણે જાઉં છું. ૩૩

कूजंतंरामरामेतिमधुरंमधुराक्षरं । आरुह्यक-
विताशाखांवंदेवाल्मीकिकोकिलम् ॥३४॥

કવિતા રૂપી શાખા ઉપર બેસીને મીઠાશ
ઉપજે એવી રીતે શ્રી રામ શ્રી રામ એવી રીતે
મધુર અક્ષરથી ઉચ્ચાર કરતા એવા વાલ્મીકિ
ઋષીરૂપી કોકિલને હું નમસ્કાર કરૂં છું. ૩૪

अपादामपहर्तारंदातारंसर्वसंपदां । लोका-
भिरामंश्रीरामंभूयोभूयोनमाम्यहम् ॥३५॥

આપત્તિઓનો નાશ કરનારા, સર્વ સંપત્તિ-
ઓને આપનારા અને લોકોને આનંદ આપ-
નારા શ્રી રામચંદ્રજીને હું વારંવાર નમસ્કાર

કરૂં છું. ॥ ૩૫ ॥

भर्जनंभवबीजानामर्जनंसुखसंपदाम् ।
तर्जनंयमदूतानांरामरामेतिगर्जनम् ॥३६॥

રામ નામનો ઉચ્ચાર સંસારના બીજને ભુંજી નાખનારો ( જન્મ મરણનાં કારણનો નાશ કરનારો ) સુખરૂપ સંપત્તિઓને શુદ્ધ કરનારો અને યમના દૂતોને તરછોડી નાખનારો છે. ॥ ૩૬ ॥

रामोराजमणिःसदाविजयतेरामंरमेशंभजेरामेणाभिहतानिशाचरचमूरामायतस्मैनमः। रामान्नास्तिपरायणं परतरंरामस्यदासोस्म्यहं रामेचित्तलयः सदाभवतुमे भोराममामुद्धर ॥

રાજાઓમાં મણિ સરખા શ્રી રામચંદ્રજી નિરંતર જયને પામે છે, લક્ષ્મીના પતિ રામચંદ્રજીને હું ભજું છું, જે રામચંદ્રજીએ રાક્ષસોની સેનાને હણી નાખી તે શ્રીરામચંદ્રજીને હું નમસ્કાર કરૂં છું. શ્રી રામચંદ્રજીથી બીજું

કોઈ શરણે જવા યોગ્ય નથી ! હું શ્રી રામચંદ્રજીનો દાસ છું. શ્રી રામચંદ્રન વિષે સદૈવ મારા ચિત્તનો જય થજો. હે શ્રી રામચંદ્રજી ! મારો ઉદ્ધાર કરો. ॥ ૩૭ ॥

रामरामेतिरामेतिरमेरामेमनोरमे ।
सहस्रनामततुल्यंरामनामवरानने ॥ ३८ ॥

વારંવાર શ્રી રામચંદ્રજીનું નામ જપનો હું મનોહર રામચંદ્રજીને વિષે રમું છું. શિવજી કહે છે કે હે પાર્વતી ! એક રામ નામ અને બીજાં હજાર એ બે બરાબર છે. ॥ ૩૮

इतिश्रीबुधकौशिकविरचितंश्रीरामरक्षास्तोत्रंसंपूर्णम् । श्रीसीतारामचंद्रार्पणमस्तु ॥

બુધકૌશિકે કરેલું રામરક્ષા સ્તોત્ર સંપૂર્ણ.

# अथ नारायण कवच प्रारंभ.

॥ श्रीगणेशायनमः ॥ श्रीसरस्वत्यैनमः ॥

॥ श्री गुरुभ्योनमः ॥

॥ अथ नारायणवर्म प्रारंभः ॥

॥ राजोवाच ॥

यथागुप्तः सहस्राक्षःसवाहान्रिपुसैनिकान् ।
क्रीडन्निवविनिर्जित्यत्रिलोक्याबुभुजेश्रीयम्॥

પરિક્ષિતરાજા પૂછે છે કે-હે મહારાજ! જે કવચવડે રક્ષાયલા ઇંદ્રે વાહનો સહિત શત્રુના યોદ્ધાઓને રમતા હોય તેમ હરાવીને ત્રણ લોકની લક્ષ્મીને ભોગવી હતી, ॥ ૧ ॥

भगवंस्तन्ममाख्याहिवर्मनारायणात्मकम् ।
यथाऽततायिनःशत्रुन्येनगुप्तोऽजयन्मृधे ॥२

તે નારાયણ કવચ અમને કહો. જે કવચ-વડે રક્ષાયલા ઇંદ્રે આતતાયી શત્રુઓને રણમાં જે પ્રમાણે હરાવ્યા હતા તે પણ મને

કહો. ॥ ૨ ॥

वृत पुरोहितस्त्वष्टामहेंद्रायानुपृच्छते ।
नारायणाख्यंवर्माहतदिहैकमनाःशृणु ॥ ३

શ્રી શુકદેવજી કહે છે-પુરોહિત કરાવેલા ત્વષ્ટાના પુત્ર વિશ્વરૂપે ઇંદ્રના પ્રશ્ન ઉપરથી તેને જેનારાયણ કવચ કહ્યું હતું તે તમે અત્રે એકમન થઇને સાંભળો. ॥ ૩ ॥

धौतांघ्रिपाणिराचम्यसपवित्रउदङ्मुखः ।
कृतस्वांगकरन्यासोमंत्राभ्यांवाग्यतःशुचि ४
नारायणमयंवर्मसन्नह्यद्भयआगते ।
पदयोर्जानुनोरूर्वोरुदरेहृद्यथोरसि ॥ ५

વિશ્વરૂપ કહે છે-કોઇ ભયનો સમય પાસે આવ્યો હોય ત્યારે મનુષ્યે હાથ પગ ધોઇ, આચમન કરી, પવિત્રી ધારણ કરી, ઉત્તર દિશા તરફ મુખ રાખી, અષ્ટાક્ષર તથા દ્વાદશાક્ષર મંત્રથી અંગન્યાસ કરી, વાણીને નિયમમાં રાખી, પવિત્રતાથી નારાયણ કવચને

ધારણ કરવું. ॐ नमो नारायणाय એ અષ્ટાક્ષર મંત્રના ॐ કારાદિક અક્ષરોનો અનુક્રમે બે પગ, બે ઘુંટણ, બે સાથળ, પેટ, હૃદય, વક્ષઃસ્થળ, મુખ તથા મસ્તક, એમ આઠ અંગમાં ન્યાસ કરવો, અથવા તો અવળા અનુક્રમે એટલે य થી માંડીને એક એક અક્ષરનો મસ્તકાદિક અંગોમાં ન્યાસ કરવો. ૪-૫

मुखेशिरस्यानुपूर्व्यादोंकारादीनिविन्यसेत् ।
ॐनमोनारायणायेतिविपर्ययमथापित्रा ॥ ६
करन्यासंततःकुर्याद्द्वादशाक्षरविद्यया ।
प्रणवादियकारांतमंगुल्यंगुष्टपर्वसु ॥ ७

ત્યાર પછી ' ॐ नमो भगवते वासुदेवाय એ દ્વાદશાક્ષર મંત્રવડે આંગળિયોમાં તથા અંગુઠાના પર્વોમાં ન્યાસ કરવો. તેનો ક્રમ એવો છે કે—મંત્રના પ્રત્યેક અક્ષરને ॐકારથી સંપુટ કરીને જમણા હાથની તર્જનીથી લઈને ડાબા હાથની તર્જની સુધી આઠ આંગળિયોમાં

આઠ અક્ષરનો ન્યાસ કરવો અને બે અંગુઠાના ઉપરના બે પર્વમાં તથા નીચેના બે પર્વમાં બાકીના ચાર અક્ષરનો ન્યાસ કરવો. ૬-૭

न्यसेद्धृदयओंकारं विकारमनुमूर्धनि ।
षकारंतुभ्रुवोर्मध्येणकारंशिखयादिसेत् ॥ ८
वेकारंनेत्रयोर्युंज्यान्नकारंसर्वसंधिषु ।
मकारमस्त्रमुद्दिश्यमंत्रमूर्तिर्भवेद्बुधः ॥ ९
सविसर्गंफडंतंतत्सर्वदिक्षुविनिर्दिशेत् ।
ॐविष्णवेनमइति ॥ १० ॥

ત્યાર પછી " ॐ વિષ્ણવેનમઃ " એ મંત્રથી અંગ ન્યાસ કરવો. તેમાં ॐ કારનો હૃદયમાં ન્યાસ કરવો, વિકારનો મનસ્તકમાં ન્યાસ કરવો, ષકારનો ભ્રકુટીની વચ્ચે ન્યાસ કરવો, ણકારનો શિખામાં ન્યાસ કરવો, વકારનો નેત્રોમાં ન્યાસ કરવો, નકારનો સર્વ સંધિયોમાં ન્યાસ કરવો અને મકારનો મઃ અસ્રાયફટ્ એમ કહીને સર્વ દિશાઓમાં ન્યાસ

કરવો, એટલે દિગ્બંધન કરવું. આ પ્રમાણે મંત્રવેત્તા પુરૂષે મંત્ર મૂર્તિ ( મંત્રરૂપ ) થવું.

आत्मानंपरंध्यायेद्ध्येयंषट्शक्तिभिर्युतम् ।
त्रिविद्यातेजस्तपसांमूर्तिभिर्मंत्रमुदाहरेत् ॥ ११

ત્યાર પછી ધ્યાન કરવા યોગ્ય, છ શક્તિયો વાળા, વિદ્યા, તેજ અને તપ સ્વરૂપ એવા પરમાત્માનું ધ્યાન ધરીને નીચે પ્રમાણે નારાયણ કવચ બોલવું. ॥ ૧૧ ॥

ॐहरिर्विदध्यान्ममसर्वरक्षांन्यस्तांघ्रिपद्मः पतगेंद्रपृष्ठे । दरारिचर्मासिगदेषुचापपाशान् दधानोऽष्टगुणोऽष्टबाहुः ॥ १२

ॐ ગરૂડની પીઠ ઉપર ચરણકમળને ધારણ કરનારા, આઠ સિદ્ધિયોવાળા, આઠ બાહુવાળા અને તે આઠ બાહુઓ વિષે શંખ ચક્ર, ઢાલ, તરવાર, ગદા, બાણ, ધનુષ તથા પાશને ધારણ કરનારા શ્રી હરિ મારી સર્વ પ્રકારે રક્ષા કરો.

जलेषुमांरक्षतु मत्स्यमूर्तिर्यादोगणेभ्योवरुणा

स्यपाशात् । स्थलेषुमायावटुवामनोऽव्या-
त्त्रिविक्रमःखेऽवतुविश्वरूपः ॥ १३

જળમાં મત્સ્યાવતાર ધારી ભગવાન જળ જંતુરૂપ વરૂણના પાશથી મારી રક્ષા કરો, માયાવડે બટુક બનેલા વામનજી સ્થળમાં મારી રક્ષા કરો, આખા વિશ્વરૂપ ત્રિવિક્રમ ભગવાન આકાશમાં મારી રક્ષા કરો. ॥ ૧૩ ॥

दुर्गेष्वटव्याजिमुखादिषुप्रभुः पायान्नृसिंहो
ऽसुरयूथपारिः । विमुंचतोयस्यमहाट्टहासं
दिशोविनेदुर्न्यपतंश्चगर्भाः ॥ १४

અસુરના અધિપતિયોના શત્રુ ભગવાન નૃસિંહ કે જે ખડખડાટ હસ્યા હતા ત્યારે જેના શબ્દથી દિશાઓ ગાજી ઉઠી હતી અને ગાભણીઓના ગાભ પડી ગયા હતા તે સંકટકારક રણવગડાઓમાં તથા સંગ્રામ વિષે મારી રક્ષા કરો. ॥ ૧૪ ॥

रक्षत्वसौमाऽध्वनियज्ञकल्पः स्वदंष्ट्रयोन्नीतध-

रोवराहः । रामोऽद्रिकूटेष्वथविप्रवासेसल-क्ष्मणोऽव्याद्भरताग्रजोस्मान् ॥१५॥

પોતાની દાઢવડે પાતાળમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરનારા ભગવાન યમમૂર્તિ વરાહજી માર્ગમાં મારી રક્ષા કરો, પરશુરામ પર્વતોનાં શિખરો ઉપર મારી રક્ષા કરો અને ભરતના વડા ભાઈ રામ તથા લક્ષ્મણ પ્રવાસમાં મારી રક્ષા કરો. ॥ ૧૫ ॥

मामुग्रधर्मादखिलात्प्रमादान्नारायणः पातुन-रश्चहासात् । दत्तस्त्वयोगादथयोगनाथः पा-याद्गुणेशःकपिलःकर्मबन्धात् ॥ १६ ॥

અભિચાર વગેરે સર્વ ઉગ્ર ધર્મથી તથા પ્રમાદથી નારાયણ ભગવાન મારી રક્ષા કરો. નર ભગવાન ગર્વથી મારી રક્ષા કરો. યોગના સ્વામી દત્તાત્રેય યોગના વિનાશથી મારી રક્ષા કરો. ગુણના સ્વામી કપિલ દેવ કર્મનાં બંધનથી મારી રક્ષા કરો. ॥ ૧૬ ॥

सनत्कुमारोऽवतुकामदेवाद्धयानमोमां पथिदेवहेलनात् । देवर्षिवर्यः पुरुषार्चनांतरात्कूर्मो हरिर्मानिरयादशेषात् ॥१७॥

સનત્કુમાર કામદેવથી રક્ષા કરો. હયગ્રીવ ભગવાન રસ્તામાં જતાં દેવતાઓને પ્રણામ ન કરવારૂપી અપરાધ થાય તે અપરાધમાંથી મારી રક્ષા કરો. દેવર્ષિઓમાં વડા મુનિ નારદ ભગવાનની પૂજામાં જે કંઇ વિઘ્ન નડે તેમાંથી મારી રક્ષા કરો અને કચ્છપાવતારી શ્રી હરિ સર્વ પ્રકારના નરકમાંથી મારી રક્ષા કરો. ॥ ૧૭ ॥

धन्वंतरिर्भगवान् पात्वपथ्याद्द्वन्द्वाद्भयादृषभो निर्जितात्मा । यज्ञश्चलोकादहताज्जनांताद्बलोगणात्क्रोधवशादहींद्रः ॥ १८ ॥

ભગવાન ધનવતરી કુપથ્યમાંથી મારી રક્ષા કરો. જીતેંદ્રિય ભગવાન ઋષભદેવ કામક્રોધાદિકના ભયમાંથી રક્ષા કરો. યજ્ઞાવતારી

ભગવાન લોકાપવાદથી મારી રક્ષા કરો. બળ-ભદ્ર મનુષ્ય તરફથી થનારા ઉપદ્રવોમાંથી મારી રક્ષા કરો અને શેષનાગ ક્રોધવશ નામના સર્પગણથી મારી રક્ષા કરો. ॥ ૧૮ ॥

द्वैपायनोभगवानप्रबोधाद्बुद्धस्तु पाखण्डगणात्प्रमादात् । कल्किःकलेःकालमलात्प्रपातु धर्मावनायोरुकृतावतारः ॥ १९ ॥

ભગવાન વેદવ્યાસ અજ્ઞાનથી મારી રક્ષા કરો. ભગવાન બુદ્ધ પ્રમાદવાળાં પાખંડીઓનાં ટોળાંથી મારી રક્ષા કરો. ધર્મની રક્ષા કરવા માટે અવતાર લેનારા ભગવાન કલ્કિ કાળના મળરૂપ કલિયુગથી મારી રક્ષા કરો. ॥ ૧૯ ॥

मांकेशवो गदयाप्रातरव्याद्गोविन्दआसंगवमात्तवेणुः । नारायणःप्राह्णउदात्तशक्तिर्मध्यंदिनेविष्णुररींद्रपाणिः ॥ २० ॥

કેશવ ભગવાન પ્રભાતમાં ગદાવડે મારી રક્ષા કરો. બંસી ધારણ કરનારા ભગવાન

ગોવિંદ સંગવ કાળમાં મારી રક્ષા કરો. સાંગને ધારણ કરનારા નારાયણ ભગવાન પૂર્વાન્હ કાળમાં મારી રક્ષા કરો. ચક્રધારી ભગવાન વિષ્ણુ મધ્યાન્હ કાળમાં મારી રક્ષા કરો. ૨૦

देवोऽपराह्णेमधुहोग्रधन्वासायं त्रिधामावतुमाधवोमाम्। दोषेहृषीकेशउत्तार्धरात्रेनिशीथएकोऽवतुपद्मनाभः ॥ २१ ॥

ઉગ્ર ધનુષધારી મધુદૈત્યને મારનારા ભગવાન અપરાન્હ કાળમાં મારી રક્ષા કરો. બ્રહ્મા વિષ્ણુ તથા રૂદ્ર એ ત્રણ મૂર્તિવાળા ભગવાન માધવ સાયંકાળમાં મારી રક્ષા કરો. ઇંદ્રિયોના સ્વામી ભગવાન પ્રદોષકાળમાં મારી રક્ષા કરો. પદ્મનાભ ભગવાન એકલાજ અર્ધ રાત્રે તથા તેના પ્રથમ કાળમાં મારી રક્ષા કરો. ॥ ૨૧ ॥

श्रीवत्सधामापररात्रईशः प्रत्यूषईशोऽसिधरो जनार्दनः । दामोदरोऽव्यादनुसंध्यमभाते विश्वेश्वरोभगवान्कालमूर्तिः ॥२२॥

શ્રી વત્સનું જેને ચિન્હ છે એવા ભગવાન પાછલી રાત્રે મારી રક્ષા કરો. તરવારધારી ભગવાન જનાર્દન મળસ્કામાં મારી રક્ષા કરો. દામોદર ભગવાન પ્રભાતમાં મારી રક્ષા કરો. કાળમૂર્તિ ભગવાન વિશ્વેશ્વર સર્વ સંધિયોમાં મારી રક્ષા કરો. ॥ ૨૨ ॥

चक्रं युगांतानलतिग्मनेमिभ्रमत्समंताद्भगवत्प्रयुक्तम् । दंदग्धिदंदग्ध्यरिसैन्यमाशुकक्षयथावातसखोहुताशः ॥ २३

હે પ્રલય સમયના અગ્નિ જેવી તીક્ષ્ણ ધારવાળા ભગવાને મૂકેલા ચક્ર! તું ચારે તરફ ફરીને વાયુ સહિત અગ્નિ જેમ ખડની ગંજીને તુરત બાળી નાખે તેમ શત્રુનાં સૈન્યને તુરત બાળી નાંખ. ॥ ૨૩ ॥

गदेऽशनिस्पर्शनविस्फुलिंगेनिष्पिंढि निष्पिढ्यजितप्रियाऽसि । कूष्मांडवैनायकयक्षरक्षोभूतग्रहांश्चूर्णयचूर्णयारीन् ॥ २४

હે વજ્રના જેવા તીક્ષ્ણ સ્પર્શવાળા તણખા-

ઓથી ભરેલી ગદા! તું ભગવાનને વહાલી છે. તું કુષ્માંડ, વૈનાયક, યક્ષ રાક્ષસ, ભૂત તથા ગ્રહોને ભાંગીને ભૂકો કરી નાખ. તેમજ શત્રુઓના ચૂરેચૂરા કરી નાંખ. ॥ ૨૪ ॥

त्वंयातुधानप्रमथप्रेतमातृपिशाचविप्रग्रहघोरदृष्टीन् । दरेंद्रविद्रावयकृष्णपूरितोभीमस्वनोऽरेर्हृदयानिकंपयन् ॥ २५ ॥

હે પાંચજન્ય શંખ! શ્રી કૃષ્ણ ભગવાને ફુંકવાથી મહા ભયંકર શબ્દ કરનારો તું ભયંકર શબ્દોથી શત્રુઓનાં હૃદયોને કંપાવતો રાક્ષસો, પ્રમથો, પ્રેતગણ, માતૃકાગણ, પિશાચ, બ્રહ્મરાક્ષસ, તથા બીજા ઘોર દૃષ્ટિવાળાઓને નસાડી મૂક. ॥ ૨૫ ॥

त्वंतिग्मधारासिवरारिसैन्यमीशप्रयुक्तो ममछिंधिछिंधि । चक्षुंषिचर्मन्शतचंद्रछादय द्विषामघोनांहरपापचक्षुषाम् ॥ २६ ॥

હે તીખી ધારવાળી તરવાર! તું ભગવાનના હસ્તદ્વારા પ્રેરાઈને મારા શત્રુઓના સૈન્યને

કાપી નાખ, કાપી નાખ. હે ચંદ્રના જેવી સો ફુદડીવાળી ઢાલ! તું પાપી શત્રુઓની આંખો-ને ઢાંકી દે તથા પાપી નજરવાળાની પાપી દૃષ્ટિને હરી લે. ॥ ૨૬ ॥

यन्नोभयंग्रहेभ्योभूत्केतुभ्योनृभ्यएवच ।
सरीसृपेभ्योदंष्ट्रिभ्योभूतेभ्योऽघएवच ॥
सर्वाण्येतानिभगवन्नामरूपास्त्रकीर्तनात् ।
प्रयांतुसंक्षयंसद्योयेनःश्रेयःप्रतीपकाः ॥२८

અમને ગ્રહોથી, કેતુઓથી, મનુષ્યોથી, સર્પો-થી, દાઢવાળાં પશુઓથી તથા પાપોથી જે ભય થાય છે તે સર્વે તથા જેઓ અમારા સુખમાં વિઘ્ન કરનારા છે તે સર્વે ભગવાનનાં નામરૂપી અસ્રના કીર્તનથી તરતજ ક્ષય પામો.

गरुडोभगवांस्तोत्रस्तोभश्छंदोमयःप्रभुः ।
रक्षत्वशेषकृच्छ्रेभ्योविष्वक्सेनःस्वनामभिः॥

બૃહદ્રથંતર વગેરે સામના સ્તોત્રોથી સ્તુતિ કરાતા વેદમય તથા સામર્થ્ય એવા ગરૂડ ભગવા-ન સર્વ કષ્ટોમાંથી મારી રક્ષા કરો તથા વિશ્વ-

કસેન ભગવાન પણ પોતાનાં નામો લેવાવડે સર્વ કષ્ટોમાંથી મારી રક્ષા કરો. ॥ ૨૯ ॥

सर्वापद्भ्योहरेर्नामरूपयानायुधानिनः ।
बुद्धींद्रियमनःप्राणान्पांतुपार्षदभूषणाः ॥३०

શ્રી હરિનાં નામ રૂપ તથા નાના પ્રકારનાં આયુધો સર્વ આપત્તિયોમાંથી અમારી રક્ષા કરો. ભગવાનના મુખ્ય પાર્ષદો અમારી બુદ્ધિ, ઇંદ્રિય મન તથા પ્રાણની રક્ષા કરો. ॥ ૩૦ ॥

यथाहिभगवानेवस्तुतःसदसच्चयत् ।
सत्येनानेनःसर्वेयांतुनाशमुपद्रवाः ॥ ३१

આ સાકાર, નિરાકાર જે કંઈ જગત છે તે સર્વ ખરેખર ભગવાનનું સ્વરૂપ છે. આ સત્ય વાર્ત્તાથી અમારા સર્વ ઉપદ્રવો નાશ પામો.

यथैकात्म्यानुभावानांविकल्परहितःस्वयम् ।
भूषणायुधलिंगाख्याधत्तेशक्तीःस्वमायया३२

ભગવાન પોતે અભેદ દૃષ્ટિવાળા મનુષ્યોને ભેદ રહિતજ જોવામાં આવે છે; તો પણ તે પોતાની માયાવડે આભૂષણો, આયુધો તથા

ચિન્હ નામની શક્તિયોને ધારણ કરે છે. ૩૨

तेनैवसत्यमानेनसर्वज्ञोभगवानहरिः ।
पातुसर्वःस्वरुपैर्नःसदासर्वत्रसर्वगः ॥ ३३

તે સત્ય પ્રમાણવડે સર્વજ્ઞ તથા સર્વ વ્યાપક ભગવાન શ્રી હરિ સર્વ પ્રકારનાં રૂપો વડે સર્વ ઠેકાણે સર્વદા અમારી રક્ષા કરો. ૩૩

विदिक्षुदिक्षूर्ध्वमधः समंतादंतर्बहिर्भगवान्नारसिंहः । प्रहापयँल्लोकभयंस्वनेनस्वतेजसाग्रस्तसमस्ततेजाः ॥ ३४

નૃસિંહના નામની ગર્જનાથી લોકોના ભયનો નાશ કરનારા, તથા પોતાના પ્રભાવથી દિગ્ગજ, ઝેર, શસ્ત્ર, પાણી, વાયુ, અગ્નિ વગેરેના પ્રભાવને ગળી જનારા ભગવાન પ્રહ્લાદજી દિશાઓમાં, ખુણાઓમાં, ઉંચે, નીચે, અંદર બહાર તથા ચોતરફ અમારી રક્ષા કરો. ૩૪

भगवन्निदमाख्यातंवर्मनारायणात्मकम् ।
विजेष्यस्यंजसायेनदंशितोऽसुरयूथपान् ३६

વિશ્વરૂપ કહે છે–હે ઇંદ્ર! આ નારાયણ કવચ તમારી આગળ કહ્યું, જે ધારણ કરવાથી તમે શ્રમવિના અસુરોના અધિપતિયોને જીતશો.

एतद्धारयमाणस्तु यंयंपश्यति चक्षुषा ।
पदावासंस्पृशेत्सद्यःसाध्वसात्सविमुच्यते ३६

આ નારાયણ કવચને ધારણ કરનાર મનુષ્ય નેત્રથી જેના તરફ જુવે, અથવા તે ચરણવડે જેને અડકે તે તુરત ભયમ થી છૂટે છે ૩૬

नकुतश्चिद्भयंतस्यविद्यांधारयतोभवेत् ।
राजदस्युग्रहादिभ्योव्याघ्रादिभ्यश्च कर्हिचित्

આ નારાયણ કવચની વિદ્યાને ભણનારા પુરૂષને કોઈ દિવસ રાજાઓ તરફથી, ચોર તરફથી ગ્રહાદિક તરફથી, વ્યાઘ્ર આદિક તરફથી તથા બીજા કોઈ તરફથી ભય રહેતો નથી. ૩૭

इमांविद्यांपुराकश्चित्कौशिकोधारयन्द्विजः ।
योगधारणयास्वांगंजहौसमरुधन्वनि ॥३८

પુર્વે કોઇએક કૌશિક ગોત્રના બ્રાહ્મણે આ

વિદ્યા સિદ્ધ કરી હતી અને તેણે યોગ ધાર-ણાથી નિર્જળ દેશમાં પોતાના દેહનો ત્યાગ કર્યો હતો. ॥ ૩૮ ॥

तस्योपरि विमानेन गंधर्वपतिरेकदा ।
ययौ चित्ररथः स्त्रीभिर्वृतो यत्र द्विजक्षयः ॥३९॥
गगनान्यपतत्सद्यः सविमानो ह्यवाक्शिराः ।
स वालखिल्यवचनादस्थीन्यादाय विस्मितः ॥
प्रास्य प्राचीसरस्वत्यां स्नात्वा धाम स्वमन्वगात्

ત્યાર પછી એક વખત ગંધર્વના રાજા ચિત્ર રથ સ્ત્રિયોથી વિંટળાઈ વિમાનમાં બેસીને આકાશ માર્ગે ફરતો ફરતો જ્યાં આગળ પેલો બ્રાહ્મણ મરી ગયો હતો તે સ્થાન ઉપર આવ્યો કે તરતજ વિમાન સાથે ઉંધે માથે આકાશ-માથી નીચે પડ્યો. ત્યાર પછી તેણે પૂછતાં વાલખિલ્ય ઋષિના કહેવાથી તેનાં હાડકાંઓને લઈને પ્રાચી સરસ્વતીમાં નાખ્યાં અને તેમાં સ્નાન કરીને મનમાં આશ્ચર્ય પામતો પામતો

પોતાના લોકમાં ગયો. ॥ ૩૯-૪૦ ॥

॥ श्रीशुकउवाच ॥

यइदंशृणुयात्कालेयोधारयतिचादृतः ।
तंनमस्यंतिभूतानिमुच्यतेसर्वतोभयात् ॥४१

શ્રી શુકદેવજી કહે છે-હે પરીક્ષિત રાજા! જે મનુષ્ય શ્રદ્ધાથી આ નારાયણ કવચને બરાબર સમયે સાંભળે છે અથવા તો કંઠે કરે છે તેને પ્રાણીઓ નમે છે અને તે સર્વ ભયમાંથી મૂકાય છે. ॥ ૪૧ ॥

एतांविद्यामधिगतोविश्वरूपाच्छतक्रतुः ।
त्रैलोक्यलक्ष्मींबुभुजेविनिर्जित्यमृधेऽसुरान्॥

ઇંદ્રે વિશ્વરૂપ પાસેથી આ નારાયણ કવચ ભણી રણમાં અસુરોને જીતીને ત્રણ લોકની રાજ્યલક્ષ્મી ભોગવી હતી. ॥ ૪૨ ॥

**इतिश्री भागवतेमहापुराणेऽष्टादशसाहस्र्यां संहितायांवैयासक्यांषष्ठस्कंधेनारायणवर्मकथनंनामाष्टमोऽध्यायः ८**

**સમાપ્ત.**

# श्री चतुःश्लोकी भागवत प्रारंभ.

॥ श्रीभगवानुवाच ॥

ज्ञानंपरमगुह्यंमेयद्विज्ञानसमन्वितम् ।
सरहस्यंतदंगंचगृहाणगदितंमया ॥१॥

શ્રી ભગવાન બોલ્યા કે-હે બ્રહ્મા! તમને શાસ્ત્રીય જ્ઞાન, અનુભવ, ભક્તિ તથા તેનાં સાધન હું કહું છું તે તમે સાંભળો. ॥ ૧ ॥

यावानहंयथाभावोयद्रूपगुणकर्मकः ।
तथैवतत्त्वविज्ञानमस्तुतेमदनुग्रहात् ॥२॥

વળી મારૂં જેવું સ્વરૂપ, જેવી સત્તા, તથા જેવાં રૂપો, ગુણો અને કર્મો છે, તે સર્વનું મારા અનુગ્રહથી યથાર્થ રીતે તે પ્રમાણેજ તમને જ્ઞાન થાઓ. ॥ ૨ ॥

अहमेवासमेवाग्रेनान्यद्यत्सदसत्परम् ।
पश्चादहंयदेतच्चयोऽवशिष्येतसोऽस्म्यहम् ॥३॥

હે બ્રહ્મા ! આ સૃષ્ટિની પૂર્વે હુંજ હતો, તે વખતે સ્થૂળ તથા સૂક્ષ્મ રૂપ પ્રપંચ અને તેનું કારણ માયા એમાંનું બીજું કાંઇજ ન હતું. સૃષ્ટિની પછી પણ હુંજ છું. જે આ સર્વ પ્રપંચ દેખાય છે, તે પણ હુંજ છું, તથા પ્રલય થયા પછી જે વસ્તુ બાકી રહે છે તે પણ હુંજ છું.; અર્થાત્ હું અનાદિ, અનંત તથા અદ્વિતીય હોવાથી પૂર્ણ સ્વરૂપ છું. ॥ ૩ ॥

ऋतेर्थंयत्प्रतीयेतनप्रतीयेतचात्मनि ।
तद्विद्यादात्मनोमायांयथाभासोयथातमः ॥४

જે વસ્તુ વસ્તુઓ છેજ નહીં, જે વસ્તુની તેમાં પ્રતીતિ થાય અને જે વસ્તુ સત્ય હોય તે વસ્તુ તેના અધિષ્ઠાનમાં દેખાય નહીં તે મારી માયા જાણવી. દૃષ્ટાંતમાં જેમ ચંદ્ર એક છે. બે નથી, છતાં બે દેખાય છે, તેમજ આ જગત પણ વસ્તુતાએ ખોટું છે, છતાં સાચું ભાસે છે અને ગ્રહોમાં જેમ રાહુ એક ગ્રહ

છે; તો પણ તે દેખાતો નથી, તેમજ આત્મા સર્વનો સાક્ષી છે, પરંતુ માયાથી આચ્છાદિત હોવાને લીધે જણાતો નથી. ॥ ૪ ॥

यथामहांतिभूतानिभूतेषूच्चावचेष्वनु ।
प्रविष्टान्यप्रविष्टानितथातेषुनेतष्वहम् ॥ ५

જેમ પંચ મહાભૂતો સૃષ્ટિ સરજ્યા પછી ભૌતિક પદાર્થોમાં અર્થાત્ ઉત્તમ અને મધ્યમ દેહમાં પ્રવેશ કરીને રહ્યા હોય તેમ દેખાય છે કારણ કે તેના જોવામાં આવે છે પરંતુ તેઓ પૂર્વેજ તે તે દેહાદિકના કારણ રૂપ હોવાથી તેઓમાં પ્રવેશ કરીને રહ્યા હોય તેમ નથી, પરંતુ મૂળથીજ તે તેમ હું આ ભૌતિક પદાર્થોમાં પાછળથી પ્રવેશ કરીને રહ્યો નથી; પરંતુ તેના કારણ રૂપે પ્રથમથીજ તેઓમાં પ્રવેશ કરીને રહ્યો છું, અર્થાત્ મારી એવી સત્તા છે. ॥ ૫ ॥

एतावदेवजिज्ञास्यंतत्त्वजिज्ञासुनाऽऽत्मनः ।

अन्वयव्यतिरेकाभ्यांयःस्यत्सर्वत्रसर्वदा ॥६

આત્માના સ્વરૂપને જાણવાની ઇચ્છાવાળા પુરૂષે એટલુંજ જાણવા જેવું છે કે, જે અન્વય તથા વ્યતિરેક વડે સદા સર્વ ઠેકાણે છે, તેને આત્મા જાણવો. ॥ ૬ ॥

एतन्मतंसमातिष्ठपरमेणसमाधिना ।
भगवान्कल्पविकल्पेषुनविमुह्यतिकर्हिचित् ७

હે બ્રહ્મા! તમે પરમ સમાધિ વડે એટલે એકાગ્ર મન વડે મારા આ મતને અનુસરો. જેથી તમે કલ્પે કલ્પે વિવિધ પ્રકારની સૃષ્ટિ રચતી વેળાએ " હું સ્વતંત્ર કર્ત્તા છું " એવા મોહમાં કદી પણ પડશો નહીં. ॥ ૭ ॥

इतिश्रीमद्भागवतेमहापुराणेऽष्टादशसाहस्र्यां संहितायांवैयासिक्यांद्वितीयस्कंधेभगवद्ब्रह्मसंवादेचतुःश्लोकीभागवतंसमाप्तं ॥

ઇતિ શ્રી ચતુસ્લોકી ભાગવત સમાપ્ત.

॥ श्रीकृष्णार्पणमस्तु ॥

## ॥ अथ सप्तश्लोकी गीता ॥

॥ श्री गणेशाय नमः ॥

ॐमित्येकाक्षरंब्रह्मव्याहरन्मामनुस्मरन् ।
यःप्रयातित्यजन्देहंसयातिपरमांगतिम् ॥१॥

શ્રી કૃષ્ણ પરમાત્મા બોલ્યા—હે અર્જુન ! જે પુરૂષ "ॐ" એવા એક અક્ષરનો ઉચ્ચાર કરતો તથા મારૂં સ્મરણ કરતો, શરીરને ત્યજીને જાય છે તે મારી શ્રેષ્ઠ ગતિને પામે છે.

स्थानेहृषीकेश तवप्रकीर्त्याजगत्प्रहृष्यत्यनु रज्यतेच । रक्षांसिभीतानिदिशोद्रवंतिसर्वेन-मस्यंतिचसिद्धसंघाः ॥ २ ॥

આવું શ્રી કૃષ્ણ ભગવાનનું કથન સાંભળી અર્જુન બોલ્યા—હે ઋષિકેશ ! તમારા કીર્તનથી આખું જગત આકર્ષાય છે તથા હર્ષ પામે છે તે યોગ્ય છે. રાક્ષસો ભય પામીને

દશે દિશાઓમાં નાસી જાય છે અને સિદ્ધ જનોના સમૂહ આપને નમસ્કાર કરે છે. ૨

सर्वतःपाणिपादंतत्सर्वतोऽक्षिशिरोमुखम् ।
सर्वतःश्रुतिमल्लोकेसर्वमावृत्यतिष्ठति ॥३॥

તે પરમાત્મા રૂપ વસ્તુ સર્વત્ર હાથ પગવાળી છે, ચોતરફ આંખ, મસ્તક તથા મુખવાળી છે, ચોતરફ કાનવાળી છે તથા સર્વમાં વ્યાપીને રહી છે; અર્થાત્ સર્વ પ્રાણીઓની વૃત્તિવડે તથા સર્વનાં હાથ, પગ, મુખ—આદિ વડે એ સર્વત્ર વ્યાપક બ્રહ્મ વ્યવહાર કરે છે. ॥ ૩ ॥

कविंपुराणमनुशासितारमणोरणीयांसमनुस्मरेद्यः । सर्वस्यधातारमचिंत्यरूपमादित्यवर्णंतमसःपरस्तात् ॥४॥

સર્વજ્ઞ, અનાદિ, સર્વનો નિયન્તા, સૂક્ષ્મથી પણ અતિ સૂક્ષ્મ, સર્વનો ધારણ કરનાર, ચિંત્વનમાં ન આવે એવા રૂપવાળો, સૂર્યની

પેઠે પ્રકાશવાળો, અજ્ઞાનથી પર રહેલો એવો જે દિવ્ય પુરૂષ તેનું જે સ્મરણ કરે છે તે દિવ્ય ધામને પામે છે. ॥ ૪ ॥

ऊर्ध्वमूलमधःशाखमश्वत्थप्राहुरव्ययम् ।
छंदांसियस्यपर्णानियस्तंवेदसवेदवित् ॥५

અવિનાશી બ્રહ્મને જેનાં મૂળ ઉંચાં છે અને શાખાઓ નીચી છે તથા વેદના છંદો જેનાં પાંદડાં છે એવા પીપળાના ઝાડની ઉપમા આપી છે, આ પ્રમાણે જે જાણે છે તે વેદ જાણનાર કહેવાય છે. ॥ ૫ ॥

सर्वस्यचाहं हृदिसंनिविष्टोमत्तः स्मृतिर्ज्ञान मपोहनंच । वेदैश्चसर्वैरहमेववेद्योवेदांतकृद्वेदविदेवचाहम् ॥६॥

હું સર્વના હૃદયમાં રહેલો છું અને સ્મૃતિ, જ્ઞાન અને તર્ક એ મારાથીજ નીકળે છે, સર્વ વેદવડે કરીને હું જાણુવાને યોગ્ય છું. વેદાંત કરનાર અને વેદ જાણનાર પણ હુંજ છું. ॥ ૬

मन्मनाभवमद्भक्तोमद्याजीमांनमस्कुरु ।
मामेवैष्यसियुक्त्वैवमात्मानंमत्परायणः ॥ ७

તું મારામાંજ મન રાખ, મારોજ ભક્ત થા, મારોજ યજ્ઞ કરનાર થા, અને મનેજ નમસ્કાર કર, એ પ્રમાણે દૃઢ મનથી સદા મારામાંજ ચિત્ત રાખનારો તું મનેજ પામીશ. ॥ ७ ॥

इतिश्री मद्भगवद्गीतासूपनिषत्सुब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादेसप्तश्लोकी गीतासंपूर्णम् ॥ ॥ श्रीकृष्णार्पणमस्तु ॥

ઇતિ શ્રી સપ્તશ્લોકી ગીતા સમાપ્ત.

## ॥ चर्पटपञ्जरिका ॥

भज गोविंदं भज गोविंदं
भज गोविंदं मूढमते ।
प्राप्ते सन्निहिते मरणे
नहि नहि रक्षति डुकृञ् करणे ॥

હે મૂઢ બુદ્ધિવાળા! તુ ગોવિંદ એવા ઈશ્વરનું ભજન કર. માથે ફર્યા કરતું મરણ પાસે આવશે ત્યારે "ડુકૃઞ કરણે" એ વ્યાકરણનો પાઠ તારી રક્ષા નહિ કરે. ॥ ૧ ॥

बालस्तावत्क्रीडासक्त-
स्तरुणस्तावत्तरुणीरक्तः ।
वृद्धस्तावच्चिंतामग्नः
परेब्रह्मणिकोपिनलग्नः ॥२॥ भज०

જ્યાં સુધી બાળક હોય ત્યાં સુધી બાળક્રીડા એટલે રમતમાં લાગી રહે છે. જ્યાં સુધી તરૂણ હોય ત્યાં સુધી તરૂણીમાં આસક્ત થઈ

રહે છે અને જ્યાં સુધી વૃદ્ધ હોય ત્યાં સુધી ચિંતામાં મગ્ન રહે છે, પરંતુ કોઈપણ વખતે પરબ્રહ્મમાં આસક્ત થતો નથી; માટે હે મૂઢ બુદ્ધિવાળા! ગોવિંદને ભજી લે. ॥ ૨ ॥

अंगं गलितं पलितं मुंडम्
दशनविहीनं जातं तुंडम् ।
वृद्धो याति गृहित्वा दंडम्
तदपि न मुंचत्याशापिंडम् ॥३॥भज०

અંગ ગળી ગયું, માથે ધોળા વાળ થઈ ગયા, મોઢામાંથી દાંત પડી ગયા અને વૃદ્ધ થયો છે તેથી લાકડી લઈને ચાલવું પડે છે, તો પણ આશાના ઓઘને તું મેલતો નથી. ॥ ૩ ॥

पुनरपिजननंपुनरपिमरणम्
पुनरपिजननीजठरेशयनम् ।
इहसंसारेखलुदुस्तारे
कृपयापारेपाहिमुरारे ॥४॥ भज०

દુઃખે પણ ન તરાય એવા અપાર સંસાર સાગરમા વારંવાર જન્મવું, વારંવાર મરવું,

અને વારંવાર માતાના ઉદરમાં પડવું પડે છે; માટે હે મુરારી પ્રભુ! કૃપા કરીને મારો ઉદ્ધાર કરો. ॥ ૪ ॥

दिनमपिरजनीसायंप्रातः
शिशिरवसंतौपुनरायातः ।
कालःक्रीडतिगच्छत्यायु
स्तदपिनमुंचत्याशावायुः ॥५॥ भज०

દિવસ પછી રાત પડે છે અને રાત પછી દિવસ ઉગે છે, તથા સાંજ પછી સવાર થાય છે અને સવાર પછી સાંજ પડે છે. આમ દિવસ રાત, સાંજ અને સવાર ચાલ્યાં જાય છે, તથા શિશિર અને વસંત આદિ ઋતુઓ પણ વારંવાર આવ્યા ગયા કરે છે. આવી રીતે કાળ ગમન કરે છે અને આયુષ્ય ચાલ્યું જાય છે તો પણ આશાનો પવન તને છોડતો નથી!! હે મૂઢમતિ! ગોવિંદને ભજી લે. ॥ ૫ ॥

जटिलो मुंडित लुंचितकेशः
काषायांबरबहुधृतवेशः
पश्यनाप च न पश्यति लोक

उदरनिमित्तं बहुकृतवेशः ॥६॥ भज०

માથે જટા રાખનાર, માથાના વાળ સઘળા ઉતરાવી નાંખનાર, માથાના વાળ ચુંટાવી કાઢનાર, ભગવાં લુગડાંથી અનેક વેશ ધરનાર અને પેટ ભરવા માટે બહુ રૂપ બનતો લોક દેખતાં છતાં પણ અંધ છે. ॥ ૬ ॥

वयसि गते कः कामविकारः
शुष्कैः नीरे कः कासारः ।
क्षीणे वित्ते कः परिवारो
ज्ञाते तत्वे कः संसारः ॥७॥ भज०

વય વીતી જતાં કામ વિકાર રહેતો નથી, પાણી સુકાઈ જતાં તળાવ રહેતુ નથી, ધન ઘટી જતાં પરિવાર રહેતો નથી તેમજ તત્વ જાણવાથી સંસાર રહેતો નથી. ॥ ૭ ॥

अग्रे वन्हिः पृष्ठे भानु
रात्रौ चिबुकसमर्पितजानुः ।
करतलभिक्षा तरुतलवासः
स्तदपिनमुंचत्याशापाशः ॥८॥ भज०

આગળ અગ્નિ બળે છે, પછવાડે તડકો પડે

છે, રાત્રિયે દાઢી ને ઘુંટણુ ભેગાં કરી સૂઈ રહેવું પડે છે, ભિક્ષા માટે વાસણુ જડતાં નથી, અને ઝાડને થડે સૂઇ રહેવું પડે છે, તો પણુ આશાનો પાશ છોડતો નથી!! ગોવિંદને ભજી લે. ॥ ૮ ॥

यावद्वित्तोपार्जनसक्त
स्तावन्निजपरिवारो रक्तः ।
पश्चाज्जर्जरभूते देहे
वार्त्ताकोपिनपृच्छतिगेहे ॥ ९ ॥ भज०

માણુસ જ્યાં સુધી ધન લઇ આવવાને શક્તિમાન હોય છે ત્યાં સુધી તેનો પરિવાર તેને આધીન થઇને રહે છે અથવા પ્રીતિ રાખે છે. ધન લઇ આવવાની શક્તિ જતી રહે છે એટલે પછી ઘરમાં કોઇ વાત પણુ પૂછતું નથી માટે ગોવિંદને ભજી લે. ૯

रथ्याकर्पटविरचितकंथा
पुण्यापुण्यविवर्जितपंथा ।
नत्वं नाहं नायं लोकः
स्तदापेकिमर्थंक्रियत्तशोकः ॥१० भ०

રસ્તામાંનાં ચીથરાંની કંથા કરનાર અને પુણ્ય પાપનો માર્ગ છોડી દેનાર તું નથી, હું નથી અને આ લોક પણ નથી તો શા માટે શોક કરે છે ? ( શોક મેલીને ) ગોવિંદને ભજી લે.

नारीस्तनभरजघननिवेशं
दृष्ट्वा मायामोहावेशम् ।
एतन्मांसवसादिविकारं
मनसि विचारय वारंवारं ॥११॥ भ०

નારીના સ્તનનો ભાર તથા જઘન ( પેઢુ ) ની રચના કે જેથી મિથ્યા મોહનો આવેશ ઉત્પન્ન થાય છે તેને જોઇને, એ, માંસ ચરબી આદિના વિકાર રૂપ છે એમ મનમાં વારંવાર વિચાર કર. ॥ ૧૧ ॥

गेयं गीतानामसहस्रं
ध्येयं श्रीपतिरूपमजस्रम् ।
नेयं सज्जननिकटे चित्तं
देयं दीनजनाय च वित्तम् ॥१२॥भ०

જો ગાવાં હોય તો ગીતા અને વિષ્ણુ સહસ્રનામ ગાવાં, જો ધ્યાન ધરવું હોય તો

નિરંતર લક્ષ્મીપતિ વિષ્ણુનું ધ્યાન ધરવું, જો લઈ જાવું હોય તો સજ્જનો પાસે ચિત્ત લઈ જવું અને જો દેવું હોય તો દીન લોકોને ધન દેવું. ॥ ૧૨ ॥

भगवद्गीता किंचिदधीता
गंगाजललवकणिका पीता ।
येनाकारि मुरारेरर्चाम्
तस्ययमः किं कुरुतेचर्चाम् ॥१३॥भ०

જેણે ભગદ્ગીતાનો થોડોક પણ પાઠ કર્યો, જેણે થોડુંક પણ ગંગાજળનું પાન કર્યું અને જેણે મુરારી પ્રભુની પૂજા કરી, તેની ચર્ચા શું યમરાજ કરે છે? નથી કરતા. ॥ ૧૩ ॥

कोहं कस्त्वं कुत आयातः
कामेजननीकोमेतातः ।
इतिपरिभावय सर्वमसारं
सर्वत्यक्त्वा स्वप्नविचारम् ॥१४॥ भ०

હું કોણ, અને ક્યાંથી આવ્યો, મારી માતા કોણ, મારા પિતા કોણ? આ પ્રકારથી સ્વપ્ન સરખા સર્વ વિચારને ત્યાગીને સર્વ નામ રૂ-

પાત્મક જગતને અસાર માની લે. ॥ ૧૪ ॥

का तव कांता कस्ते पुत्रः
संसारोयमतीव विचित्रः ।
कस्य त्वं वा कुत आयात
स्तत्वंचिंतय तदिदंभ्रातः॥१५॥ भ०

તારી સ્ત્રી અને તારો પુત્ર કોણ છે? આ સંસાર અત્યંત વિચિત્ર છે તું કોનો છે અને ક્યાંથી આવ્યો છે? હે ભાઇ! તે તું મનમ વિચાર કર. ॥ ૧૫ ॥

सुरतटिनीतरुमूलनिवासः
शय्याभूतलमजिनं वासः ।
सर्वपरिग्रहभोगत्यागः
कस्यसुखंनकरोतिविरागः ॥१६॥भ०

ગંગા નદીના કાંઠાનાં ઝાડનાં મૂળીયાં એ રહેઠાણ, ધરતી એજ સૂવાનું, મૃગચર્મ એ લુગડાં, સર્વ પરિગ્રહ અને ભોગનો ત્યાગ તથા વૈરાગ્ય, એ કોને સુખ ન કરે? અર્થાત સર્વને સુખ કરે છે. ॥ ૧૬ ॥

સમાપ્ત.